# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake ! Arise ! Stop not Untill the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિ સાધ્યો ન આશય જ્યાં સુધી.—
ઉપનિષદ્.


વર્ષ ૧૩ મું.] જાન્યુઆરી ૧૯૨૦. [અંક ૧ લો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૪-૦.

તંત્રી:—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ બી

પ્રકાશક:—જીવનલાલ માધવલાલ ઠાકોર,
ગાયવાડી, ગિરગામ, મુબાઈ, નં. ૪.



| | | |
|---|---|---|
| નોંધું (કાવ્ય) ... ... | પદ્માવતી દેસાઈ ... ... | ૧ |
| અંગ્રેજ લોકોનું બ્રહ્મસ્થિતિ ... ... | રા. કેશવપ્રસાદ દેસાઈ ... | ૨ |
| "રૂદન" (કાવ્ય) ... ... | પ્રબુદ્ધ ... ... ... | ૮ |
| પ્રોફેસર રાંગણેકરનું પર ... ... | હરિપ્રસાદ ગજરાય ... ... | ૯ |
| ગુજરાત બ્ર. ક્ષ. કો. કે. સોસાયટી ... | (રિપોર્ટ) ... ... ... | ૧૪ |
| વિદેશ ગયેલા પતિની સાંભળી સીના ... મનોદ્‌ગાર ... ... ... | જ્ઞાતિ ભગિની ... ... | ૧૫ |
| મ્હારી હક ... ... ... | સી. ... ... ... | ૧૬ |
| કુમારિકા (સમાલોચના)... ... | સાહિત્યસેવક ... ... | ૨૨ |
| ઇન્ફ્લ્યુએન્ઝા અટકાવવાના ઉપાયો ... | ... ... ... ... | ૨૯ |
| "સહકાર્ય અને તેની આર્થિક સામાજીક તથા નૈતિક શક્તિ ... ... | રા. બા. અંબાશંકર મલરજી ... | ૩૧ |
| અયોગ્ય અનુકરણ... ... ... | જ્ઞાતિબંધુ ... ... ... | ૩૪ |
| લેખકોને જવાબ ... ... | ... ... ... ... | ૩૫ |
| સુરતની જ્ઞાતિને ભેટ ... ... | ... ... ... ... | ૩૬ |
| જ્ઞાતિના ખબર અંતર, વગેરે ... | ત્રિમાસિક ઓફીસ ... ... | ૩૭ |



છાપનાર—શા. મગનલાલ જેગજીવનદાસ. { ૧૩૭૭૭૬.
છાપખાનાનું નામ—શ્રી સરસ્વતી છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.
પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર.
પ્રગટ કરવાનું ઠેકાણું—ગાયવાડી, ગીરગામ—મુંબઈ નં૦ ૪.

# અંગ્રેજ લોકોની ગૃહસ્થિતિ.

આપણે સો ઘણા વર્ષોથી અંગ્રેજ લોકોના સહવાસમાં આવ્યા છીયે તો પણ તેમનાં ઘરોમાં સાધારણ રીતે કામકાજ કેમ ચાલતું હશે તેનો ખ્યાલ આપણને બિલકુલ નથી. આપણા મનમાં તો એમજ ભરાઈ ગયું લાગે છે કે મડમ તો ઘરમાં બેસીજ રહેતી હશે, અને કાંઈજ કામ હાથે કરતી નહિ હોય. જો કોઈ બૈરીને ઘરકામ ના આવડતું હોય, અને તે બપકોમારી બેસી રહેતી હોય, તો આપણામાં એમ કહેવાય છે કે એ તો મડમ થઈ ગઇ. પણ આ ખ્યાલ ખોટો છે. કદાચ અહિં આવેલા થોડા અમલદાર વર્ગના સાહેબોના ઘર ઉપરથી આ ખ્યાલ પડયો હશે પણ ખરી રીતે તો મડમો બહુ ઉદ્યોગી હોય છે અને તેમના ઘરના કારભારમાંથી આપણે ઘણું શીખવાનું છે. એમના ગૃહકાર્યનો ખરો ખ્યાલ મરાઠીમાં પ્રો. શ્રીપાદ લક્ષ્મણ આજરેકરે આપેલો છે, તે ઘણો સરસ હોવાથી અહિં તેનું ભાષાંતર આપ્યું છે.

ઇંગ્લંડમાં શહેરો અને ઘરો કેવા દેખાય છે તેનો ખ્યાલ મુંબઈના કોટના રસ્તાઓ ઉપરથી આવે તેમ છે. મોટા રસ્તા, રસ્તાની બે તરફ પગરસ્તો, ઘરો મોટાં અને ઉંચા, પાસે પાસે છતાં હવાદાર, રસ્તા સાફ અને ચોખ્ખા. ત્યાં રસ્તા ઉપર ઘરનો કચરો નાંખી શકાતો નથી. દરેક ઘરનો કચરો એક વાસણમાં ભરીને બારણા આગળ રાખી મુકવામાં આવે છે. તે નિયમિત વખતે કચરાપટ્ટીના ગાડાવાળા આવીને ભરી જાય છે. શહેરની ચોખ્ખાઇ ત્યાં ઘણી હોય છે.

દરેક ઘરની અંદર ઓરડા પણ વધારે હોય છે. સાધારણ રીતે દરેક માણસને સુવા માટે જુદો ખંડ હોય છે. ઘર મોટા હોય છે ખરાં પણ તેમાં માણસો બહુ નથી વસતાં. ચોરસતાવાર મોટી બારી હોય છે. તેની જમીન ઉપર પણ ખરું લાકડાં જડેલાં હોય છે, અને તેના ઉપર સેતરંજી કે ગાલીચો પાથરેલો હોય છે. વળી ત્યાં ખુરશી ટેબલ પડદા વગેરે ગોઠવેલા હોય છે. છબીઓ વગેરે મૂકી આ ખંડ શણગારેલો હોય છે. આ તેમનું દીવાનખાનું. તેમાં તેઓ ગમે તેમ લુગડાં ખીંટીપર લટકાવતા નથી. વળી તેમને ફુલઝાડનો બહુ શોખ હોય છે. અને દીવાનખાનામાં ફુલદાન કુંડા વગેરે મેલવી, બધું બહુજ સુંદર બનાવે છે.

અંગ્રેજ લોકોમાં એકત્ર કુટુંબનો રીવાજ નહિ હોવાથી તેમનું કુટુંબ બહુ નાનું હોય છે. સાધારણરીતે ધણી ધણીયાણી અને બાળકો. એટલાંજ એક કુટુંબમાં હોય છે. સામાન્ય સ્થિતિવાળા કુટુંબના ઘરમાં દીવાનખાના ઉપરાંત, દરેક પુખ્ત પુરૂષને એક એક ઓરડો હોય છે તથા બાળકો માટે એક બાળગૃહ (નર્સરી); એક રસોડું તથા જમવાનો ખંડ, એક કોઠાર, તથા એક મહેમાનો માટે ખંડ હોય છે. અહિંના સાહેબ લોકોને ત્યાં બહુ ચાકરો હોય છે તે ઉપરથી એમ ના ધારવું કે ઇંગ્લંડમાં પણ તેમજ હશે. ઘણાં ખરાં કુટુંબમાં તો ફક્ત એક "સર્વે કામ કરનાર ચાકર"થી ચલાવી લેવામાં આવે છે. તે ઘણું ખરૂં એક કુંવારી સ્ત્રી હોય છે તે ઘરમાંજ રહે છે ને ખાય છે. પણ તેને પણ એક જુદી ઓરડી આપવામાં આવે છે. મહેમાનો માટે ખંડ હોય છે એમ ઉપર જણાવ્યું તેથી કોઈને અચંબો લાગશે. સામાન્યરીતે એમ કહેવાય છે કે; અંગ્રેજોમાં મહેમાનગીરીનો રીવાજ નથી. ત્યાં તો હોટલો હોય છે ત્યાંજ પરગામીયો ઉતરે. પણ ખરી વાત એ છે કે અજાણ્યાઓ અથવા જરાજરા ઓળખાણવાળા એક બીજાને ત્યાં મહેમાન થતા નથી એ વાત ખરી પણ પોતાની મિત્રમંડળીને વારંવાર નોતરવાનો ત્યાં રીવાજ છે. અને આ મહેમાનોને માટે જુદા ખંડ રાખવામાં આવે છે.

નાનાં બાળકો માટે (નર્સરી) બાળગૃહ એટલે શું તેની આપણામાંનાં ઘણાને સમજણ પડશે નહિ. ઇંગ્લંડમાં બાળકોને છેક નાનપણથીજ ખાસ જુદી રીતભાત શીખવવામાં આવે છે. તેઓ આખો દહાડો માની પાછળ ભટકીને માના કામમાં અડચણ કરતા નથી. તેમને માટે બેસવા રમવા તથા વાંચવા સુવાનો ખાસ જુદોજ ઓરડો રાખેલો હોય છે. ત્યાં તેમના માબાપ વારંવાર થોડા સમય આવે જાય છે. તેમના રમકડાં તથા પુસ્તકો પણ આ ખંડમાંજ હોય છે. રાત્રે આઠ વાગતે દરેક નાના બાળકને આ ઓરડામાં મોકલી દેવામાં આવે છે તેઓને તે વખતે ઉંઘ ના આવે તો થોડું વાંચીને કે રમીને ઉંઘી જાય. પણ મોટાઓ બેઠા હોય ત્યાં તો જવાયજ નહિ. મોટાઓ તો છેક મોડાં ઉંઘે. પણ નાનાં છોકરાંઓને આ પ્રમાણે તેમના બાળગૃહમાં વહેલા મોકલી દેવામાં આવે છે.

અંગ્રેજ લોકોની સુવ્યવસ્થા અને ટાપટીપનો અનુભવ તો આપણને અહિં પણ થાય છે. આ સુવ્યવસ્થા એમના ઘરની નાનામાં નાની બાબતમાં

પણ જોવામાં આવે છે. ઘરના સર્વે કામ વ્યવસ્થાપૂર્વક અને નિયમિતપણે કરવામાં આવે છે. સ્ત્રીઓ સવારે છ થી સાત વાગ્યા સુધીમાં ઉઠે છે. તેઓ રાત્રે મોડા સૂનારા હોવાથી સવારે અતિશય વહેલા ઉઠી સકતા નથી. સવારે ઉઠીને ઘર સાફ કરે છે. ફક્ત ઝાડુ મારવાથીજ એમનું ઘર સાફ થતું નથી. પણ તેઓ ખુરશી ટેબલ વગેરે દરેક ચીજ કપડાથી લુછીને બહુ સાફ રાખે છે. આપણા ઘરોમાં નીળાં, બાઉઆ, દેખાય છે તેવા અંગ્રેજોના ઘરોમાં જોવામાં નથી આવતા; પછી સવારના નાસ્તાની તૈયારી કરે છે. સુવાના ખંડનો ઉપયોગ દિવસે થતો નથી. તેથી સવારના તે સાફ કરી પથારીઓને હવા ખવડાવવામાં આવે છે. ચાદર ગલેફ પણ બહુજ ચોખ્ખાં હોય છે.

ઇગ્લંડમાં દીવસમાં ચાર વાર ભોજન થાય છે. એક સવારે આઠથી નવ સુધીમાં નાસ્તો (બ્રેક ફાસ્ટ), બપોરે એક બે વાગે જમણ (ડીનર). પાંચેક વાગે ચહા (ટી), રાત્રે આઠ નવ વાગે વાળુ (સપર). કોઈક ઠેકાણે આઠ વાગે જમણ થાય છે, તો બે વાગે (લંચ) છોટી હાજરી કરવામાં આવે છે. આ સર્વેમાં "જમણ" તે તેમનું મૂખ્ય ખાણું છે. બાકીનામાં આછી આછી વાનીયો હોય છે. પાંચ વાગે ચહા પણ તેઓ કદી એકલી પીતા નથી. તેની સાથે પુષ્કળ ખાવાનું હોય છે. આ ભોજનોનાં સમયને અનુસરીને નિશાળ તથા ઑફીસનો વખત રાખેલો હોય છે. સવારના નવેક વાગ્યાથી તે સાંજના સાતેક સુધીમાં આ વખત હોય છે અને વચમાં "જમણ" માટે બે વાગતાં કલાકની છુટી હોય છે. ભૂખે પેટ તેઓ કાંઈ કામ કરતા નથી

સવારનો નાસ્તો કર્યા પછી પુરૂષો ધંધો કરવા જાય છે, છોકરાં નિશાળે જાય છે, અને સ્ત્રી વર્ગ ઘરકામ તથા બપોરના જમણની તૈયારી કરવામાં રોકાય. છે અહિંની માફક ત્યાં પુરૂષો તથા સ્ત્રીઓ જુદા જુદા જમવા બેસતા નથી. રસોઈ તૈયાર થયા પછી બધાં સાથેજ ભોજન કરે છે. તેઓ ટેબલ ઉપર જમે છે. ટેબલ ઉપર એક સફેદ ચાદર પાથરીને તે ઉપર રકાબીઓ ગોઠવી દે છે. રસોઇ કરેલી બધી ટેબલ ઉપર વચમાં ગોઠવી દેછે અને તેમાંથી જેને જોઈએ તેટલું લે છે, અથવા તો ઘરનું મુખ્ય માણસ બધાને તેમાંથી જોઈએ તેટલું આપે છે. દરેક વાની માટે જુદી તાસક અને જુદા છરી કાંટા ચમચા હોય છે. અને બધી વાનીઓ એક સામટી પીરસવામાં આવતી નથી, પણ એક પછી એક પીરસાય છે. દર વખતે ખાધેલી તાસકો વગેરે બધું બાજુ ઉપર ખસેડી નાંખવામાં આવે છે. તેમનું આ કામ બહુ ગોઠું થઈ

જાય છે. ચાદર ઉપર ગંદવાડ પાડવામાં આવતો નથી, અને દર અઠવાડીયે તે બદલવામાં આવે છે. જમતી વખતે બધા સુમસામ બેસી રહેતા નથી, પણ હસીને વાતો કરતા કરતા આનંદથી જમે છે. વર્તમાનપત્રોમાંની વાતો, બહારની વાતો, તથા એકમેકની મશ્કરી તે વખતે ચાલે છે. આ સર્વમાં સ્ત્રીઓ તથા પુરૂષો સરખો ભાગ લેછે. સ્ત્રીઓનું કામતો ફક્ત રસોઈજ કરવાનું છે, અને બાકીની વાતોમાં તે કાંઈ સમજે નહિ એવું ત્યાં માનવામાં નથી આવતું. ત્યાં લગ્ન થયા પૂર્વે કન્યાઓને સારી કેલવણી મળેલી હોય છે, અને પુરૂષો તેમનો દરજ્જો ઉતરતો ગણતા નથી. એટલે દરેક વાતમાં તે ભાગ લે છે, અને સમજે છે. આ કારણોને લીધે અંગ્રેજી કુટુંબમાં સ્ત્રી પુરૂષ વચ્ચે ગાઢ પ્રેમ દેખાય છે, તથા બન્ને વચ્ચેના વ્યવહારમાં નિખાલસપણું પણ લાગે છે.

આપણા લોકોને સ્ત્રીઓને કેલવણી આપવા સામે એક વાંધો એ લાગે છે કે છોકરીઓ ભણે છે એટલે ઘર કામમાં લક્ષ રહેતું નથી તેઓ ચોપડીયોજ વાંચ્યા કરે છે, અથવા તો તેમને ફરવા જવાનું કે મેલાવડામાં જવાનું બહુ મન થયા કરે છે. પણ ઇંગ્લંડમાં તો બાઈયો, શિક્ષણ લે છે તોપણ બધું ઘરકામ આનંદથી કરે છે. ઘરકામ કાંઈ અહિં કરતાં ઓછું નથી. વળી ત્યાં તો ઘરકામમાં જોઈતી ચીજોની ખરીદી કરવા પણ સ્ત્રીઓજ બજારમાં જાય છે. નાનાં બાળકોના કપડાં પણ તેઓ હાથેજ શીવે છે. અને તે ઉપરાંત વાંચવાનો, સંગીતનો કે બીજી કોઈ લલિત કળાનો અભ્યાસ પણ ચાલુ રાખે છે. તેઓ ફરવા જવા માટે પણ સમય કાઢી શકે છે. આ બધાનું કારણ તેમનું ઉત્તમ શિક્ષણ તથા તે સાથે સુવ્યવસ્થાનું તથા વખતની કીંમતનું મળેલું જ્ઞાન છે.

ત્યાં ઘર વ્યવસ્થામાં જે નિયમિતપણું તથા કામની વ્હેંચણી જોવામાં આવે છે તે અહિં મોટી મોટી ઑફીસોમાં પણ નથી હોતી. દરેક કામ નીમેલે વખતેજ કરવામાં આવે છે, અને દરેક માણસને તેના ગજાપુરતું કામ વ્હેંચી આપવામાં આવે છે. સાફસુફ કરવી, રસોઈ બનાવવી, વગેરે જે નિત્ય કાર્ય હોય છે તે ઘડીયાળ માફક નિયમિત રિતેજ થાય છે. એક કામ પાછળ બે માણસો દોડીને નકામો વખત ગુમાવતા નથી. પોતાનું કામ દરેક જણ વખતસર કરેજ છે. આથી નોકર લોકોને પણ સુખ પડે છે, તથા જેનો વાંક હોય તે તરત પકડાઈ આવે છે, અને તે સુધારી શકાય છે.

અને રોજનું કામ રોજ થતું હોવાથી કામ તથા કચરો ભેગા થતા નથી. વળી ઘરમાંજ આ સુવ્યવસ્થાની ટેવ પડવાથી બાળકો પણ બધું વ્યવસ્થિતપણું શીખે છે, અને તેથી મોટી વયમાં તેમને લાભ થાય છે.

રસોડામાં પણ બધી વસ્તુઓ વ્યવસ્થાપૂર્વક ગોઠવેલી હોય છે. દાક્તરના દવાખાનામાં જે પ્રમાણે દવાઓ ગોઠવણી બંધ મુકેલી હોય છે તેવીજ રીતે રસોડામાં દરેક ચીજ તથા સાહિત્ય ગોઠવેલાં હોય છે. વળી રસોઈ પણ કંપાઉડરની માફક સાવચણીથી કરવામાં આવે છે. ત્યાં પાકશાસ્ત્રનું જ્ઞાન પણ આગળ વધેલું છે. અમુક વખતે અમુક ધાન તૈયાર થવુંજ જોઈએ, એમ તે જાણે છે અને ઘડીયાલની મદદથી રસોઈ કરે છે. તાપ પણ કેટલો જોઈએ તે નક્કી થએલું છે, અને થરમામીટરની મદદ પણ તેઓ લે છે. તે રીતે તેઓ બળતણનો તથા બીજી ચીજોનો બચાવ કરી શકે છે. એ મુજબ પ્રયોગશાળા પ્રમાણે ત્યાંના રસોડામાં કામ થાય છે, અને તેથી ત્યાંની સ્ત્રીઓનાં મન પણ બહુ કેળવાય છે. કોઈ ચીજ થઈ તો થઇ, નહિ તો નજર લાગી હશે એમ નહિ, પણ ના થાય તો તેના કારણો શોધી શકે છે, અને તેમના મનમાં જરાયે વહેમ રહેતો નથી.

ઘરનાં કેટલાંએક કામ દરરોજ કરવાની જરૂર હોતી નથી. આવાં કામો માટે ત્યાં અમુક દીવસ ઠરાવેલાં હોય છે. તે દીવસોએ તે કામ જરૂર કરવામાં આવેજ છે. દાખલા તરીકે જાળાં પાડી, જમીન ધોઈ સાફ કરવાનો દીવસ. કપડાં, ચાદરો વગેરે ધોવાનો દીવસ. ઘણા સામાન્ય કુટુંબોમાં ઘેરજ ભઠ્ઠી કરીને કપડાં ધોવામાં આવે છે. દરેક જણ પોતાના મેલા કપડા એક કરંડીયામાં રાખે છે, અને હેરવેલે દીવસે તે ગણી લખીને ધોવા આપે છે. તેમાં પણ વ્યવસ્થા જોવામાં આવે છે. કપડાંનો ગોટાળો થઈ જતો નથી. બજારમાં ખરીદી કરવાનો પણ દરેક કુટુંબમાં અઠવાડીઆમાં એક દીવસ ઠરાવેલો હોય છે. તે દીવસે ઘરની મુખ્ય બાઈ—ગૃહિણી—જાતેજ બજારમાં જાય છે. ઘરમાં જોઈતી બધી ચીજો તે દીવસે લાવે છે ત્યાંની દુકાનોમાં પણ માલ બધો વ્યવસ્થાપૂર્વક ગોઠવેલો હોય છે, અને દુકાનદાર બહુજ સભ્યતાથી તથા કાળજીપૂર્વક ઘરાક સાથે વાત કરે છે. તેથી ત્યાં જરાયે વખત બગડતો નથી. બધી વસ્તુઓ એકજ ભાવે વેચાય છે, એટલે કીંમત ઠરાવવાની રકઝક પણ કરવી પડતી નથી.

આ પ્રમાણે બધું કામ વ્યવસ્થાપૂર્વક ચાલતું હોવાથી, દરેક જણને ફુરસદ પણ બહુ મળી શકે છે. અને પોતાનું કામ પરવાર્યા પછી, દરેક જણ પોતાનો વખત મરજી મુજબ ગાળે તેમાં કોઈ પંચાત કરતું નથી. વાંચવું, ગાયન કરવું, ભરવું ગુંથવું કે વાતો વિનોદ કરવો, એમ કાંઈ કાંઈ ઉદ્યમ દરેક જણ નવરાશના સમયમાં કરે છે. ગોઠવણબંધ કામ કરવાથી, કામ વધારે થાય છે, સારૂં થાય છે, તેમ ફુરસદ તેમજ વિશ્રાંતિ પણ વધારે મળે છે. દરેક જણને કામ કર્યા પછી વિશ્રાંતિની જરૂર છે એ વાત ઇગ્લંડમાં સૌ કબુલ રાખે છે, અને સ્ત્રીઓને પણ વિશ્રાંતિની જરૂર છે એમ સ્વીકારે છે. ખુલ્લી હવામાં ફરવા જવાની, સૃષ્ટિસૌંદર્ય જોવાની, તેમજ મુસાફરી કરીને કોઈ જોવા લાયક સ્થળે જવાની, સ્ત્રીઓને પુરૂષો જેટલીજ ત્યાં છુટ છે. ખુલ્લી હવાના અંગ્રેજ લોક બહુજ શોખીન છે અને સ્ત્રીઓ એકલી અથવા તો પુરૂષ મંડળી સાથે ફરવા નિકળે છે. નાનાં બાળકોને પણ તેઓ ફરવા લઈ જાય છે. બહાર ફરવા જવાની રીત આપણા દેશમાં દાખલ કરવાની બહુ જરૂર છે.

રાત્રે આઠ વાગતામાં બાળકોને સુવાડી દીધા પછી, મોટી મંડળી અગીયાર, બાર વાગતા સુધી; કામકાજ પરવારીને એક બીજા સાથે આનંદ ગોષ્ટી કરે છે તે વખતે ગાયન ચાલે છે કે કંઈ રમતો પણ રમવામાં આવે છે. રવીવારે ઇગ્લંડમાં બધા આરામ લે છે તે દિવસે દુકાનો પણ બંધ રહે છે, અને સૌ કોઈ, ખરેખરો આરામ લઈ આખા અઠવાડીયાનો થાક ઉતારી નાંખે છે. તે શીવાય વર્ષમાં તહેવાર કે રજાઓ આવે છે ત્યારે બધાં કોઈ જોવા લાયક સ્થળે અથવા હવા ખાવાને સ્થળે ઉપડી જાય છે. સ્ત્રીઓને પણ સાથેજ લેવામાં આવે છે, ઘેર ગોંધી રાખવામાં નથી આવતી.

ઇગ્લંડમાં ઘર એટલે રહેવાનું અને જમવાનું સ્થાન માત્ર નહિ, પણ સંબંધીઓના પ્રેમ સહવાસનું એક સ્વચ્છ સ્થળ છે. સ્વચ્છતા, વ્યવસ્થા, અને મમતા ત્યાં જોવામાં આવે છે. આવું ઘર હોય ત્યારેજ Home, Sweet Home અને No place like Home, એ કવિતાનો અર્થ સમજાય. આપણા કેળવાયલા લોકોએ આ વાત ઉપર વિચાર કરીને ઘરની વ્યવસ્થા કરવાની જરૂર છે. ગોઠવણી તથા કાર્યવિભાગ અને નિયમિતપણાથી સ્ત્રીઓનો ઘણો સમય બચાવી શકાશે. કેળવાયલી સ્ત્રીઓએ તો આ બાબત જરૂર પગલાં ભરવાજ જોઈયે.

કેશવપ્રસાદ દેસાઈ.

---:o:---

## "રુદન."

(શું કહું કથની મ્હારી—રાહ.)

જ્ઞાતિનું દુઃખ શું રોવું, ભ્રાત! જ્ઞાતિનું દુઃખ શું રોવું!
જ્યાં ચિન્તાગ્નિ વ્યાપ્યો ઓ ભ્રાત! જ્ઞાતિનું દુઃખ શું રોવું!
ભણીગણીને પન્ડીત થાયે, એ બોલ સારા જાણે;
અક્કડ ફરતાં વાતો કરતા, ગરિબને શું દોરે! ભ્રાત!
જ્ઞાતિનું દુઃખ શું રોવું!

વરવિક્રયના ફાંસા માહે ગર્દન ગાળે નાખે;
શેરબજારે બાવો બોલે ત્યાં આગળ થઈ વેચાયે ભ્રાત!
જ્ઞાતિનું દુઃખ શું રોવું!

પૈસા તણાં જ્યાં લોભે જાયે, અન્તરના બન્ધ તોડે;
પેઢી ચલાવી થેલી લાવી, રિદ્ધી મહીં ગૂંચાયે! ભ્રાત!
જ્ઞાતિનું દુઃખ શું રોવું!

જ્ઞાતિ માંહે રિપુ બનીને બાથો જુઠી ભીડે;
ખોટા માનવ દંભી પેઠે જ્ઞાતિ માહે ચકદોળે! ભ્રાત!
જ્ઞાતિનું દુઃખ શું રોવું!

નવલ રાસે બન્ધુ રમે જ્યાં જગમાંહે જકડાયે;
મૂકી બાહોશી રણ સંગ્રામે, પૂર્વજ ક્યાંથી પામે! ભ્રાત!
જ્ઞાતિનું દુઃખ શું રોવું!

જ્ઞાતિની આવી મીથ્યા વાતો, જગમાંહે પંકાયે;
ત્રિમાસીકમાં લેખો આવે ત્યાં, ક્યાંહી જઈ છૂપાયે! ભ્રાત!
જ્ઞાતિનું દુઃખ શું રોવું!

ઈજ્જતની ચાહૂતી આપીને, માઝાને લૂંટાવે;
વિધાસામે મૂસો મૂકે ત્યાં, અબુદ્ધ શું, શું, રૂવે! ભ્રાત!
જ્ઞાતિનું દુઃખ શું રોવું!

અબુદ્ધ.

—:o:—

## પ્રોફેસર રાયજીનું ઘર.

આ આખું ઘર, હવા અજવાળાવાળું, સ્વચ્છ અને સુન્દર છે. જ્યાં જ્યાં નજર કરો ત્યાં બધે નવું નવું અને રળિયામણું લાગે છે. ચિત્રો, સંગિત, ફુલો અને સુગંધીદાર ધુપથી પ્રભુના મંદીર જેવી પવિત્રતા અહીં સદાકાળ વ્યાપી રહે છે. "કવીઓ વસંતઋતુની ભલે અતિશયોક્તિ કરે પણ મ્હને તો આ વર્ષાઋતુ જેવી એક પણ સુન્દર ઋતુ લાગતી નથી." એમ બોલતી બોલતી સરલા પોતાની બ્હેન સુશીલાને ડમરો તથા ગુલાબનું ફુલ આપે છે. અને પોળમાં પેસે છે.

બે ત્રણ મહિનાથી પ્રોફેસર રાયજીનું કુટુંબ અમદાવાદ રાયપુર ભાઉની પોળમાં રહેવા આવ્યું છે. એમના આવ્યા પછી એમનું ઘર જોઈને એમના માહાદેવવાળા ખાંચાના, બધા ઘરવાળાએ, પોતાનાં આંગણાં અને ખુણે ખોચરેથી આખો ખાંચો જાણે સ્વચ્છ અને શોભાયમાન કરી દીધો છે. કોઈ ઠેકાણે કાગળની, કરચો કે, કસ્તર સરખી પણ જણાતું નથી. રંગીત મણકાનાં અને તારનાં છીંકામાં વેલા, પાંદડાં અને તુળશી તથા ફુલોનાં કુંડાં વિગેરે શોભી રહ્યાં છે. ચોમાસું છતાં દુર્ગંધ કે કાદવનું કોઈ જગાએ નામ નથી.

સરલા અને સુશીલા પોળમાં ઉપર પ્રમાણે વાતો કરતાં કરતાં પેસે છે. હાથમાં ફુલની છાબડીઓ છે. સરલાએ, આછો ગુલાબી અને સુશીલાએ ખુલ્લો વાદળી સાળુ પ્હેર્યા છે. ફુલની છાબડીઓ બન્ને જણે જમણા હાથમાં ભરાવી છાબડીઓમાં ભરેલાં રંગરંગીત ફુલો બ્હારથી દેખાય છે. કેટલાક ભુરાં અને પતંગીયા રંગનાં ફુલ અને વેલા છાબડીયોની બ્હાર લટકી રહ્યા છે અને હેર વગરના સાળુઓને કુદરતે ખરાં ફુલવેલની કોરો બનાવી આપી છે. છાબડીઓમાં નહીં માવાથી ઘણાં ફુલો એમને ભીના કરેલા ધોળા રૂમાલોમાં બાંધ્યાં છે અને રૂમાલોની પોચી પોટલીઓ ડાબા હાથમાં ઝાલી છે.

બન્ને બ્હેનો, રાજા રવિવર્માનાં ચિત્રોમાં દેખાય છે એવી, અથવા ગોદાવરી તીરે, પંચવટીમાં ફરતી ભવભૂતિની વાસંતિ અને વનદેવી જેવી દેખાય છે.

ચોમાસાની શરૂઆતથી દરરોજ સવારના પાંચ વાગે ઉઠીને આ બે બ્હેનો કાંકરીયા તરફ ફરવા જાય છે અને ફરીને આવતાં પુષ્કળ ફુલો, વેલા

અને ચકચકીત લીલાં તાજા પાંદડાં છાબડીઓ ભરી ભરીને લાવે છે. સરલા વીસ વર્ષની છે સુશીલા ૧૮ વર્ષની છે. છતાં બન્ને હજી કુંવારી છે. ગુજરાત કોલેજમાં સીનીયર બી. એ.માં ભણે છે. ફુલો એમને બહુજ ગમે છે. એમના ઘરમાં બધે ફુલો ફુલો ને ફુલો.

અત્યારે સાત વાગવા આવ્યા છે. છાબડીઓ લઇને એ બ્હેનો પોતાના ઘરમાં ગઈ. દીવાનખાનામાં, ખડકીમાં, ચોકમાં પરસાળમાં, ઓરડામાં અને ખુણે ખુણે ફુલદાનીયો, પવાલાં, લોટા, શીશીયો વગેરેમાં ગોટાઓ કરી કરીને બારીઓમાં, ટેબલો ઉપર, બાજઠો ઉપર, કબાટો ઉપર એમ જ્યાં જ્યાં ઠીક લાગે ત્યાં મુકવા લાગી ગઈ

સુશિલાનો ઘાંટો બહુ સારો હતો. ફુલ ગોઠવતાં ગોઠવતાં એ ગાવા લાગી કે,

"આવા ફુલડાં મધુરા રે, આપણ સંગે રમીયે,
દિન એક આનંદે રે, ભેળાં મળી નિર્ગમીયે;
મ્હને મુખડું ત્હમારૂં રે, સહુણું લાગે પ્યારૂં,
હેમાં નિર્મળ પ્રીતી રે, વસી હસતી કાલું. વગેરે.

(કુસુમમાળામાંથી.)

પાંદડાંથી ઘેરાયલાં રંગરંગીત ફુલોથી બધું ઘર અલૌકિક શોભાવા લાગ્યું અને બધે જાણે મનોહરતા અને મીઠાશ વ્યાપી રહી. ભુરાં, પીળાં, લાલ, ગુલાબી, ધોળાં, જાંબુડીયાં એમ ન્હાના પ્રકારનાં ફુલોને યથાઘટીત રીતે આ બ્હેનોએ એવાં સુન્દર રીતે ગોઠવીને મુકયાં કે પ્રો. રાયજી એ જોઈનેજ મનમાં કહેવા લાગ્યા કે "ઈશ્વરે આટલા બધા રંગો પૃથ્વીમાં કયાં ભરી રાખ્યા હશે!"

ચોકની અંદર આરામ ખુરશી હતી તેમાં પ્રો. રાયજી ઘડી વાર પડયા, પડયા ઉપર પ્રમાણે વિચાર કરે છે અને ફુલોથી શણગારઈ ગયેલા, બધા ઘરની શોભા જુવે છે. સરલાએ એટલી વારમાં લોબાન સળગાવ્યો અને ધૂપ દાનીયું બધા ઘરમાં ખુણે ખુણે ફેરવી પરસાળમાં મૂકયું. સ્વચ્છતા, શોભા અને સુગન્ધીથી આ બધું ઘર સાત્વિક અને પવિત્ર બની ગયું.

પ્રો. રાયજી મનમાં બોલે છે. "રવીન્દ્રનાથ ટાગોર ઠીક કહે છે. પ્રભો! બાલકોને રંગીન રમકડાં, આટલાં બધાં કેમ ગમે છે? એની સમજણ જ્યારે

આકાશમાં હું તરેહ તરેહવારના રંગો જોઉં છું (અને હમેશું જોઈએ કે ફુલોમાં પણ આટલા બધા રંગો જોઉં છું) ત્યારે બરાબર પડે છે!"

હવે ફુલો બરાબર ગોઠવઈ રહ્યાં. મીસીસ રાયજી આજનાં ફુલો એક બને દીકરીઓ તથા પ્રો. રાયજી સાથે ચ્હા પીવા બેઠાં. તાજાં વર્તમાનપત્રો રાયજી વાંચે છે. બધાને એમાંથી જાણવા લાયક ખબરો પાંડે પાડીને વાંચી સંભળાવે છે અને સાથે સાથે ચ્હા, પુરી વગેરે સવારનો નાસ્તો ચાલે છે.

આ પુરું થતાં, બધાં સૌ સૌને કામે વળગે ને પહેલાં સુશિલા અને સરલા મળીને ફીડલ સાથે નીચેનું ગીત ગાય છે

"હે એ, સખ મ્હારા પ્રેમ સિંદનો
હૃદય હરણ!
જે પત્રે નાચે છે જ્યોતિ દિવ્ય
કનક વરણ!
એવા જે મધુર આલસ ભરે
મેઘ વહે જય આકાશ પરે,
એવા જે અનિલ દેહે કરે
અમૃત ઝરણ;
હે એ સખ મ્હારાં પ્રેમ સિંદનો
હૃદય હરણ!
પ્રાતઃ જ્યોતિ પાશ શું મ્હારા
નયન વદે છે;
એ સૌ મ્હારી પ્રેમલ વાણી
હૃદય ભરે છે
મ્હારું મુખ નીચે નમે છે,
અશ્રી શું અશ્રી સાથ મળે છે,
હૃદય મ્હારું આજ ચુમે છે
ત્હમારાં ચરણ.

( ગીતાંજલીના મરનમંજીના ભાષાંતરમાંથી )

રાયજીને કે એમનાં વહુને, ઇશ્વરને શોધવા તીર્થો કે મંદીરોમાં જવું પડતું ન્હોતું. પ્રભુ પોતે આ ઘરમાં ઘણીવાર દર્શન આપતા હતા. એ ફુલ ગોઠવાયાં, એ લોબાન બળ્યો અને આ ભજન થયું તે વખતે જાણે સાક્ષાત પ્રભુનાંજ દર્શન થયાં હોય એમ લાગતું હતું.

આખા ઘરમાં ખુણે ખુણે તડકો આવતો હતો, એટલે કોઈથી ખોટા વિચાર થઈ શકતા ન્હોતા. અંધારૂ કોઈ સ્થળે ન્હોતું એટલે પાપી, કામ થઈજ કેમ શકે ? મલિનતા કે દુર્ગંધ ખાળો કે નજરૂઓમાં પણ ન્હોતી એટલે મલિન વાસનાઓ પણ મનના ખુણા વચાળામાં એ જણાતી ન્હોતી.

ઓરડામાં કોઠીઓ હતી. પણ કોઠીઓને અડધેસુધી છાઈ દીધી હતી. ઓરડો પણ નીચેથી અને કેડ કેડ સુધી ભીંતોએ છાંઇ દીધેલો હતો. ઉંદર દર કરે અને પ્લેગ લાવે એવું દાણા પાસે ન્હોતું. ઘરમાં કોઈ ઠેકાણે નળો કે ઉકરડા ન્હોતા. ભીંતો ઉપર અને કોઠીઓ ઉપર પક્ષિઓ, ઝાડ, તળાવ, મિનારા પર્વતો વગેરેનાં રંગીન ચિત્રો દોરેલાં હતાં.

ખુણે ખુણે ખૂણાંનાં ટેબલોપર સુન્દર ટેબલના રૂમાલો અને કંઈ છબી કે રમકડાં ગોઠવાયલાંજ રેહેતાં

ઘર વર્ષમાં એ વખત ધોળાતું. અમુક ભાગ રંગાતા. કબાટ, ટેબલ, ખુરશી અને હિંચકા તથા ખાટલા, ડામચીયા, કઠેરા અને પાટલા વગેરે ચીજો પર રોગાન વાર્નીશ લગાડવામાં આવતા બધાં ચકચકીત અને નવાં હોય એવાં લાગતાં. કોઈ ઠેકાણે ધુળ કે ધુણી ન્હોતી.

ચોક, ચોકડીઓ, ખાળો બધી દિવસમાં એક વખત ઉનાં ધીકધીકતાં પાણીથી સાવરણીઓ અને બ્રશવતી ઘસી ઘસીને ધોવાતી. ચકલીઓ ટપકતી વહેતી ન્હોતી. ચકલી કાણી થાય કે તરત બદલાવવાની. ભેજ કે ગંદકી નહી તેથી મચ્છર કે માખી આ ઘરમાં બીલકુલ ન્હોતાં. ગોદડાં દરરોજ વાળી, ઝુડી સાફ થતાં, અઠવાડીએ એક વખત તડકે નંખાતાં. અને પાથરણાં, ગાલીચા બધું સાફ અને રોજ સાફ થાય એવું રખાતું એટલે માંકડ પણ કોઈ દિવસ થતા નહીં.

આ ઘરમાં ઉંદર, ચાંચડ, મચ્છર, માખી કે માંકડ ન્હોતા. એટલે પ્લેગ, તાવ, કોલેરા કે ક્ષયનાં જંતુઓ આ ઘરમાં આવવા સંભવ ન્હોતો.

કુંદર અને ચાંચડ પ્લેગ લાવે છે, મચ્છર મેલેરીયા તાવની દલાલી કરે છે અને માખી તો ક્ષય ટાઇફોઈડ તાવ કોલેરા, ઝાડા, મરડા એમ ઘણા રોગોનાં જંતુઓ પોતાના શરીરપર બેસાડીને આપણાં ભાણુંમાં નાખે છે. સ્વચ્છતા રાખવાથી આ દુશ્મનો પ્રો. રાયજીના ઘરમાંથી દૂર રહી શકે છે અને એમનું જોઈને એમનાં પાડોશી પણ સુધરે છે.

એ ઘરમાં, સ્વચ્છતા, હવા, અજવાળું, પ્રકાશ અને સુગન્ધી રહેતી છતાં સૌન્દર્ય અને શોભા પણ વધારવા સરલા અને સુશિલા આખો વખત ધ્યાન રાખતાં હતાં.

બારી બારણાંને એમણે કસબી કોરોવાળા પડદા કર્યા હતા સુન્દર ચિત્રોવાળા ચક, કીડીયાં અને મોતીનાં પણ તોરણો અને પડદા, મીસીસ રાયજીએ અને આ બે બ્હેનોએ કરી, ઠેકાણે ઠેકાણે એવા લટકાવ્યા હતા કે આખો દિવસ જાણે એ જોયાજ કરીએ. ઘરમાં છુટક કુલદાનીયો ઉપરાંત ૪૦ એક તો સુન્દર ઘાટનાં રંગરંગીત કુંડાં હતાં અને એ પાળીયો ઉપર, ઓટલે, ચોકમાં, અગાશીમાં એમ તરેહ તરેહવારના છોડથી શોભી રેહેતાં.

ઘરમાં મહાન પુરૂષોની, ઐતિહાસિક સ્થળોની અને મનોહર સૃષ્ટિ સૌન્દર્યના દેખાવોની ૨૦ એક છબીઓ હતી. ચિત્રોવાળાં અને વિદ્વત્તાવાળાં ઘણાં માસિકો અને વર્તમાનપત્રો આ ઘરમાં આવતાં. ટેબલો પર આલ્બમો, શીરીયો સ્કોપ વગેરે પડી રેહેતું.

પુસ્તકો પણ ઘણાં હતાં અને નવાં નવાં બ્હાર પડે તેમાંથી વળી ખરીદાતાં.

આવા ઘરમાં રેહેનાર સુખી હોય એમાં કંઈજ નવાઈ નથી. ઈરાનનો કવિ હાફીઝ પોતાનું ગામ મુસલ્લા છોડીને સ્વર્ગમાં જવાની પણ ઈચ્છા કરતો ન્હોતો. એણે સ્વર્ગ આ પૃથ્વી પરજ જોયું હતું. પ્રો. રાયજીએ પણ આ ઉત્તમ ઘરમાં સ્વર્ગજ ઉતાર્યું છે. હાફીઝ પોતાના ગામને માટે કેહેતો કે,

" હતામંડપ મુસલ્લાના, કહો કયાં સ્વર્ગમાં લાવે ? "

હરિપ્રસાદ મજરાય.



## શ્રી ગુજરાત બ્રહ્મક્ષત્રીય કોઓપરેટીવ સોસાયટી લીમીટેડનો
### તા. ૩૧-૧૨-૧૯ સુધીનો હીસાબ.

| ભરાયલા શેરોની સંખ્યા. | તે પેટે આવેલા કોલના રૂપીઆ (દર શેર એકના રૂ. ૨૦) લેખે. | ડીપોઝીટની આવેલી રકમ. | ડીપોઝીટની રકમ પરત કરી તે. | લોન કેટલાને આપી તે. | લોન તરીકે આપેલી રકમ. | વસુલ આવેલા કરજની એકંદર રકમ. | સભાસદોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭૪ | ૧૭૪૦-૦-૦ પહેલા કોલના<br>૧૧૮૦-૦-૦ બીજા કોલ પેટે<br>૨૯૨૦-૦-૦ | ૭૯૧૩-૪-૦ | ૨૧૪૬-૦-૦ | ૧૯ | ૧૨૪૭૫-૦-૦ | ૫૧૬૪-૦-૦ | ૫૦ |

પ્રવેશ ફીના રૂ. ૨૫૦-૦-૦

A. U. Malji.
ચેરમેન.

## विदेश गयेला पतिना पत्र दर्शनाभिलाषि एक साध्वी स्त्रीना मनोद्गार.

નાથ ! શું, પત્ર ન એક લખાય ?
મુજ હૃદયે કંઇ કંઈ થાય........નાથ ! શું.
વિદેશ વિચર્યાં વચન દઈને,
તે સૌ મિથ્યા જાય,
ઉરે વિચારી પત્ર લખો તો
હઈયું હર્ષે ઉભરાય........નાથ ! શું
પ્રેમ કુશળના પત્ર પાઠવવા
નારા દિન મન લલચાય,
હસ્તાક્ષર નિરખી તમ વ્હાલા,
શાંતિ શાંતિ પમાય........નાથ ! શું.
એવાં કાર્યમાં શું ગુંથાયા
કરમાં કલમ ન ઝલાય !
સગાં સંબંધી સૌને વિસાર્યા
હું પણ વિસરી હાય !........નાથ ! શું.
ઉઠું પ્રભાતે પ્રાર્થું એટલું
(જો) પત્રનું દર્શન થાય,
પુષ્પે વધાવું, હૃદયે ચાંપું,
પત્ર મિલન જો થાય...... ..નાથ ! શું.
કૃપાવંત હવે કૃપા કરીને,
લાગું તમને પાય;
કામ અનેરાં મેલી પડતાં
સ્મરણ કરો મમ રાય........નાથ ! શું.
નાથ ! તમારા પત્ર વિના તો,
તન મન વ્યાકુળ થાય;
સાચું કહે પ્રભુ ! રીસે ભરાયા,
આ દાસી માફી ચ્હાય........નાથ ! શું.

જ્ઞાતિ ભગિની.

——:o:——

## મ્હારી હઠ.

પરિક્ષા પુરી થઈ અને કોલેજોમાં રજા પડી. રજામાં દીનકરરાવ પોતાને ગામ જવાને પેટી બાંધતો હતો, તે દરમ્યાનમાં તેનો દોસ્ત કાન્તીલાલ આવી પહોંચ્યો, અને પુછયું "કેમ ભાઈ દીનકર, આ વર્ષે પરિક્ષામાં કેવું કર્યું છે."

**દીનકરરાવ**—"પરિક્ષામાં આ વખત પાસ થવાની પુરી આશા છે."

**કાન્તીલાલ**—"એમ. એ. ની પરિક્ષા પાસ કર્યા પછી શું કરવા વિચાર છે?"

**દીનકરરાવ**—"હજુ કાંઈ વિચાર કર્યો નથી, પણ રીઝલ્ટ જણાવવાને હજુ બે મહિનાની વાર છે તે દરમ્યાન કોઈ ફર્મમાં સારી નોકરી અને પગાર પણ સારો હોય તો વિચાર છે."

**કાન્તીલાલ**—"ઠીક છે, હમણાં તું બહાર જઈ આવ પછી ગોઠવણ કરીશું."

આ બન્ને દોસ્તોની વાતો ચાલતી હતી તેજ વખતે ઘડીઆલમાં સાતનાં ટકોરા થયા. ટકોરાના અવાજથી બન્ને દોસ્તો વાતો કરતા અટકી પડયા. બન્ને દોસ્તો ચર્ચગેટ સ્ટેશન પર જવાની તજવીજ કરવા લાગ્યા. નવ વાગતાને સુમારે બન્ને ચર્ચગેટ સ્ટેશને આવી પહોંચ્યા. નવને પચીસ મીનીટે ટ્રેન આવી. દીનકરરાવ ગાડીમાં બેઠો અને પાંચ મીનીટ પછી ગાર્ડે સીસોટી મારી. ગાડી ઉપડી બન્ને દોસ્તો સાહેબજી સલામ કરી જુદા પડયા.

× × × × ×

વાંચનાર, કાન્તીલાલ કોણ છે તેની જરા તમને ઓળખાણ કરાવીયે. કાન્તીલાલના પિતા એક ખાનદાન કુટુંબમાં જન્મ્યો હતો. તેમનું નામ સાકરલાલ હતું. તેઓ વકીલાતનો ધંધો કરતા હતા. ઘણાં લાંબા સમયથી વકીલાત કરતા હતા તેથી વકીલાતનાં ધંધામાં તેમનું ગાડું ઠીક ગબડતું હતું. તેમને કાન્તીલાલ શીવાય એક પણ બીજું સંતાન નહોતું. તેમની પત્ની વિમળા કાન્તીલાલને ૧૨ વર્ષનો મુકીને મરી ગઈ હતી. કાન્તીલાલ નહાનપણથીજ ભણવામાં હોશીયાર હતો. તેની યાદદાસ્ત ઘણી સારી હતી. તેથી જે કાંઈ એકવાર વાંચતો તે યાદ રહેતું. કાન્તીલાલને ૨૦ વર્ષની વયે તેના

પિતાશ્રીએ એક સારા કુટુંબની છોકરી સાથે પરણાવ્યો હતો. ૨૮ વર્ષની ઉમરે તે સોલીસીટરની પરિક્ષામાં પાસ થયા. કાન્તીલાલે સોલીસીટરની પરિક્ષા પાસ કર્યા પછી મુંબઈમાં એક જુની સોલીસીટરની પેઢીમાં ભાગીયા તરીકે જોડાયો. કાન્તીલાલને એક ત્રણ વર્ષનો છોકરો છે. તેની પત્ની સરલા સારા સ્વભાવની અને બધા સાથે મળતાવડી હતી.

એક દિવસે સરલાએ રાતના જમતી વખતે કાન્તીલાલને પુછયું "કેમ હજુ પણ તમારા દીનકરરાવ લગ્ન કરવાની હા પાડે છે કે નહિ ?"

કાન્તીલાલ—"મ્હેં મ્હારાથી બનતું કર્યું છે પણ હજુ તે કાંઈ હા કહેતો નથી. એના લગ્ન પુષ્પાની સાથે થવાના હતા, પણ ચાચાએ પુષ્પાનો વિવાહ બીજે કર્યો એટલે દીનકરરાવને ઘણું લાગી આવ્યું છે. દિનકર હઠીલો છે તેથી જો બહુ દબાણ કરીયે તો બાજી બગડી જાય, તેથી કળે કળે સમજાવી કામ કરવું જોઈએ."

ઉપલી વાતને બે માસ વીતી ગયા. આજે એમ. એ. નું પરિણામ જણાવવાનું હતું તેથી દીનકરરાવ ઘરમાં હતો. દોઢ વાગ્યો, બે વાગ્યા ત્રણ વાગ્યા પણ તારવાળો જણાયો નહિ તેથી દીનકરરાવને ચટપટી અને ગભરામણ થવા લાગી. બરોબર ચારને દશ મીનીટે તારવાળો પોળમાં જણાયો તારવાળાને જોઈને દીનકરનું મન પ્રફુલ્લીત થયું. તેના દોસ્ત કાન્તીલાલ તરફથી Congratulations (મુબારકબાદી) નો તાર હતો. દીનકર પાસ થયાના ખબર જાણી સગાં વહાલાં તેમજ સ્નેહીવર્ગ દીનકરને મુબારકબાદી આપવા આવ્યાં.

× × × × ×

પુષ્પાવતીના પિતા સબરજીસ્ટ્રાર હતા. તેઓએ ૬૦ વર્ષની ઉમરે પેન્શન લીધું. તેમને પેન્શનનું ૭૫ રૂપીયા મળતું હતું. તેમને પુષ્પા શીવાય એક પણ બીજું સંતાન નહોતું; તેથી પુષ્પા ન્હાનપણથીજ લાડમાં ઉછરી હતી. પુષ્પાને વાસ્તે તેના પિતાશ્રીએ એક માસ્તર ભણાવવાને રાખ્યો હતો. પુષ્પાનું ધ્યાન આખો દિવસ ભણવામાંજ હતું. જ્યાં પાંચ સાત બૈરીઓ બેઠી હોય ત્યાં આગળ પુષ્પા કોઈ દિવસ જતી નહોતી, કેમકે તેણીને કોઈની કુથળી કરવાનું ગમતું નહોતું. ઘણે ભાગે બૈરાંઓને બીજાના ઘરની આઘી પાછી કરવાની બહુજ ખોટી ટેવ હોય છે. પુષ્પા આ બધામાંથી કશાપર લક્ષ આપતી નહોતી. તેણીનું ધ્યાન એકલા ભણવા તરફજ હતું. પુષ્પા હાલ

મેટ્રીકમાં અભ્યાસ કરે છે. બૈરાંઓના મેળાવડામાં પણ તેણી આગળ પડતો ભાગ લે છે. કોઈ કોઈ વખત ટુંકા પણ મુદ્દાસર ભાષણ આપતી હતી પુષ્પાનો સ્વભાવ એટલો બધો મળતાવડો હતો કે મંડળની સ્ત્રીઓ પુષ્પાને ચહાતી હતી. પુષ્પાનો વિચાર દીનકરરાવ સાથે લગ્ન કરવાનો હતો; પણ માણસ ધારે છે કંઈ અને પરમેશ્વર કરે છે કંઈ. કમનશીબે તેનો વિવાહ મહિપતરામ કે જેની ઉમર લગભગ ૫૦ની ઉપર હતી તેની સાથે થયો. પુષ્પા આ વિવાહ થયાથી ઘણી દિલગીર થઈ, છતાં તેના પિતાએ પુષ્પાનો વિવાહ એક ઘરડા ડોસા સાથે કર્યો. માબાપો પોતાની છોકરીનું હીત નથી સમજતા; પોતાની એકની એક છોકરીને પૈસાની ખાતર છતી આંખે કુવામાં નાંખે છે અને છેવટે પસ્તાય છે માબાપો પોતાની ૧૬ વર્ષની છોકરીને એક ૫૦ વર્ષના બુઢા ડોસા યાને એક મડા સાથે પરણાવતાં જરાપણ આંચકો ખાતા નથી.

આવા દાખલાઓ આપણે પેપરમાં વાંચીયે છીયે તેમજ નજરો નજર પણ જોઇયે છીયે.

* * * * *

થોડા દિવસ પછી કાન્તીલાલનો કાગળ દિનકરરાવ ઉપર આવ્યો; તેમાં કાન્તીલાલે તેના મિત્રને પોતાને ત્યાં બોલાવવાનું આમંત્રણ કર્યું હતું. દિનકરરાવ તેજ દિવસે રાતના જવાને તૈયાર થયો. સવારના અમદાવાદ હેમખેમ પહોંચ્યો. બીજે દિવસે રવિવાર હોવાથી બંને દોસ્તો જમ્યા પછી આનંદી મેડીમાં બેઠા બેઠા સુખ દુઃખની વાતો કરતા હતા. કાન્તીલાલે થોડી વાર પછી પુછ્યુ "કેમ ભાઈ હવે લગ્ન કરવાનો વિચાર છે કે નહિ? હવે તારી હઠ છોડી દે અને કાંઈ સમજે તો સારું તું કાંઈ હવે નહાનો નથી કે તને બહુ સમજાવવો પડે"

દિનકરરાવ—"ભાઈ કાન્તી, ભમરતો મારા ઉપર શું કરવા ગુસ્સે થાય છે મેં તને આગળ જણાવ્યુ હતું કે જો હું પરણીશ તો પુષ્પાનેજ, પણ હવે તેમ બનવું અસંભવીત છે. કેમ કે પુષ્પાનો વિવાહ મહિપતરામ-ચાચાની સાથે થઈ ગયો છે."

કાન્તીલાલ—"પહેલા તુ મ્હારૂ કહ્યુ સાંભળી લે અને પછી તું તારૂં કેકચર બતાવ્યા કરજે હું અમદાવાદ રેલમાં આવ્યો તે પહેલાં મેં સાંભળ્યુ હતું કે મહિપતરામચાચાને Consumption (ક્ષયરોગ) લાગુ પડયો હતો ડાકટરોએ પણ આશા છોડી દીધી હતી. નઈ કાલેજ મ્હારા એક

દોસ્તદાર તરફથી કાગળ મળ્યો છે તેમાં તે જણાવે છે કે ગઈ કાલે બપોરે બે વાગે મુક્તિપત્રામે દેહ છોડી છે. આ કાગળ વાંચીનેજ મ્હેં તને બોલાવવાનો કાગળ લખ્યો હતો. બોલ હવે તું શું જવાબ આપે છે."

દિનકરરાવ—"Alright I shall see" (ઠીક છે હું જોઈશ.)

કાન્તીલાલ—"તારૂં બધું ઓલરાઈટ ઓલરાઈટમાંજ ગયું છે અને જશે. હું આજે રાતના વડોદરે પુષ્પાના પિતાશ્રી ગુલાબરાયજી પાસે જાઉં છું અને ગમે તેમ કરીને ચોકઠું બેસાડું છું."

દિનકરરાવ—થોડો વખત વિચાર કર્યા પછી કહ્યું—"જો ગુલાબરાયને ત્યાં મ્હારૂં ચોકઠું બેસતું હોય તો મ્હારે કબુલ છે."

કાન્તીલાલ રવિવારે રાતના વડોદરે ગયો તેના મામા બલવંતરાય કે જેઓ વડોદરામાં ન્યાયાધીશ છે તેમને ત્યાં ઉતર્યો. બપોરના જમીને ગુલાબરાયને મળવા ગયા. થોડી વાર સુધી કાન્તીલાલ જાણે પોતે ગુલાબરાયને ખાસ મળવાજ આવ્યો હોય નહિ તેવો ડોળ બતાવ્યો; પછી કાન્તીલાલે કહ્યું "ચાચા હવે કાંઈ પુષ્પા નહાની નથી. ૧૯મું વર્ષ ચાલે છે; હવે પરણાવવાની તજવીજ કરો તો સારૂં. ઉમર લાયક થઈ છે."

ગુલાબરાય—"ભાઈ કાન્તી, તું જે કહે છે તે ખરૂં છે પણ આપણી નાતમાં ઘરનો શ્રીમંત અને બી એ. કે એમ. એ. થયલો હોય એવો મ્હારી નજરમાં કોઈ નથી. છોકરીના નશીબમાં હશે ત્યારે હવે પરણશે."

કાન્તીલાલ—"ચાચા જોકે ઘરનો શ્રીમંત નહિ પણ જાત મહેનતથી દર વર્ષે ઉપલે નંબરે પાસ થનાર આપણી નાતમાં એકજ છે અને તે પણ કલ્યાણરાય ચાચાનો દિનકર. પુષ્પાના લગ્ન એની સાથે કરશો તો તે યોગ્ય જોડું થશે."

ગુલાબરાય—"હું દીનકરરાવને ઓળખું છું. સરળ મળતાવડો પણ છે તે જીદ્દી અને હઠીલો છે; તે પોતાનુંજ ધાર્યું કરે એવો છે એનો બાપ જીવતો હોત તો કંઈક ચોકઠું બેસત. સાંભળ્યા મુજબ તમારો એ ફ્રેન્ડ થાય છે."

કાન્તીલાલ—"ચાચા, અત્રેનું કામ આટોપી આજે રાતના હું અમદાવાદ પાછો જઈશ. દીનકરનું મન જાણી તમને પત્ર લખીશ."

કાઈનાં મન ઉંચા થયા નહિ અને વર-કન્યાંની મુરાદ મુજબ લગ્નની પવિત્ર ગાંઠથી બંધાયા.

× × × × ×

દીનકર અને કાન્તીલાલે વિચાર કર્યો કે હાલમાં ચાલતી અતિશય મોંઘવારીને લીધે તેમજ ગામમાં ચાલતા રોગને લીધે જ્ઞાતિ ભોજન તેમજ વરો કરવો નહિ. આ એમના વિચાર ગુલાબરાયને પસંદ પડયા, અને બંને પક્ષે નાત ન જમાડી. જ્ઞાતી ભોજનને બદલે અમુક રકમ નિરાધાર-ને મદદ સારૂ અને કેળવણી સારૂ જુદી કાઢી. આ પગલું જુના વિચારનાને ન ગમ્યું.

× × × × ×

દીનકર લગ્ન પછી તરત કાન્તીલાલના આગ્રહથી મુંબઈ ગયો અને એક સારી વેપારી પેઢીમાં નોકરી મળી. પુષ્પા મુંબઈ આવવાની હતી તેથી દીનકરરાવ ઘર શોધવા લાગ્યો. કાન્તીલાલની પડોશમાંજ રૂમ્સ મળતાં ભાડે રાખી. સરલા તેમજ કાન્તીલાલે દીનકરને ઘર મંડાવી આપ્યું. એક દિવસ દીનકર, કાન્તીલાલ પુષ્પા અને સરલા બેઠા બેઠા વાતો કરતા હતા એટલામાં દીનકરનાં લગ્નની વાત નીકળી. સરલાએ કહ્યું–"દીનકરભાઈ આખરે લગ્ન કરવાજ પડયાં ને?"

**દીનકર**—"મ્હારી હઠ હું જે પકડી બેઠો હતો તેમાં હું ફાવ્યો કે તમે?"

સી.

## કુમારિકા.*

"મતાન્તરતામાંજ જગતની પ્રગતિનું તત્વ સમાએલું છે;" એ વાકયનો ખરો અર્થ જ્યારે એજ લેખકની "કુમારિકા" વાંચીએ છીએ ત્યારેજ માલુમ પડે છે. એ પુસ્તકના ત્રીસ પાનામાં લેખકે સામાજીક સુધારાનાં ઘણા પ્રશ્નો છેડેલવાનો પ્રયત્ન કર્યો છે; અને આવા પ્રયત્નોમાં મતાન્તરતા થાય તેમાં બીલકુલ નવાઈ નથી.

"કુમારિકા" એ એક ખંડ કાવ્ય છે. એના વિચારો જુદા જુદા ખંડમાં ઉર્મિઓમાં વહેંચાએલા છે. સર્વ વિચારો 'કુમારિકા'ના મુળમાંજ મુકાયલા છે, જેમકેઃ—

"નથી જ્ઞાતિની પરવા મ્હને પર જ્ઞાતિ-કયમ જાઉં નહીં!

× × × ×

તથા

"હા ઉછરી! મોટી કરી ઉપકાર માનું એમનો,
ઠીક કેળવી મન ખીલવ્યું ઉપકાર માનું એમનોઃ
પણ હૃદયને કરમાવવા માતા પિતા જ્યાં મથી પડે,
ત્યારેય શું હું મૌન્ય ધારી. પાડ માનું એમનો!"

એ લીટીઓમાં 'કુમારિકા' દ્વારાજ જ્ઞાતિ વિષે તથા માબાપનું કહ્યુ કેટલે દરજ્જે માનવું એ વિષે સર્વ વિચારો પ્રગટ કરાવેલા છે.

'કુમારિકા' એ રા. વસન્તવિનોદીની પરિપકવ કવિત્વશક્તિનું-પરિણામ છે. એ એમાંની કેટલીક લીટીઓ સુચવે છે. જેમકે

ઉર્મિ ત્રીજી-(૩) "કુટમ્બ સારૂં..........રીબાય છે."
ઉર્મિ સાતમી-(૩) "શુભ સ્વાર્થી........ માન્યતા."
ઉર્મિ આઠમી-(૩) "નવ તેજમય........શું કરે."
ઉર્મિ અગીયારમી-(૨) જડઆતમસુતા.........અળગું રહે."

હવે આપણે આ પુસ્તક ઉપર ટીકા કરતાં સર્વથી પહેલાં પ્રસ્તાવના તરફ નજર ફેંકીશું પ્રસ્તાવનામાં રા કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઈએ ટૂંકમાં મુખ્ય બાબતો ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે.

* કુમારિકા (ખંડકાવ્ય) લેખક રા. ચંદુલાલ મણીલાલ દેસાઈ.

પ્રસ્તાવનામાં પહેલો સ્વતંત્ર...મત:

"વિશુદ્ધ ભાવે હૃદય કહે તે, તે પ્રમાણે ચાલવું,
છે નિયમ એ સ્વત્વ ભર્યો, તે નહીં કદી તોડી શકું."

...એ લીટીઓ ઉપર અપાયલો છે, અને હમે રા. કૃષ્ણલાલે આપેલા મત સાથે તદ્દન મળતા થઈએ છીએ. તેઓ કહે છે કે "આ નિયમ સાધારણ સૂત્ર તરીકે બરાબર છે અને તે અમુક પ્રસંગોએજ મૂકવો જોઈએ. કોઈ પણ રીતે એમાંથી આડાઅવળા જવાય એવા જીવનસૂત્ર તરીકે સ્વીકારતાં કદાચ ઘણો આંચકો ખાશે. અને લગ્ન જેવા પ્રસંગમાં એક સોળ વર્ષની બાળા ફક્ત પોતાના હૃદયની ઉર્મીઓને વશ થઈ વર્ત્તે એ બહુ ઈચ્છવા જોગ નથી." આ વાત તદ્દન નિર્વિવાદ છે. કુમારીકાને પોતાના હૃદયની ઈચ્છા સાથે, કોઈની સારી સલાહની પણ જરૂર છે. અને સલાહ ઉપર પૂરતું ધ્યાન આપવાની પણ જરૂર છે. એ સલાહ અને પોતાના હૃદયના વિચાર એ બે મળતા આવે, તો બન્ને ઉપર પૂરતો વિચાર કરવો ઘટે છે. પરન્તુ એકદમ પોતાના અમુક વખતના વિચાર ઉપરથી દોરવાઈ જવું એ ઈષ્ટ નથી.

ત્યારબાદ પ્રસ્તાવનાકાર "દિવ્ય પ્રેમ," "હૃદય પતિ" વિગેરે શબ્દો ચર્ચી, એ શબ્દો પ્રમાણે વર્તન કરવાને માટેનો ઉપાય 'છુટાછેડા' સૂચવે છે. યુરોપ, અમેરિકા, વિગેરે દેશોમાં આ રિવાજ પ્રચલિત છે, અને તેનું અનુકરણ કરવાનું રા. કૃષ્ણલાલ કહે તે સ્વાભાવિક છે. પરન્તુ અમેરિકા વગેરે દેશોમાં દરવર્ષે થયેલાં લગ્નના અમુક-ટકામાં ભંગાણ પડે છે, અને તેને લીધે કેટલાં ગૃહો પાયમાલ થાય છે. બીજું રિવાજ દાખલ કરતાં પહેલાં કેટલાક રિવાજ દૂર કરવાની જરૂર છે—દાખલા તરીકે 'પુનર્લગ્ન પ્રતિબન્ધ' અમુક સ્ત્રીને છુટાછેડા અપાયા પછી, તે ફરીથી પરણી શકે કે નહીં; પરન્તુ જો પુનર્લગ્નનો રિવાજ દાખલ કરે તો તે ફરીથી પરણી શકે. બીજા ઘણા રિવાજો એવા છે કે છુટા છેડાના રિવાજની પહેલા દાખલ કરવા કે કાઢી નાખવાની જરૂર છે. અને આપણી જ્ઞાતિમાં નહીં પણ સમસ્ત ગુજરાતમાં જોતાં આ રિવાજ દાખલ કરવાનો વખત હજુ આવ્યો જણાતો નથી. હાલમાં ખાસ જરૂરીયાત પુનર્લગ્ન, બાળવિધવાનિષેધ વિગેરે રિવાજો દાખલ થવાની છે, અને છુટા છેડાનો રિવાજ વખત આવતાં એની મેળેજ દાખલ થશે.

ત્યાર પછીથી પ્રસ્તાવનાકાર "સ્ત્રીઓને નિર્વાદ સારૂ પુરૂષો પર આધાર રાખવાની જરૂર નથી" વગેરે વિચારો સૂચવે છે. પરન્તુ સ્ત્રીઓ પુરૂષો પર

આધાર રાખવાનું મૂકે છે, તે પહેલાં એમની આજીવિકાનો પ્રશ્ન એમની કેળવણીએ ઉકેલવો જોઈએ. એમને એવા પ્રકારની કેળવણી આપવી જોઈએ કે જેથી તેઓ સહેલાઈથી પોતાનું માનભર્યું ગુજરાન ચલાવી શકે. અને ત્યાર પછીથી બાળાઓને જીન્દગીના આરમ્ભથીજ લગ્નના વિચાર આવતા અટકશે.

ત્યાર પછીથી "નથી જ્ઞાતિની પરવા અને, પરજ્ઞાતિમાં કયમ જવું નહીં" એ કુમારીકાના વિચાર ઉપર પ્રસ્તાવનાકાર ટીકા કરી કુમારીકાના વિચારને ટેકો આપે છે. પરન્તુ અમારું માનવું છે કે આ લીટી ઉપર વધુ ટીકાની આવશ્યકતા છે. રા. વસન્તવિનોદીએ આ લીટી લખી હશે ત્યારે ભાગ્યેજ ખબર હશે કે એ લીટીમાં આખા હિન્દની જ્ઞાતિવ્યવસ્થાનો મુખ્ય પ્રશ્ન તેમણે ચર્ચ્યો છે. જ્ઞાતિવ્યવસ્થા, અંદર અંદર ભોજન વ્યવહારથી નહીં, પરન્તુ લગ્ન વ્યવહારથી તૂટી પડશે, એટલે ટુંકમાં તેઓએ આ લીટીમાં જ્ઞાતિવ્યવસ્થાને બહિષ્કાર કરવાનો મત આપ્યો છે. હવે આપણે એના ઉપર વિચાર કરીએ

જ્ઞાતિવ્યવસ્થા સામે ઘણા આક્ષેપો મૂકવામાં આવ્યા છે. એક એ છે કે તેને લીધે આપણું વિચાર ક્ષેત્ર અતિ સંકુચિત થાય છે. તેને લીધે "મ્હારું હિન્દ, મ્હારું ગુજરાત" એવા વિચારોને બદલે મ્હારી જ્ઞાતિ અને મ્હારો જ્ઞાતિબન્ધુ, એવા વિચારો આવે છે. એ વાત તદ્દન નિર્વિવાદ છે. બીજો આક્ષેપ રા. વસન્તવિનોદી મૂકે છે તે છે. જ્ઞાતિવ્યવસ્થાને લીધે લગ્નનો પરસ્પર વ્યવહાર પણ બહુ થોડી દીશામાં ફેલાએલો રહે છે. આ પણ અતિ ગભીર આક્ષેપ છે વરવિક્રય, કન્યાવિક્રય, વગેરે પણ આ જ્ઞાતિવ્યવસ્થાનુંજ પરિણામ છે. આ એક હિન્દી પ્રજાનો મોટો પ્રશ્ન છે. પરન્તુ બીજી બાજુઓ પણ તપાસી જોઈએ.

જો આપણે ઇતિહાસ તરફ નજર ફેંકીયે તો જણાશે કે, જો હિન્દુપ્રજામાં જ્ઞાતિના ભાગ ના હોત, તો હિન્દુપ્રજાનું નામ તે ગ્રિક અને રોમન પ્રજાની માફક ભૂતકાળના ઇતિહાસનું નામ થઈ પડત. વળી આ જ્ઞાતિવ્યવસ્થાને લીધે ઘણા સુધારા થઈ શક્યા છે અને થઈ શકશે, દાખલા તરીકે આપણે 'સ્વદેશી વ્રત' લઈએ. જો દરેક જ્ઞાતિના મુખ્ય માણસો જો આખા હિન્દને આ વ્રત લેવડાવાનો પ્રયત્નો કરે તે કરતાં પોતાની જ્ઞાતિમાં આ વ્રત લેવડાવવાની યોજના પડે અને જો દરેક જ્ઞાતિ એ વ્રત ધારણ કરે, તો આખું

હિન્દ સ્વદેશી, વસ્ત્રધારી થઈ, જાય. કારણકે "What individuals are, those Nations will be." બીજું જો દરેક જ્ઞાતિના માણસો પોતાની જ્ઞાતિના બાળકોમાં, રમતગમતનો ભાવ ઉત્પન્ન કરાવી તેમનું શરીર સુધારે તો થોડા વખતમાં બળવાન હિન્દ પાછું ઉત્પન્ન થાય. આ પ્રમાણે આપણે જ્ઞાતિવ્યવસ્થામાંથી પણ અનેક લાભ કાઢી શકીયે.

પરન્તુ એમ ધારો કે જ્ઞાતિવ્યવસ્થા તુટી અને અંદર અંદર લગ્ન થયાં, તો શું બીજી જ્ઞાતિવ્યવસ્થા ઉભી થવા નહીં પામે ? "કુમારીકા"ને પર-જ્ઞાતિમાં નહીં પરણવા દેનાર માબાપો પોતાથી ઓછા પૈસાદાર કે ઉતરતા ધંધાવાળાને પોતાની કન્યા નહીં આપે, અને યુરોપની માફક પૈસા અને ધંધા પ્રમાણે જ્ઞાતિવ્યવસ્થા થશે.

આ ઉપરથી લેખક જ્ઞાતિબન્ધન તોડવાની વિરૂદ્ધ છે એમ નથી. પરન્તુ એટલું તો ખરૂં જ કે જ્ઞાતિવ્યવસ્થાએ બહુ મોટો અને ગુંચવાડા ભરેલો પ્રશ્ન છે. એને તોડતાં પહેલાં પૂરતો વિચાર કરવો ઘટે છે. જેમ બાળ લગ્ન વગેરે સામે આપણે એકદમ થઈ શકાયે છીએ તેમ આની સામું પૂરતો વખત વિચાર કર્યા વિના થઈ શકીએ એમ નથી. અને એ પ્રશ્ન ઉપર વધુ ધ્યાન આપવું ઘટે છે.

હવે આપણે પહેલી ઉર્મિ તરફ વળીશું. પહેલી ઉર્મિનો ભાવાર્થ નીચેની બે લીટીમાંજ લગભગ સમાવેલો છેઃ—

> "ડગલે ડગલે નિશદિને મારી સલાહ પ્રીતે પુછે,
> મુજ જીવન સાથી શોધવાનો ત્યાં મને અળગી કરે."

આ વાત તદ્દન સત્ય છે. અને આને લીધે "કુમારીકા"ને પોતાના માબાપ ઉપર ગુસ્સો ઉત્પન્ન થાય એમાં નવાઈ નથી. હવે આપણે "જીવન સાથી" શોધવાને માટે જેમ યુરોપમાં રિવાજ છે તેમ ચાલતો કેમ—એટલે કે કન્યા પોતાના પતિને પોતેજ શોધે તો કેમ એ સવાલ તરફ સહેજ વિચાર કરીએ.

આ રિવાજમાં તેના ફાયદા તેમજ ગેરફાયદા પણ છે. રા. કૃષ્ણલાલ પ્રસ્તાવનામાં કહે છે તેમ સોળ વર્ષની બાળા "હૃદયપતિ" વિગેરેનો ઉંધો અર્થ લઈ Passions થી દોરવાઈને, પાછળથી પસ્તાવો કરે એવા બનાવ બનવા સંભવીત છે. બીજું આ રીતે દરેક કન્યાએ પોતાને અંતરમાં

ખપવાનું હોય તેમ તૈયારીઓ પણ રાખવી પડે છે. કારણ કે તેમને યુવકોને પોતાના તરફ આકર્ષવાના હોય છે. આ સમયે રા. હરદયાળનો લેખ કે જે ૧૯૧૨ના એક "મોડર્નરીવ્યુ"માં છપાયો હતો તે યાદ આવે છે. તેઓ એ લેખ—"A woman in the west"—માં લખે છે કે પાશ્ચાત દેશોમાં દરેક સ્ત્રીને પોતાનો પતિ શોધવાનો હોય છે તેથી લગભગ મરજીયાત ગુલામીમાં સરીવાવું પડે છે. દાખલા તરીકે તેઓ કહે છે કે ત્યાંની સર્વે બાળાઓને પીયાનો આવડે છે તેનું કારણ શું ? શું પશ્ચિમની સર્વ પ્રજાને સંગિત પ્રિય છે ? તેઓ કહેછે કે ના. પરન્તુ દરેક બાળાને તેની માતા, તેને પ્રિય હોય કે ના હોય તોપણ પિયાના ઉપર તેને નાનપણથીજ બેસાડે છે. કોઈ બાળાને સંગિતનો શોખ ના હોય અને બહારના કુદરતી દેખાવો જોવાને મન દોડતું હોય, તોપણ તેણીને ફરજીયાત શીખવું પડે છે. રા. હરદયાળ લખે છેકે આવા અનેક દેખાવો તેણીને લગ્નને માટે તૈયાર કરવા પડે છે. વળી યુરોપીયન રિવાજમાં આ સિવાય ઘણા બીજા ગેરફાયદા હશે. માટે સર્વથી સારો રસ્તો, તે માબાપ અને પુત્રીનું સહકાર્ય છે. એટલે કે માબાપ ભલે લગ્ન ગોઠવે પરન્તુ કન્યાની મરજી વિરૂદ્ધ એ લગ્ન ન થવું જોઈએ. જો કન્યાનું મન બીજે પરણવાનું હોય તો એવું લગ્ન કન્યાના મા બાપે ગોઠવવું જોઈએ.

બીજી તથા ત્રીજી ઉર્મિમા "કુમારિકા"ને પોતાની સાહેલીઓની સ્થીતિ જોઈ પોતાના ભાવિ ઉપર વિચાર થાય છે એ સ્વાભાવિક છે. ત્રીજી ઉર્મિમાં વળી:—

"ઠીક પુત્રિ ઠેકાણે પડી, શીરભાર ઉતર્યો છે હવે," એ માબાપોના વિચાર જણાવ્યા છે. જ્યાંસુધી આપણી સમાજમાંથી વરવિક્રય જેવા રિવાજ નિકળ્યા નથી ત્યાં સુધી આવા વાક્યો, ભલે પછી તે "કુમારિકા"ના કાનને ગમે તેટલાં અપ્રિય હોય-તોપણ નીકળવાનાજ.

ચોથી ઉર્મિમાં રા. વસન્તવિનોદીએ લગ્ન જ્ઞાતિ બહાર થાય કે નહીં તે વિષય ચર્ચ્યો છે. અને તે વિષય ઉપર ટીકા થઈ ગયેલી છે.

છઠ્ઠી ઉર્મિમાં "કુમારિકા" બોલે છે કે:—

"નહિ શરીર પતિની યાચના, કે હૃદયપતિની પ્રાર્થના;
કેવળ સ્થુલે તૃપ્તિ નહી, છે દિવ્ય પ્રેમની વાંછના."

આમાં "કુમારિકા" 'હૃદયપતિ' પસન્દ કરતી વેળાયે, રા. કૃષ્ણલાલ કહે છે તેમ, દોરવાઈ જવાનો સંભવ છે. વળી અહીંઆ એક બીજો પ્રશ્ન ઉદ્ભવે છે. દુનીયામાં "દિવ્યપ્રેમ" વગેરે, જેને અંગ્રેજીમાં–Romantic Love કહે છે, તેવી ચીજ છે કે જેમ રા. વસન્તવિનોદી આગળ કહે છે, તેમ "પશુવૃત્તિના નિચક્ષણિક ખેલે, જગત્ આ ચાલી રહે" શું દુનીયામાં દિવ્ય અખન્ડિત પ્રેમ શક્ય છે?

આગળ જતાં સાતમી ઉર્મિમાં ધર્મ જેવો વિષય ચર્ચાયો છે. તેમાં પહેલાં, પ્રભુને ત્યાં જો સર્વ મનુષ્ય સરખાં છે તો અહીં કેમ નહી? એ સવાલ મૂકાયો છે. હમે એના જવાબમાં કહીશું કે અહીં તે વાત બનવી અશક્ય છે. જો જ્ઞાતિબંધનો તૂટશે તો પૈસા પ્રમાણે જનસમાજમાં ભાગ તો રહેશેજ. અને કોઈ પણ દિવસ દુનીયા પ્રભુના દરબાર જેવી નહીં થઇ શકે.

આગળ જતાં તેઓ કહે છે કેઃ—

"શુભસ્વાર્થ સૂની ભાવનામય કાર્ય કરવાં ટેકથી,
મૃદુ વિમલ પરિમલ સ્નેહની વરસાવવી સૂરનેહથી."

હમે કહીશું કે આખા પુસ્તકમાં ત્રણ લીટીઓ ઉપરની છે. તેમાં ધર્મની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. છેલ્લી બે લીટી

"નહિ સ્વપ્નમાં પણ જીવનમાં પ્રભુ તેજને ઉતારવો,
છે એજ ઉન્નત ધર્મ; 'ને મ્હને એજ ધર્મ માન્યતા."

ગુજરાતને જેટલી લાગુ પડે છે તેટલી ભાગ્યેજ કોઈને લાગુ પડતી હોય. ગુજરાતના સમાજ સેવકોને, ગુજરાતના રાજદ્વારીઓ અને ગુજરાતના વક્તાઓ જો સ્વપ્ન અને હૃદયને એક રાખીને કાર્ય કરે તો ગુજરાતનું ભાવિ ફરી જાય. પરન્તુ ગુજરાતના લોકો બોલવે શૂરામર્દી કાર્યે શૂરા થતાં હજુ કેટલોક વખત નીકળી જશે.

આઠમી ઉર્મિમાં લેખક કહે છે કેઃ—

"બસ તાળીઓ લે છે બધા, કર્તવ્યમાં પણ કાયરો,
બહુ એમના પાપે દિનોદિન બન્ધનો જકડાય છે."

અમે કહીશું કે આ આરોપ ગુજરાતપર તદ્દન સત્ય છે. ગુજરાતે ઘણું ગુમાવ્યું હોય તો તે ફક્ત તાળીઓના શરથી આરંભ અને પાછળથી કંઠાસાર થઈ જવામાં છે.

સીટવાળી રેલ્વેની ગાડીઓ, વિગેરે જે જગ્યાઓએ ભારે ગરદી થતી હોય તે બધી જગ્યાએ જવું નહીં, કારણકે ગરદીને લીધે ત્યાં એ રોગ લાગુ પડવાનું જોખમ રહે છે. વળી જ્યાં જ્યાં કોઈ માણસોને ઈન્ફ્લુએન્ઝા થઈ ગયો હોય તે તે જગ્યાએ પણ જવું નહિ. (૨) હવાની આવજા છુટથી થાય તેટલા સારૂ તમારા ઘરનાં બારી બારણાં ઉઘાડાં રાખવાં. જેમ હવાની આવજા સારી રીતે થાય તેમ રોગથી પીડાવાનો સંભવ ઓછો રહે છે. ખાસ કરીને સુવાના ઓરડામાં સારી રીતે હવાની આવજા થવી જોઈએ. હવાની આવજા સારી રીતે થતી ન હોય એવા ઓરડામાં સુવું તેના કરતા પુરતું ઓઢવાનું ઓઢીને બને ત્યારે ખાલી જગ્યામાં સુવું એ વધારે સારૂં છે. (૩) શરીરને તંદુરસ્ત રાખવા સારૂ ગરમ કપડાં પહેરવાં, પુરતો પૌષ્ટિક ખોરાક લેવો (પણ અતિશય વધારે લેવો નહિ) અને ખુલ્લી હવામાં કસરત લેવી. વળી સૌથી અગત્યની વાત એ છે કે આ રોગના સંબંધમાં બહુ વિચાર કર્યાં કરવો નહિ.

ઉપરની સાવચેતી લીધા છતાં જો તમને ઈન્ફ્લુએન્ઝા થાય, તો જરૂરની વાત એ છે કે એકદમ સુઈ જઈ પુરેપુરો આરામ લેવો અને ડાક્તરની દવા લેવી. બને તો ઈલાયદા ઓરડામાં સુવું. ઉધરસ ખાધાથી, છીંકવાથી અથવા થુંકવાથી તમારી સારવાર કરનારા તથા આસપાસનાં બીજાઓમાં ઈન્ફ્લુએન્ઝા ફેલાય નહિ તે વિષે ખાસ સંભાળ રાખવી ઉધરસ તથા છીંક ખાતી વખતે હમેશ મોં તથા નાક આગળ રૂમાલ રાખવો. રૂમાલને વારંવાર બદલ્યા કરવો અને તેને મુકી દેવામાં આવે તે પહેલાં (ફીનાઈલ જેવી) રોગબીજનાશક દવામાં બોળીને અથવા પાણીમાં ઉકાળીને તેમાંના રોગબીજનો નાશ કરવાની તજવીજ કરવી. દરદીઓએ વાપરેલા ટુવાલ, ચાદરો, પ્યાલાં અને બીજી સઘળી વસ્તુઓ, ખાસ કરીને દરદીને મોંઢે અડકતી હોય એવી વસ્તુઓ અથવા જે વસ્તુઓને દરદીનો શ્વાસ અથવા તેનું થુંક લાગતું હોય તે વસ્તુઓમાં પેઠેલા રોગબીજનો પણ નાશ કરવો. ઈન્ફ્લુએન્ઝાના દરદીઓની સારવાર કરનારા અથવા તેમના સમાગમમાં આવનારા લોકો બુરખો પહેરી રાખે અને દરદીને અથવા તેના ટુવાલ વિગેરેને અડક્યા પછી હાથ ધોઈ નાંખે તો સારૂં. કોઈ દરદીએ વાપરેલો ઓરડો પાછો વાપરતા પહેલાં તે બરાબર સાફ કરી નંખાવવો અને રોગબીજનો નાશ કરાવવો તથા તેમાં હવાની આવજા થવા દેવી. પહેલાં બધો સરસામાન સાફ કરાવી નાખીને

પછી તે તડકામાં સુકી રાખવો. ઘરમાં સારવાર થઈ શકે એમ નહીં હોય તો ઈસ્પીતાલમાં જતાં ખંચાવું નહીં. ત્યાં સારા થઈ જવાના વધારે સારા સંભવો છે. જે બીજો અગત્યનો નિયમ પાળવો જરૂરનો છે તે એ કે, સારા થવાના વખત દરમિયાન ન્યુમોનિયા ન થાય અથવા બીજો કાંઈ બગાડો ન થાય માટે, તબીઅત સુધરતી જવા માંડે તે વખતે કદી હવામાં જવું નહિ.

---:o:---

## " સહકાર્ય અને તેની આર્થિક, સામાજિક તથા નૈતિક શક્તિ."

સહકાર્યનો ગુણ પ્રથમ સામાજીક છે. અને તે કેળવવાથી આર્થિક અને નૈતિક પરિણામો જોઈ શકાય છે. આ સહકાર્ય જ્યારે તેના ખરા સ્વરૂપમાં ઉપલા પરિણામોને જન્મ દે છે ત્યારે તેના ખોટા સ્વરૂપમાં તે દુર્ગુણોની પણ જમાવટ કરી શકે છે. આ જમાવટને આપણે બદમાસીનું ટોળું વ્યાજબી રીતે કહી શકીએ, આ ટોળું અત્રે દર્શાવવાની મતલબ ફક્ત દુર્ગુણોથી ચેતતા રહેવા પુરતી છે. કેમકે સારૂં પરિણામ લાવતાં હંમેશાં ઘણી તકલીફ અને વખતનો વ્યય કરવો પડે છે જ્યારે બુરૂં પરિણામ લાવવું ઘણું સહેલું કામ છે. તે કાર્યતો કોઈ ગાંડો માણસ પણ કરી શકે છે. મકાન બાંધવામાં કાર્ય કુશલતા ઘણી જોઇએ છે, તોડી પાડવામાં તેવી જરૂરીઆત રહેતી નથી. દુર્ગુણ લાવવાને સત્સંગની જરૂર નથી ફક્ત તેની ગેરહાજરીજ બસ છે, જ્યારે સદ્ગુણ સંપાદન કરવા માટે સત્સંગ હંમેશ બન્યો રહેવાની અગત્યતા રહે છે.

સહકાર્ય એ હંમેશાં દુઃખના વખતમાં સારો ભાગ ભજવી બતાવે છે. દુઃખ કમી કરવાની સારી શક્તિ તેમાં રહેલી છે. વિચારની આપલે અને શક્તિના બળાબળથી શુભકાર્યમાં જે પરિણામ નીપજે તે હંમેશાં સારૂંજ હોઈ શકે. એકત્ર બળનું પર્યવસાન એ ફક્ત કલ્પના નથી અને કોઈપણ સહકાર્યના સંબંધમાં તેને તેવા ઉદ્દેશથી પણ કાંઈક જોસ મળે છે. કુદરત હંમેશાં તેવી મદદ દેવા તૈયાર છે. ફક્ત બુદ્ધિપૂર્વક પ્રયત્ન આદરવો જોઈએ છે.

સહકાર્ય યુરોપમાં ફત્તેહમંદ નીવડી ચુક્યું છે અને ધંધારોજગારને સારૂં ઉત્તેજન દઈને વ્યાજના દરો કાબુમાં લાવી શક્યું છે. ત્રીસ ટકાના દર

પાંચ ટકાના કરી શકેલું છે અને તેની ભલામણ બેધડક સારી કિંમતથી કોઈપણ દેશકાર્ય માટે કરી શકાય તેવું છે.

સહકાર્યના પેટામાં નૈતિક કે સમાજીક અને આર્થિક કે દેશોન્નતિના સર્વ બીજ રહેલા છે. સ્વરાજ્યનું તે પહેલું પગથીયુ છે અને અર્થશાસ્ત્રનો તે પહેલો પાઠ છે. સૌજન્યતાની તે શાળા છે. અને સત્યદેવ તેનો મુખ્ય શિક્ષક છે, જે દેશમાં વખતની કિંમત નહી હોય અથવા જવાબદારીનું ભાન ઓછું હોય ત્યાં તે સ્થિતિનું સારૂ ભાન સહકાર વડે થાય છે. જુમ્મેદારીઓને તે જાગ્રત કરે છે. ગયેલો વખત પાછો મલતો નથી, વખતની કિંમત નાણાંથી જુદા છે, સાખ લાખ કરતાં પણ વધુ કિંમતી છે તેનું આમાં વહેવારૂ જ્ઞાન સચોટ મળી શકે છે, નૈતિક ગુણો હંમેશાં કેળવણીથી અને સારા સહેવાસથીજ વધે છે અને સમાજને વધારવાનો આ ઘણો સારો યોગ છે.

જે પ્રદેશમાં ઘટતી અનુકૂળતા જણાય ત્યાં આવા મંડળો દાખલ કરી શકાય છે. અને તે જ્યારે આદર્શરૂપ બને છે ત્યારે આજુબાજુ તેની સુવાસનાઓ આપોપ ફેલાય છે. તે માટે બહુ જાહેરાત જોઈતી નથી જ્યાં લોક એકબીજાની સાથે હળીમળીને ચાલે છે એકબીજાનો ભરોસો સારી રીતે કરી શકે છે. અને સ્વાશ્રયી બનતાં શીખે છે ત્યાં રાજ્યની મદદ ફક્ત ઉપરની દેખરેખ પુરતીજ જરૂરની છે. રાજ્યની પ્રજામાં આ ઉત્તમ સદ્‌ગુણો જ્યારે ઉદ્‌ભવે છે ત્યારે તે સદ્‌ગુણોના ભાઈબંધો પણ પુડેપુડે તેમને મદદ કરે છે અને જ્યારે રાજ્યમાંથી આવો સારો અધિકારી વર્ગ તૈયાર થાય છે ત્યારે તેની કોઈ રાજ્યથી અવગણના કરી શકાતી નથી. દેશના સર્વ કાર્યમાં તેમનો હિસ્સો વગર નોંધ થયે પણ કાયમ રાખેલોજ સમજવાનો છે.

જ્યાં પ્રજા આ પ્રમાણે તૈયાર થાય ત્યાં સર્વે માર્ગ સુલભ થાય છે, સહકાર્યથી માંહોમાંહેનું કાર્ય ઉકેલવા ઉપરાંત બીજું પણ ઘણું થઈ શકે તેમ છે. સત્યતાના છેલ્લા મહાન યુદ્ધમાં પણ મીત્રરાજ્યોએ સાથે રહીને શું કરી બતાવ્યું છે તે જગજાહેર છે. વખત એવો આવી લાગ્યો છે કે આખી દુનીઆ પોતાના હક્કનો ખ્યાલ કરતી થઈ છે. હવે તેમને ફક્ત પોતાની જવાબદારીઓનો સારો ખ્યાલ દેવાની જરૂર વધી છે અને તે જરૂરીઆત એક ગંભીર ફરજ સમાન છે. કાયદાના ઘડતા અંકુરો નીચે આ હીલચાલને હંમેશ દેશની કેળવણીને મુખરૂ ધરવી જોઈએ.

સહકાર્યના કુંડાળામાં કોઈ વિશ્વ વિદ્યાલયની પદવી સંપાદન કરનારાજ દાખલ થઈ શકે છે તેવું નથી. સાક્ષર અને નિરક્ષર, ઉંચ અને નીચ, મિત્ર અને શત્રુ, શ્રીમંત અને ગરીબ એ સર્વેને આમાં સ્થાન છે. સ્વાર્થ સાથે પરમાર્થ સાધવાનું તે ખરૂં સાધન છે અને જન સેવાનો તે ચોખ્ખો નમુનો છે. દેશને કોઈપણ દીશામાં આગળ વધારવાનું તેમાં કદી ઘટે નહીં તેવું બળ છે, આત્મશ્રદ્ધા એ તેનો ખરો સિદ્ધાંત છે અને વિશ્વાસ એ આખી સંસ્થાના સઘળા દ્વારની એક સામાન્ય કુંચી છે. પોતાને માટે બધા અને બધાને માટે પોતે એ આ ભ્રાતૃભાવનાનો મુદ્રાલેખ છે.

સમાજ સુધારણા કરવી હોય, સામાન્ય કેળવણીનો પ્રચાર કરવો હોય, દેશની દરિદ્રતા અને ગરિબાઈ દૂર કરવાં હોય અને પ્રજામત ખરેખર કેળવવો હોય તથા તેમની સર્વની જુમ્મેદારી સારી રીતે જાગ્રત કરવી હોયતો મને કહેવાને આંચકો લાગતો નથી કે તે સર્વેનો એક સરળ માર્ગ સહકારી મંડળીઓ યોજવાનો છે.

નામદાર સરકારે આ દિશામાં અત્યાર સુધી જે કાર્ય કર્યું છે તે બદલ આપણે તેમના ઋણી છીએ પરંતુ કરવાનું સઘળું થઈ રહેલું નથી, ઘણું બાકી છે. નામદાર સરકારે આવી મદદમાંથી દૂર થવાનું નથી. કાતીલ મોંઘવારીને લીધે અને લોકોની રહેણી જેમ જેમ વધુ ખરચાલ થાય છે તેમ તેમ તેની યોગ્ય દવાઓ શોધી કહાડી તે બદલના જરૂરી ઔષધાલયો ઠામ ઠામ ઉભા કરવા જોઈશે, પરિણામે જે કાર્ય કાયદાથી કે હુકમીઆરથી નહિં બને તેવું સહકાર્યથી બની આવેલું જણાશે. સારા નિતિમાન અને સ્વાશ્રયી શહેરી પેદા કરવાનું આ એક કારખાનું છે અને તેમાંથી પેદા થતું દ્રવ્ય માને નીકલી આવતી સાહસીક નરો, એ દેશનું એક મોટામાં મોટું ધન છે, નામદાર શહેનશાહે આમાં બહુ મોટું ભવિષ્ય જોયું છે અને કોણ કહી શકશે કે આ ચિકિત્સા ખોટી છે? •

અંબાશંકર મસાણી.



## अयोग्य अनुकरण.

### બ્ર. ક્ષ. ત્રિમાસિકના અધિપતિ જોગ, મુંબઈ.

સાહેબ—આ નીચેનો પત્ર આપણી જ્ઞાતિ તરફથી પ્રસિદ્ધ થતા ત્રિમાસીકમાં છાપી ઉપકૃત કરશોઃ—

મનુષ્ય જાતિમાં અનુકરણ કરવાની ભાવના સહજ હોય છે તદનુસાર લગ્ન યા જનોઈ જેવા માંગલિક પ્રસંગે પ્રાશ્ચાત્ય દેશનું અનુકરણ કરી ચાંલ્લાને બદલે Present ભેટ આપીએ છીએ. આ અનુકરણ હવે અનુકરણ નથી પણ દ્રઢ થતો રિવાજ છે બેલાશક મિત્ર પાસેથી ચાંલ્લો લેવો અયોગ્ય લેખાય તેથી આવા ખુશાલીના અવસરે કાંઈ યાદદાસ્તીના ચિન્હ ખાતર ભેટ આપવી એ કાર્ય સ્તુતિપાત્ર લેખાય. ચાંલ્લાની તો સામાન્ય રીતે હદ છે કિન્તુ ભેટ કેટલાની આપવી, કેવી આપવી તેની તો હદજ નથી. ફલાણા ભાઈએ રૂા. ૪૫ના એરીંગ આપ્યા તો મ્હારે ઠીકરણી બ્હેનને રૂા. ૧૦૦ની રીસ્ટવૉચ આપવીજ જોઈએ. નહિં તો મ્હારૂં નાક વઢાય!

આવા હોશીકોશીના દાખલા ઘણા મોજુદ છે. છોકરાના સ્નેહીના લગ્ન યા જનોઈ આવ્યુ કે માબાપના ખજવાપર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કાતર મૂકાય છે. આના અંગે આવા માંગલિક પ્રસંગો તો માબાપના મનને ત્રાસદાયક થાય એમાં નવાઈ નથી.

આ રિવાજ એકલા અમદાવાદમાંજ છે. એમ નથી. ભરૂચમાં ને સુરતમાં આ રિવાજ પ્રચલિત છે એટલુંજ નહિ પણ તેની વધુ પ્રગતિ જોવામાં આવે છે. કોઈ સ્થળે તો વર્ષગાંઠ, ઉપલા વર્ગમાં ગયો તે બદલ, ઈ. પ્રસંગોએ પણ ભેટ અપાય છે.

આવા માંગલિક પ્રસંગે ભેટ કેવા પ્રકારની હોય છે તે જોઇશું તો આપણને સહજ અનુમાન થશે કે કાં તો કિમ્મતમાં ભારે અને ભાગ્યેજ - વપરાશમાં લઈ શકાય, યા તો કિમ્મતમાં હલકી ને વપરાશને લાયકજ નહિં. આના કરતાં પોતાની શક્તિ પ્રમાણેજ હર હંમેશના ઉપયોગમાં આવે તેવી સાધારણ ચીજની ભેટ થાય તોજ સારૂં. મગના કે મઠના ઝાડપરથી કુદી પડવાની જરૂર નથી. નહિ તો જૂનું તે સોનું તેજ કહેવત પ્રમાણે ચાંલ્લો કરવાનો

રિવાજ અત્યુત્તમ થઈ પડે. ચાંલ્લામાં સાધારણ વર્ગના માબાપોને તેમજ બીજા અન્ય કોઈને મદદ કરવામાં આવે છે ને ટાંણું આનંદમાં ગળાય છે તો તેથી વિરૂદ્ધ આ ભેટનો રિવાજ છે. ચાંલ્લા ફુરસદે લેવાય છે ને મોકલાય છે કિન્તુ ભેટ તો હસ્ત મેળાપ વખતેજ આપવી જોઈએ; એટલે સાંકડા ઘરમાં વરકન્યાના જોડાપર અસંખ્ય મધમાખીઓ ગું ગું કરી મૂકે છે ને વડીલોની અદબ સાચવવામાં પણ ન્યુનતા જોવામાં આવે છે. અથવા તો અંતે ધક્કામુક્કીને લીધે મન ઉંચા થાય છે ને દીલ ખાટાં થાય છે.

આ બીના ધ્યાનમાં લઈ સર્વ કોઈ ભાઈ કે બ્હેન પોતાના ગજવા તરફ નજર રાખી આ અનુકરણ કરે તો ઠીક, નહિ તો ભવિષ્યમાં સારૂં પરિણામ નહિ નિપજે એમ લાગે છે.

લી૦ જ્ઞાતિબંધુ.

---

## લેખકોને જવાબ.

**રા. ઠ.**—ટ્રસ્ટ ફંડ સંબંધી ત્હમારો લંબાણ પત્ર મળ્યો છે. અમદાવાદ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ તરફથી હિસાબ હજી પ્રગટ થતો નથી તે સંબંધી આ પત્રમાં અવરનવર અમ્હે સદહુ ફંડના ટ્રસ્ટીઓનું ધ્યાન ખેંચ્યું હતું. ટ્રસ્ટીઓને વકીલની સલાહ લઈ નોટીસ આપો અને નોટીસનો જવાબ ત્હમને ન મળે તો છેવટ કોર્ટનો આશરો લેવો. ઉતાવળાં પગલાં લેવાં નહિ.

**રા. ભરૂચી**—ઇન્ફ્લ્યુએન્ઝા વગેરે રોગો વખતે ભરૂચમાં બેડપેન-આઇસ બેગ વગેરે સાધનો સારૂં જે હાડમારીઓ પડતી હતી તે બાબતનો ત્હમારો પત્ર મળ્યો છે. બને તેટલાં સાધનો ભરૂચ સારૂ અમ્હોએ પુરાં પાડયાં છે જેની ખબર આ પત્રમાં અન્ય સ્થળે છાપી છે.

**રા. ઠાકોર**—"ભરૂચની સ્કુલોમાં આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓમાંથી પહેલા વર્ષના કોઈ પણ વિદ્યાર્થીને મેટ્રીકનું ફોર્મ મળ્યું નહિ. પ્રથમથી છોકરો એકાદ બે વિષયમાં નપાસ થતો હોય તો સરસીફારસ લગાડી નીચલા ધોરણમાંથી ઉપલા ધોરણમાં ચઢાવવા કોશીશ થાય છે. જે વિષયમાં નપાસ થયો હોય તે વિષય પાકા કરાવવા ઉપર લક્ષ આપવામાં આવતું નથી અને મેટ્રીક વખતે ફોર્મ મેળવવા પણ સીફારસ ચલાવે છે. વગેરે." ત્હમારા

પત્ર સાથે અમ્હે મળતા થઇએ છીએ અને તે સંબંધી અમ્હે એક આગલા અંકમાં લખી ગયા છીએ.

રા. મ.—અમુક ગૃહસ્થના ઘરની તમામ ખબર અંતરો છપાય છે તેનું કારણ માત્ર એટલુંજ કે તે ગૃહસ્થ પોતાને ત્હાં બનેલા તમામ બનાવો વખતસર લખી મોકલે છે. પોતાને ત્યાં બનતા બનાવોની ખબર દરેક જણ મોકલી આપશે તો ત્રિમાસીકમાં છાપવામાં આવશે.

રા. દેસાઈ (સુરત):—ત્હમારા તરફથી પ્રસિદ્ધ થયલું હેન્ડબીલ "દાંડીયો" મળ્યું છે અમ્હે એ બાબતમાં અંગત તપાસ કરી છે અને ત્હમે પ્રસિદ્ધ કરેલી બીના બીલકુલ સત્ય નથી.

—:o:—

## भरुचनी ज्ञातिने भेट.

માંદગીના પ્રસંગમાં ભરૂચના જ્ઞાતિ બંધુઓના વપરાશ સારૂ ૩) આઈસ બેગ, ૩૩) હોટ વૉટર બેગ, ૩) થર્મોમીટર અને એક બેડપેન મોકલી આપવા માટે અમને મુંબઈમાં વસ્તા એક જ્ઞાતિબંધુ તરફથી રકમ મળતાં અમે ઉપલી ચીજો ભરૂચ મોકલી છે. માંદગી પ્રસંગે જરૂર જણાતાં ઉપલી વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવશે. સદર્હુ ચીજો રા. દીનકરરાવ નરભેરામ વકીલને ત્યાં રાખવામાં આવી છે.

અને આ તકે ઉપલી ચીજો ભેટ આપનાર ગૃહસ્થનો તેમજ રા. દીનકરરાવનો ઉપકાર માનીએ છીએ. અને આશા રાખીએ છીએ કે ભરૂચની માફક સુરત—ખંભાત-અમદાવાદ-વડોદરા અને જુનાગઢ વગેરે સ્થળોએ આવી ઉપયોગની ચીજોની ભેટ જ્ઞાતિને આપવા ઉદાર ગૃહસ્થો બહાર આવશે.

ત્રિમાસિક ઓફીસ.

—:o:—

## જ્ઞાતિના ખબર અંતર.

### નિમણુકો, ફેરબદલીઓ વિગેરે.

—રા. સા. ગુણવંતરાવ હીરાલાલ દેસાઈ ઉત્તર વિભાગની કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીના આસીસ્ટંટ રજીસ્ટ્રાર નિમાયા છે.

—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈની ધી વર્કર્સ ઈન્સ્યુરન્સ કું. લી.ના સેક્રેટરી તરીકે નિમણુંક થઈ છે.

—રા. કનૈયાલાલ વેણીલાલ, રા. રાજેન્દ્રલાલ નરસીલાલ અને રા. રામલાલ મણીલાલ ધી એન્ગ્લો ઈન્ડિયા એન્ડ કોલોનીયલ નેવીગેશન કું. લી.ની ઓફિસમાં નિમાયા છે.

—રા. માણેકલાલ પ્રાણસુખરામ ધી સીંધીયા સ્ટીમ નેવીગેશન કું. લી.ની ઓફીસમાં રૂ. ૫૦+૨૦ના પગારથી નિમાયા છે.

—રા. ઠાકોરલાલ જીવનરામ દિવાન અને રા. પ્રસન્નવદન દિનાનાથ મલજીનો પગાર વધી રૂ. ૭૦) નો થયો છે.

—રા. કલ્યાણરાય મજરાય દેસાઈ કલાલમાં મેસર્સ ગણેશ અને દેસાઈની કંપનીના નામથી એક ચામડાં કેળવવાનું કારખાનું કહાડે છે.

—રા. ચીમનલાલ રણછોડરાય દેસાઈ મુંબઈમાં મેસર્સ ગોવરધનદાસ વલ્લભદાસની કુંપનીના નામથી ધી ઇન્ડિયન ઈન્ડસ્ટ્રીયલ સ્ટોર્સ કહાડે છે.

—રા. ઠાકોરલાલ ધીરજરામ દેસાઈની બદલી જંબુસર એકટીંગ પોલીસ સબ ઈન્સ્પેકટર તરીકે થઈ છે.

—રા. કેસરીપ્રસાદ મણીલાલ ઠાકોર પ્રજાબંધુના તંત્રી થયા છે.

—રા. ચંદુલાલ મણીલાલ ડાકતર પ્રજાબંધુના મેનેજર નિમાયા છે.

—રા. નરહરિ કુરણારામ દેસાઈ અમદાવાદ સેનીટરી એસોશીએશનના સેક્રેટરી નિમાયા છે.

—રા. મોતીલાલ અમુલખરાય મુંબાઈ વનિતાવિશ્રામના પ્રિન્સિપાલ નિમાયા છે.

—રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ અમદાવાદ મ્યુ. ની નિશાળોના ઈન્સ્પેકટર નીમાયા છે.

### જાહેર જીવન.

—રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ, જીવણલાલ મજરાય બેરીસ્ટર, ચંદુલાલ મણીલાલ ડાકતર વગેરે અમૃતસર કોન્ગ્રેસમાં ભાગ લેવા ગયા હતા.

—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ ગુજરાત સંસાર સુધારા પરિષદ કમિટીના સેક્રેટરી નિમાયા છે.

—ડૉ. હરિપ્રસાદને સુરતમાં મળેલા ગુજરાત કેળવણી સંમેલનમાં તથા અમદાવાદમાં પૂર્વ આફ્રીકાના સંબંધમાં, રા. ધનવંતરાય ભૂપતરાયે જાહેર ભાષણ આપેલું તે સભામાં પ્રમુખપદ મળ્યું હતું.

—રા. ધનવંતરાય અમદાવાદ ઉપરાંત, પૂર્વ આફ્રીકાના પ્રશ્ન વિષે ચર્ચા કરવા મુંબાઈ, પુના, અમૃતસર, કલકત્તા વગેરે સ્થળોએ ગયા હતા અને ત્યાં જાહેર-ભાષણો કેટલેક સ્થળે આપ્યાં હતાં.

—ઈસ્ટ આફ્રીકાવાળા મી૦ ઠાકોર સત્યેન્દ્રલાલ ત્ર્યંબકલાલે અમૃતસર કોન્ગ્રેસમા ઈસ્ટ આફ્રીકાના પ્રશ્ન સંબંધી ઠરાવપર વિવેચન કર્યું હતું.

—રા. પુરાણીના અખાડામાં આપણી નાતના ઘણા છોકરાઓ દાખલ થયા છે. એ બધાઓએ આરોગ્ય પ્રદર્શન વખતે થયેલા જલસામાં આગળ પડતો ભાગ લીધો હતો.

—સર ચીમનલાલ સેટલવાડ હંટર કમીટીમાં એક સભાસદ નિમાયા છે. એ કમીટીમા જીવણલાલ બેરીસ્ટર, કશ્યુલાલ દેસાઈ તથા ડૉ. કાનુગાએ જુબાનીઓ આપી હતી.

—પ્રજામંડળની જાહેર સભાઓમાં, ડૉ. હરિપ્રસાદ તથા જીવણલાલ દિવાને ભાષણો આપ્યાં હતાં. સેનીટરી પ્રદર્શનની ઘણી પ્રવૃત્તિઓમાં. ડૉ. કાનુગા, રા નરહરિ દેસાઈ, રા. જીવણલાલ દિવાન, રા. બસુભાઈ પરમોદરાય, ડૉ. હરિપ્રસાદ, રા. ચંદુલાલ ડાક્ટર વગેરેએ ઉપયોગી કામો કર્યા હતા.

—ભરૂચ એજ્યુકેશન સોસાઈટીના વાર્ષિક સમારંભ વખતે રા. કેશવપ્રસાદ દેસાઈ તથા રા. હરપ્રિસાદ ડાક્તરે જાહેર ભાષણો આપ્યાં હતાં.

—આમોદ સહકાર્ય પરિષદમા રા. સા. ગુણવંતરાય તથા રા. પ્રાણલાલ ભીરપારામે જાહેર ભાષણો આપ્યાં હતાં.

—પુના ઓરીએન્ટલ કોન્ગ્રેસના પ્રો. ડાકોરે, શકુન્તલાનું પાત્ર દર્શન એ વિષે એક ઉપયોગી નિબંધ વાંચ્યો હતો.

—ડૉ. જમેતરામ બાપતરાય સબ એસીસ્ટંટ સરજનોના પુને મળેલા કોન્ફરન્સમાં ભાગ લેવા ગયા હતા.

—સૌ. શારદા મ્હેતાના " બાળકોની ગૃહકેળવણી " એ વિષે થયેલા જાહેર ભાષણ વખતે પ્રમુખસ્થાન ડૉ. કાનુગાએ લીધું હતું.

—ગુજરાત કોલેજમાં પ્રો ધ્રુવને વિદાયગીરી આપવાના મેળાવડા વખતે રા. જયંતીલાલ દયાશંકરરાયે એક મંત્રી તરીકે કામ કર્યું હતું.

—રા. સાકરલાલ ડાહ્યાભાઈ. રા. દીનકરરાવ નરભેરામ અને રા. મોતીલાલ સાકરલાલ પ્રજા તરફથી ભરૂચ મ્યુનિસીપાલીટીના મેમ્બરો તરીકે ચુંટાયા છે.

—મુંબઈમાં "કલાકર્સ કોન્ફરન્સ" મળી હતી તેમાં રા. જીવણલાલ માધવલાલ અને રા. રમણીકલાલ ત્ર્યંબકલાલે ભાષણ કર્યાં હતાં. સદહું કોન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીના સભ્ય તરીકે રા. જીવણલાલ ચુંટાયા છે.

—આમોદની અંગ્રેજી સ્કુલના બોર્ડીંગના વિદ્યાર્થીઓનો વાર્ષિક મેળાવડો રા. ભાઈલાલ મજરાય દેસાઈના પ્રમુખપણા નીચે મળ્યો હતો. જે વખતે બોર્ડીંગના વિદ્યાર્થીઓને તથા કુમારીકાઓને તેમના પત્ની સૌ લાડકોરની મરણતીથીને દિવસે મિષ્ટાન્ન જમાડવા સારૂ રૂા. ૫૦૦) નો એક શેર ભેટ આપ્યો હતો.

—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ અને રા. વૈકુંઠરાય માધવલાલ દેસાઈએ મર્હુમ કાથાજીના કુટુંબ તરફથી પ્રગટ થતા સુપ્રસિદ્ધ માસિક "સ્ત્રી-બોધ"નું તંત્રીપદ ચાલુ માસથી સ્વીકાર્યું છે.

—:o:—

## લગ્ન.

| | | | | |
|---|---|---|---|---|
| મદનલાલ પ્રાણલાલ (ભરૂચ) | ઉ. વ. | ૧૯ના | લગ્ન | કુસુમગૌરી કૃષ્ણલાલ (આમોદ) ઉ. વ. ૧૪ |
| ઈશ્વરલાલ નરભેરામ | ,, | ,, ૩૦ના | ,, | સુશીલા કનૈયાલાલ (આમોદ) ઉ. વ. ૧૫ |
| બલવંતરાય શ્રીપતરાય (સુરત) | ,, | ૨૯ના | ,, | કુમુદગૌરી ઠાકોરલાલ પરમોદરાય (અમદાવાદ) ઉ. વ. ૧૬ |

—:o:—

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. શાન્તાગવરી મંજુલાલ નદવરાય | ને | પુત્રી | અમદાવાદ |
| ,, વીરમતિ કુલશંકર સુંદરલાલ | ને | ,, | |
| ,, ચંદ્રમણી નરહરિ ચીમનલાલ | ને | પુત્ર | |
| ,, તારામણી ત્રીકમલાલ બાપાલાલ | ને | પુત્રી | |
| ,, શારદા કાંન્તીલાલ નરસીલાલ | ને | પુત્ર | |
| ,, હીરા લક્ષ્મીલાલ અમૃતલાલ (ન્હાના સાથ) | ને | પુત્ર | |

| | | | |
|---|---|---|---|
| સૌ. મંગળાગવરી ભૂપતરાય બળવંતરાય | ને | પુત્રી | અમદાવાદ |
| ,, હીરાગવરી ગુણવંતરાય માણેકલાલ | ને | પુત્ર | ,, |
| ,, જયાલક્ષ્મિ છગનલાલ નરસીલાલ | ને | પુત્રી | ,, |
| ,, મોંધી ઘેલુભાઈ ભૂપતરાય | ને | પુત્ર | ,, |
| ,, તનમનગૌરી રામલાલ | ને | પુત્ર | ભરૂચ. |
| ,, લીલાવતિ શંભુલાલ | ને | ,, | ,, |
| ,, ભાનુમતિ દીનકરરાવ | ને | ,, | ,, |

—:o:—

## मरण.



| | ઉ. વ. | રોગ | સ્થળ. |
|---|---|---|---|
| સૌ. ભુરી મોતીલાલ ચુનીલાલ | ૬૫ | તાવ | ભરૂચ. |
| ,, ધનલક્ષ્મી સાકરલાલ ડાહ્યાભાઈ | ૪૦ | ઈન્ફ્લુએન્ઝા | ,, |
| ,, ધનલક્ષ્મી ધીરજલાલ પરમોદરાય | ૩૦ | ,, | ,, |
| ,, વિજળી સુરજરામ પ્રાણશંકર | ૪૫ | તાવ | ,, |
| ઇંદ્રપ્રસાદ હીરાલાલ ચુનીલાલ | ૧૧ | ,, | ,, |
| ગં. સ્વ. હરિગંગા નંદવરાય | ૭૮ | ઘડપણ | ,, |
| ચંદુલાલ અંબાશંકર | ૫૦ | નબળાઈ | ,, |
| સૌ. પદ્માવતિ છત્રપતિ | ૨૫ | ઈન્ફ્લુએન્ઝા | જુનાગઢ. |
| છગનલાલ માણેકલાલ | ૪૪ | ,, | સુરત. |
| ગં. સ્વ. લલીતા | ૬૦ | ઘડપણ | આમોદ. |
| ગુણવંત લક્ષ્મીરામ હરીનાથ | ૪ | ઝાડા | ,, |
| ઠાકોરલાલ પ્રાણલાલ સેતલવાડ | ૫૦ | તાવ | અમદાવાદ. |
| ઘેલુભાઈ ભૂપતરાયનો બાળક પુત્ર | ૪ દિવસનો | દૂધ લગર | અમદાવાદ. |
| અ. સો. મોંધી ઘેલુભાઈ ભૂપતરાય | ૨૦ | સુવારોગ (તાણ) | ,, |
| ભૂપતરાય ઠાકોર | ૬૦ | હૃદય બંધ થવાથી | ,, |
| ભાઈલાલ પ્રાણજીવનદાસ | ૫૫ | ઉન્માદ | ,, |
| ત્રીકમલાલ બાપાલાલની બાળક પુત્રી | ૪ મહિના | તાવ | ,, |
| પ્રતાપ હરિપ્રસાદ વ્રજરાય | ૫ મહિના | ધાવણ વગર | ,, |
| બાઈ પાર્વતી કેશવલાલની વિધવા | ૭૦ | ઘડપણ | ,, |
| ગુણવંતી લક્ષ્મિલાલ અમૃતલાલ | ૨૦ | ઈન્ફ્લુએન્ઝા | ,, |
| સાકરલાલ ચંદુલાલ | ૬૧ | તાવ | ,, |
| સૌ મણી રમણીકલાલ | ૨૨ | ,, | મુંબાઈ |

—:o:—

# જાહેર ખબર.

——:o:——

અમો ચાંદો તથા "સર્ટીફીકેટ"ની સીફારસો કરી ગ્રાહકોને લાલચમાં નાખવા માંગતા નથી પણ ઉત્તમ પ્રકારનો માલ આપી ગ્રાહકોને રાજી રાખવા એજ અમારી કું૦ નો મુદ્રાલેખ છે; **નાતાલ** વાસ્તે ભેટ આપવા લાયક તરેહવાર જાતના **"ફેન્સી-બૉક્સૉ"** તથા **"ટીનો"** મોટા જથ્થામાં મળશે તથા ઘરખર્ચ વાસ્તે વીણી સાફ કરેલો **"મેવો"** તથા **"મસાલો"** તથા **"ઊંચી હીંગ"** વગેરે મળી શકશે.

બ્હારગામના ઑર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

તરેહવાર સુકા મેવાના પાયોનીયર વેપારી

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦—જુમા મસીદ સામે, મુંબઈ.

---

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ને આશય જ્યાં સુધી.—

ઉપનિષદ્.

પુ° ૧૩ મું ] એપ્રીલ ૧૯૨૦. [ અંક ૨ જો.

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂ. ૧-૪-૦.

તંત્રીઃ—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ. બી.
પ્રકાશકઃ—જીવનલાલ માધવલાલ ઠાકોર,
ગાયવાડી, ગિરગામ, મુંબઈ, નં. ૪.

| | | |
|---|---|---|
| મ્હોતી (કાવ્ય) ... ... | ઠાકોરલાલ દિવાન ... ... | ૪૫ |
| મિત્રને પ્રશ્નાવલી (કાવ્ય) ... | સુમન ... .... ... | ૪૬ |
| "ફૂટવાની અનાર્ષરચના ... ... | ઇન્દુમતિ ઠાકોર ... ... | ૪૭ |
| મદનલાલના મિસીસ ... ... | વૈકુંઠરાય માધવલાલ દેસાઈ ... | ૫૯ |
| આમંત્રણ (કાવ્ય) ... ... | પદ્માવતી દેસાઇ ... ... | ૬૭ |
| સને ૧૯૨૦ના જાનેવારી માસના ત્રિમાસિકના જન્મ મરણના વિચારો ... | ધીરજલાલ ચીમનલાલ દેસાઈ... | ૬૭ |
| "આત્મગીત" (કાવ્ય) ... ... | મધુકર ... ... ... | ૭૨ |
| મ્હારા તથા ફોકી ... ... ... | દેસાઈ. ... ... ... | ૭૪ |
| શ્રીયુત્ અરવિન્દ ઘોષના ત્રણ પત્રો... | કુસુમ ગૌરી ઠાકોર ... ... | ૭૯ |
| ગુજરાત બ્ર. ક્ષ. કે. સોસાયટી... | (રિપોર્ટ) ... ... ... | ૮૧ |
| સુરત બ્ર. ક્ષ. જ્ઞાતિનો પંચનો હીસાબ | શ્રીપતરાય હકુમતરાય ... | ૮૨ |
| લેખકોને જવાબ ... ... | ... ... ... ... | ૮૩ |
| જ્ઞાતિના ખબર અંતર વગેરે. ... | ... ... ... ... | ૮૪ |

છાપનાર—શા. મગનલાલ જગજીવનદાસ. [ ૬૫૫૪૭૬.
છાપખાનાનું નામ—શ્રી સરસ્વતી છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.
પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર.
પ્રકટ કરવાનું ઠેકાણું—ગાયવાડી, ગિરગામ—મુંબઈ નં° ૪.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૩ મું ] એપ્રીલ ૧૯૨૦ [ અંક ૨ જો


## ન્હોતી ?

(ગઝલ.)

ત્હને શું સ્નેહની આંખી, વિભુએ બક્ષીએ ન્હોતી ?
અગર કો ભવ્ય આરામાં, સરલતા બાળીએ ન્હોતી ?
જનમતાં ભાર્ત ભુમિમાં અગર શું ઉછર્યું ન્હોતું ?
'ભૂમિ આ ભારતી મ્હારી,' શું આશા ઉછળી ન્હોતી ?
ધરે જ્યાં જન્મ તેનો તું, અતીરો ઋણ કર્તા છે,
પતવવા ઋણ હૈયામાં, ત્હને ચિંતા થઈ ન્હોતી ?
શિવાજીને પ્રતાપે એ, જગાડી નોબતો જેની,
ફરી તે તો અહીં ગગડે, શુણી તે પણ કહે ન્હોતી ?
સુણ્યો આ સર્વ ગાથી તું ? (ભર્યું) મુક્તા અહીં મોની !!
અરે ! અંતે અભાગિ, તે, ત્હને ચિ. સાન પણ ન્હોતી ?
ગ્રહેલો પંથ, ત્હારો તેં, ત્યજ્યો સાયુજ્ય અહીં સંપડી,
દગો આ દેશને દેતાં, શરમ ત્હેમાં અહીં ન્હોતી ?
દુઃખી સુજ દેશને કાજે, ભણે અંતર કૃતજ્ઞતાથી
સદા શ્રી નાથની સાથે, અણે મુક્તિ ખબર ન્હોતી ?

ઠાકોરલાલ છ. દિવાન.

# મિત્રને પ્રશ્નાવલી.

## કહોની બંધુ શું વ્હાલું ?

(૧)

કહોની બંધુ શું વ્હાલું ? જગતમાંહી શું છે વ્હાલું ?
જગતમાં પૂણ્યથી ચડતી, જગતમાં પાપથી પડતી.
જગતમાં પૂણ્યથી લીલા, જગતમાં પાપથી ખીલા.
ચહો તે પૂણ્યથી મળશે, ચહો તે પાપથી થાશે.
ચહો તે પૂણ્યથી ટળશે, ચહો તે પાપથી (મરશે)
(જગત)ને પૂણ્ય છે વ્હાલું; (પણ) તમોને શું છે વ્હાલું ?

(૨)

રૂચે છે સુખ મનમાં કે, રૂચે છે દુઃખ આ જગમેં
રહી સુખમાં શું ભ્રાન્તિ કે, મળે છે દુઃખથી શાન્તિ ?
સુખે સૂવા થયું મન છે, (કે) દુઃખે ડૂબવા તે ઈચ્છો છો ?
અહિં'ર સુખને જો ભોગવશો, તહિં'ર સુખને તો તજશો.
અહિં'ર દુઃખ જો તમે સેં'શો, તહિં'ર સુખ સામરે ડૂબશો.
(તો હવે) કહોની બંધુ શું વ્હાલું, જગતમાંહિ શું છે વ્હાલું ?

(૩)

ચહે વરવા તું લક્ષ્મીને (કે) ચહે છતવા ગરીબીને ?
ગરીબી તે ખુદાઈ છે, ગરીબી તે નવાઈ છે;
તવંગીરી તે બીમારી છે, ખુદાને કિંતુ પ્યારી છે.
વાર્ષિક લવાજમ રૂ. ૨) એ જગત ગરીબી(માં) જુવે છે દુઃખ;
રહીને ગરીબીને.
તારનું શીરનામું "...માંહિ શું છે વ્હાલું ?
રજીસ્ટર નં. ૨૨૦૮ "સુમન."

## "કૂટવાની અનાવશ્યકતા."

રડવા કૂટવાનો રિવાજ મરણ પ્રસંગે જોવામાં આવે છે. રડવું અને કૂટવું એ બન્ને જૂદી જૂદી બાબતો છે સગાસંબંધીમાં મરણ થાય ત્યારે સ્વાભાવિક રીતે રડવું આવે, પણ કૂટવાનો રિવાજ પાછલથી અજ્ઞાનતાને લીધે દાખલ થયો છે અને હાલમાં આપણા હિન્દુ બૈરાઓમાં તે ઘણો વધી પડયો છે. કોઈપણ બ્હેને જ્યાં એમ સાંભળ્યું કે ન્યાતમાં અગર ઓળખીતામાં ફલાણું મરી ગયું કે તુર્ત પોતાના ઘરનું કામકાજ એમને એમ મૂકી ત્યાં દોડી જાય છે. પછી તે પોતાની પડોશમાં હોય, યા દૂર હોય. પડોશમાં કે સ્હેજ માયાપીછાનવાળાને ત્યાં મરણ થાય તોપણ પોતાની સાથે બેચાર સ્ત્રીઓને લઈ કૂટી આવવું પડે, નહિતો વિવેકમાં ખામી આવી ગણાય, અથવા કૂટવા ન ગયા હોય, ત્યાં સુધી મરનારના સગાને મ્હોં બતાવતાં શરમ આવે. વળી જ્યાં સુધી કૂટી આવ્યા ન હોય, ત્યાં સુધી (મરનારના સગાને) તેમને, એમને એમ મળવા અગર દિલાસો આપવા ન જવાય, પ્રથમ કૂટી આવવું પડે.

કૂટવાની ખાતર કેટલીક બ્હેનો દૂર પરદેશથી ભાડા ભરીને જાય છે. તે વખતે ભાડાના પૈસા તથા શ્રમ તરફ તેમનું ધ્યાન રહેતું નથી. ઘરમાં ગમે તેટલી આપદા હોય, પોતાના પતિ તથા છોકરાંને કોઈ રાંધી ખવડાવનાર ન હોય, તેની ફીકર તેઓ રાખતાં નથી.

"ગમે તો હું રાતનું ખાવાનું અત્યારે કરી મૂકીશ અને સવારે આ પડોશીની ફલાણી છોકરી છે તે તમને બધાને ખીચડી મૂકી આપશે, તમે તે ઉતારી લેજો. અને બે દિવસ ગમે તેમ ગબડાવજો. પણ મ્હારે તો ગયા વગર નહિ ચાલે. મ્હારે અને મરનારની માને અને બ્હેનને આમ આમ સંબંધ હતો અને ફલાણી બ્હેને તો એને કેળવણી કરેલી (ઉછેરેલી) એટલે મ્હારાથી ગયા વગર કેમ રહેવાય?" વિગેરે શબ્દો તેઓ બોલે છે. એમની કેળવણીનો બદલો તો કૂટવામાંજ આવતો જણાય છે: આ કૂટવાને બદલે જો કોઈએ પોતાના સગાના લગ્નમાં આવવાનો આગ્રહ કર્યો હોય, તો તે પ્રસંગે તેઓ કંઈ કંઈ બ્હાના કાઢે છે: "મ્હને ફલાણાનો શોક છે, ઘરમાં કોઈ નથી." વગેરે તેઓ કહે છે અને દૂર ગામ હોય, તો તો રેલ્વેનું ભાડુંજ તે વખતે

દુખે લાગે છે કારણ કે તેમા કુટવા જેટલો આનંદ મળતો નથી, તેથી તે લાડુ ખર્ચાનો બદલો બરોબર વળ્યો ગણાતો નથી

કેટલીક જ્ઞાતિમા જેને ત્યા મરણ થયુ હોય તેને ત્યા, સગાવ્હાલાને અને વ્યવહારવાળાને તેર દિવસ ધાણીઆટા ખાવાનો રિવાજ હોય છે જો જુવાન મરણ થયુ હોય, તો તો મરનારના સગાવ્હાલાની કમબખ્તીજ આવે છે ગામેગામથી લાગણીના પેગામ છુટે છે અને કુટવા સારૂ બૈરાઓ મરનારને ત્યા આવે છે

રડીકુટીને તેમનુ મહાભારત કાર્ય પૂર્ણ કર્યા પછી તેઓ પોતાના સગાવ્હાલાને ત્યા મળવા (ભટકવા) જાય છે। કોઈ બ્હેન તો કુટવા આવે છે તેની જોડે જોડે પોતાના છોકરા અગર છોકરીઓના વિવાહનુ પણ ગામમાં નક્કી કરતા જાય છે. શુ એમનો અંતરનો શોક? અને શું એમની દિલાસો દેવા આવવાની રીતભાત! એક તરફ દિલગીરીના ખોટા આસુ તેઓ પાડે છે અને બીજી તરફ, ખુશાલીની અનેક અનેક વાતો તેઓ કરે છે, ધીક્કાર છે એવા આવનારને અને તેમને ઉત્તેજન આપનારને!

જ્યારે મરનારને ત્યા જમવાની વખત થાય છે ત્યારે એક બ્હેન તેમના આવેલા મરોણાને ઘેર ઘેર શોધી લાવે છે, જાણે કે લગ્નના જમણનાજ તેડા! પછી ન્યાતની હારની માફક પગત પડે છે અને એમનુ પ્રિય ભોજન, ગપાટા હાકતા તેઓ પૂર્ણ કરે છે રાત્રે રોટલા અને કઈ કઢોળ ખાવાનુ હોય છે. આ હારની સખ્યા ઘણખરૂ ઉઠમણુ, નોમીઉ, અગિઆરમુ, બારમુ અને તેરમુ આટલા દિવસો દરમ્યાન અખાત્રિજના જુવાળની પેઠે ઉભરાય છે. એટલે આ દિવસો દરમ્યાન જે ખરા લાગણીવાળા (રડવા કુટવામાં) હોય છે તે પોતાની અતરની લાગણીનો ઉભરો બહાર દેખાડવા દોડી જાય છે. ઉપર લખેલો ઘણો ખરો રિવાજ (ધાણી આટા વિગેરેનો) આપણી બ્રહ્મક્ષત્રિયની ઉચ્ચ અને કેળવાયલી ગણાતી જ્ઞાતિમા વધુ પ્રચલિત છે બ્રહ્મક્ષત્રિય જેવી ઉચ્ચ જ્ઞાતિની બ્હેનો પુરૂષો કરતા પવિત્રતા અને ધર્મને માટે ઘણો અગ્રેસર ભાગ લેતી જણાય છે પણ અફસોસની વાત એ છે કે તેઓ આટલી બધી પવિત્રતા પાળવા છતા મરનારના ઘરમા સૂતકના દિવસોમાં તેમના સ્પર્શમા રહી તેમનુ અનાજ ખાય છે. આ કાર્ય તેમના તમામ ધર્મને પતિત કરે છે એમ હું માનુ છુ

ન્યાત મોટી હોય અને વખતે દિવસમાં બે મરેલું થાય તો તે સ્ત્રીઓનો આખો દિવસજ કૂટવામાં પસાર થાય છે. સ્ત્રીઓ કોમળ કહેવાય છે પણ કૂટતી વખતે કોણ જાણે ક્યાંથી તેમને જોર આવે છે ?

વળી જે બ્હેનો પુરૂષોની લાજ કાઢે છે અને તેઓ બેઠા હોય ત્યાં આગળથી જવું હોય તો સવા હાથ લાંબો ઘુમટો ખેંચ્યા પછીજ જાય છે, તેજ બ્હેનો ઓટલા ઉપર પુરૂષો બેઠા હોય, તેમના દેખતાં છેડો નીચો રાખી, મોટે ધાંટે છાજીઆ લઈને ધબા ધબ છાતી અફાળે છે. આ વખતે તેમની સજ્જત ક્યાં જાય છે ! જો બીજા બે ચાર બૈરાઓ એ દરમ્યાન તેમને ખબર થવાથી ત્યાં આવી પહોંચે તો ઉભેલા બૈરાઓને શૂર ચઢે છે અને તેઓ વધુ જોરથી કૂટવાનું અને ઘાંટા પાડવાનું શરૂ કરે છે.

કૂટવા આવનારી બધી બ્હેનો કંઈ સગી હોતી નથી, તેમ બધીને કંઈ રડવું આવતું નથી. કેટલીક પોતાનું દુઃખ સંભારી રડે છે અને કેટલીક તો ખાલી રમુજ જોવા ( કેમ કૂટે છે, છેડા વાળવામાં શું શું શબ્દો બોલે છે તે સાંભળવા ) જ આવે છે. કૂટવાનું કાર્ય પતી ગયા પછી બધી બ્હેનો ભેગી થઇને ઠંડે કલેજે એક ઓટલાપર તેમની કચેરી ભરે છે, ત્યાં ચોપડા ખુલે છે, ચર્ચા થાય છે અને નિંદાના ન્યાય ચૂકાવાય છે. " ફલાણી તો આમ બોલતી હતી, એની લાગણી થોડી છે, ઘણી છે, વિગેરે " જે પ્રમાણે સાંભળ્યું હોય, તે પ્રમાણે ત્યાં કહેવાય છે.

શું બ્હેનોની લાગણી ! કૂટ્યો પછી સર્વ વિસર્જન ! તેજ વખતે રડેવું આવે અને પછી તો ડાહી ડાહી વાતો ( કૂથલી ) થાય !

બ્રાહ્મણની અને એવી બીજી જ્ઞાતિમાં જો છોકરી વિધવા થાય તો તેને સાસરે નોમીઆને દિવસે રાત્રે કૂટવા જવાનું હોય છે. લગભગ દિવા વખતે છોકરીના સગાવ્હાલાં કેટલાંક બૈરાઓને લઈને ઘરથી નીકળે છે. ડગલેને ડગલે સામસામી ગોળ કુંડાળુ વળીને કૂટતાં કૂટતાં એકેક કલાકે ( જો સાસરૂં નજીકમાં હોય તો ) તેઓ ત્યાં જઈ પહોંચે છે.. ત્યાં કૂટી રહ્યા પછી ઉપર પ્રમાણેજ કૂટતાં તેઓ પાછો ફરે છે. જતી વખતે તો સ્હેજ અજવાળું હોય છે તેથી ખાસ અડચણ પડતી નથી. પણ પાછા ફરતી વખતે અંધારૂં થાય છે તેથી તેઓ રસ્તામાં ગાય કે કોઈપણ જનાવરને જોઇ શકતાં નથી, અને તેથી તેના સામું અથડાય છે. કૂટવાની લ્હેરમાં પોતાને નુકશાન થતું પણ તેઓ જોઈ

શકતાં નથી, રસ્તે જનારા-લોકોને ફીકર પડે છે તેથી તેઓ તેમને ટોકે છે કે "બ્હેનો! આ ઠેકાણે જરા સમાલીને ચાલજો."

ઉપલો બનાવ હમણાં થોડા દિવસ અગાઉ અમારી શેરીમાંજ બન્યો હતો. છોકરીને સાસરેથી કૂટીને ઘેર પાછા ફરતી વખતે આગળ કે પાછળ જોયા વગર તેઓ ફક્ત તેમનાજ તાનમાં હતાં. રસ્તામાં એક ઠેકાણે ગાડું છોડેલું હતું ત્યાં તેઓ જઈ પહોંચ્યા. એટલે ઉભેલી બેએક બ્હેનોએ તેમને ટોક્યા, પણ તેમની ધૂનમાં કહો કે પછી તેમનું કૂટવાનું એક હાથ મારવાનું જતું રહે તેથી તેમણે તે ગણકાર્યું નહિ. અને પરિણામે એક બ્હેન ગાડાની સાથે પછડાયાં પણ હતાં. ભાદેલામાં પણ લગભગ આવોજ રિવાજ છે. તેઓ ગામથી કૂટવા આવે તે એક ધર્મશાળામાં ઉતરે, ત્યાંથી રાત્રે કૂટતાં કૂટતાં નીકળે અને પરોઢિયે છોકરીને સાસરે આવી, કૂટીને પાછા જાય. શું એમનું શુરાતન! લગભગ સાત આઠ કલાક રસ્તામાં કૂટતાં કૂટતાં આવે અને એક બે કલાક પાછું ઘરમાં જમે.

વાહ! હિન્દની કોમળ કહેવાતી રમણીઓ વાહ!

કેટલીક બ્હેનો પોતાનો જુવાન પુત્ર મરી ગયો હોય, તો રડવામાં "એ તો મ્હારો પૂર્વજન્મનો દુશ્મનો હશે. તે મ્હને દગો દઈ ગયો" વિગેરે શબ્દો બોલે છે. જ્યાંસુધી તે જીવતો હતો અને આનંદ આપતો હતો ત્યાંસુધી તે તેમને વ્હાલો હતો, પણ મરી ગયો એટલે તે તેમનો દુશ્મન થયો. આવા તેમના કડવા શબ્દોમાં ફક્ત સ્વાર્થ સિવાય બીજું કંઈપણ માલમ પડતું નથી. આવું બોલતાં પહેલાં તેઓ વિચારતા નથી કે મરવાનું મરનારના અગર કોઈના પણ હાથમાં નથી. જો હાથમાં હોય તો મરનાર પ્રાણી તેમને દુઃખ દઈને જવાનો વિચાર કરે નહિ

આ રિવાજ કયાંથી દાખલ થયો? તે કંઈ સમજાતું નથી. પણ મ્હારા ધારવામાં તો એમ આવે છે કે મરણ થાય ત્યારથી મરનારનો અને પાછળ રહેલાનો સદાને માટે વિયોગ થાય છે. તેના દરેક કામ, વર્તણુંક, ગુણો વિગેરે તેના મરણ પછી સગાવ્હાલાને યાદ આવે છે, તેથી હૈયું ભરાઈ આવે છે. કેટલાક સ્વાર્થનું (પોતાનું હવે શું થશે! એ વિચારે) રડે છે. વળી જે બ્હેનો દિલાસો આપવા સારૂ આવે છે તે પણ મરનારનીજ વાતો કાઢે છે અને પોતે પણ બેગાબેગા પોતાના મરેલા સગાની વાત આગળ

આવી આંખમાં આંસુ લાવે છે. આથી સગા સંબંધીનાં મન વિશેષ ઉશ્કેરાય છે, વધુ રડવાની સાથે લાગણીના જોરે તેઓ પોતાના અવયવોને કબજામાં રાખી શકતાં નથી અને એમાં જાણે માન હોય તેમ સમજી ઘણા જોરથી છાતી કૂટે છે, માથા અફાળે છે વગેરે.

પ્રથમ બ્હેનો ફક્ત શાન્તપણે બેસીને રડતીજ હતી, પણ ઉપર પ્રમાણે છાતી માથાં કૂટતાં તેમાં વધારો થયો, કૂટવાની શરૂઆત થઈ અને ખરી અંતઃકરણની લાગણી આ દ્વારા બહાર પડી. જેને આપણી અજ્ઞાન અને કામ વગરની બ્હેનોએ હોંસથી વધાવી લીધી અને હાલમાં તો કૂટવાની એક રૂઢિજ થઈ રહી છે. હવે તો બીજી બ્હેનો આવે, અને ઘરના સગાવ્હાલાને "બેન બેસી જાવ" કે "ઉભા થાવ". કહે ત્યારે બેસવાનું અને ઉભા થવાનું અને જ્યાં સુધી "મેલો" કે "મૂકો" કહે નહિ ત્યાં સુધી છુટે વાળીને રાગ સંભાળ્યા કરવો પડે. નહિતો લાગણી જણાય નહિ. વળી કેટલીક બ્હેનોને થોડા દિવસ કૂટવાનું ન મળે તો તેમના હાથ ચળવળે છે, છાતીમાં ખજવાળ આવે છે અને જ્યારે આવા ચિન્હો જણાય ત્યારે તેઓ એમના જેવી બીજી બ્હેનોને એ વાત કરે છે કે "મ્હારી તો છાતીમાં બહુ ખજવાળ આવે છે ન્યાતમાં કોઈનું મરણ થશે એમ લાગે છે વગેરે." પણ આવું બોલતાં તેમને વિચાર નથી આવતો કે તેઓ બીજાનું ભુંડું ઇચ્છે છે. સ્ત્રીઓના હાથના ચળવળાટ વિષે એક ચોપડીમાં લખ્યું છે કે એક વખત કેટલીક સ્ત્રીઓ રસ્તામાં કૂટતી હતી, ત્યાં થઈને એક મુસલમાનની સ્ત્રી જતી હતી, તેને આ બધાને કૂટતાં જોઈને કૂટવાનું મન થઈ આવ્યું, તેથી તેણે તેમની તરફ ચાલવા માંડ્યું. આ જોઈને એક સ્ત્રી જે ત્યાં ઉભી હતી તેણે પૂછ્યું "કેમ બૂ કયાં ચાલ્યાં કે?" ત્યારે તેણે કહ્યું કે "ઉધર ઓરતાં કૂટતીયાં હેં, વાંહાં જાકે દો થેપલીઆં માર આઉં."

આ ઉપરથી સ્ત્રીઓને કૂટવામાં મઝા પડે છે એમ લાગે છે પણ એમની એ મઝાથી કેટલા ગેરફાયદા થાય છે તે કોઈ સમજતાં નથી.

કેટલાક એમ માને છે કે કૂટવાનું કાર્ય દરેક બ્હેનને સંપૂર્ણ આવડવું જોઈએ. બરોબર ઉભા રહેવું, અમુક વખતે હાથ ઉંચા કરવા, નીચા કરવા, એ બાબતની તાલીમ દરેક બ્હેને લેવી જોઈએ. આમ ન થાયતો બધા વાતો કરે છે. મ્હોટપણે સારું કૂટતાં આવડે તે માટે ન્હાનપણથીજ બધી બાળાઓ ગોરોના પવિત્ર દિવસો દરમ્યાન એક ઠેકાણે ભેગી થઇ કૂટતી હતી. હાલ

ગોરોમાં એ કાર્ય બંધ પડયું છે પણ હોળીના દિવસોમાં બાળાઓ એકઠ ગલીમાં ભેગી થાય છે અને મ્હોટી સ્ત્રીઓની માફક છાજીઆ લઈ કુટે છે.

કેટલીક જ્ઞાતિમાં કુટવાનું નવ દિવસ રાખે છે પછી બંધ કરે છે પણ કેટલીક જ્ઞાતિમાં અને વિશેષ કરીને આપણી કહેવાતી ઉચ્ચ જ્ઞાતિમાં બાર મહિના સંપૂર્ણ એ કાર્ય ચાલે છે. ઉતરાણ, હોળી, બળેવ, દિવાળી, વગેરે પવિત્ર દિવસોએ તો પાછલી રાતથી રડવા કુટવાની શરૂઆત થાય છે. એનું નામ આપણી જ્ઞાતિમાં "સાપા" કહેવાય છે. "હોળીના સાપા." વગેરે. આ દિવસોએ પણ ધાણીઆટા (એમના મિષ્ટાન્ન) ખાવાનું ખાસ રખાય છે.

બાર મહિના સુધી રડવા કુટવાનું રાખવું એ તો ઢોંગજ છે, આપણું સગું મરી જાય છે ત્યારે આપણને લાગણી થયા વગર રહેતી નથી એ વાત ખરી છે, પણ વખત જતાં તે વિસારે પડે છે. કહેવત છે કે "દુઃખનું ઓસડ દહાડા." જો લાંબો વખત શોક જારી રહેતો હોય, તો જગતમાં કોઈથી પણ જીવાય નહિ. બાર મહિના સુધી રડવું આવતું જ નથી. એ તો લોકને દેખાડવા સારૂંજ રાખવામાં આવે છે. જુવાન પુરૂષ મરી જાય છે ત્યારે ભાટણોને પૈસા આપી રાજીઆ ગાવા સારૂં બોલાવે છે કારણ કે તેઓ (ભાટણો) કુટવામાં બહુ હુંશીઆર ગણાય છે. જેમ અંગ્રેજ સરકારના રાજ્યમાં લશ્કરી અમલદારો નાયક, જમાદાર, લેફટેન્ટ વિગેરેના ઓધ્ધાઓ ધારણ કરી તેમના હાથ નીચે અમુક સંખ્યાની ટુકડી સોંપવામાં આવી હોય છે અને તે ટુકડીના માણસો પોતાના અધિકારીના હુકમો માન્ય કરે છે તેમ કેટલીક જ્ઞાતિમાં એવી કુટનારીઓ તેઓના જેવા ઓદ્ધા ધરાવતી માલમ પડે છે. આવે પ્રસંગે જ્યારે આવી સ્ત્રીઓ કુટવામાં આગળ પડતો ભાગ લે છે ત્યારે તે પ્રસંગે બીજી તેમના હાથ નીચેની સ્ત્રીઓ તેમના શબ્દનો પ્રત્યુત્તર તથા તેમની કુટવાની રીતના બરોબર જવાબ આપે છે. આ પ્રસંગે એ દેખાવ (એક ધણીજ ઉચ્ચા પ્રકારની પદ્ધતિ) જેને અંગ્રેજીમાં Discipline કહે છે તે જોવામા આવે છે. આવી સ્ત્રીઓ જો કે પોતાની જ્ઞાતિમાં અગર તેમના જેવી બીજી સ્ત્રીઓમાં પોતાની કુટવાની કુશળતાનું માન ધરાવતી હશે. અને મનમાં ફુલાતી હશે પણ તે સઘળું વ્યર્થ છે. જેવી કુશળતા તેઓ કુટવામાં બતાવે છે તેવીજ કુશળતા જો તેઓ કોઈપણ લોકોપયોગી કામમાં બતાવે, અરે! ફક્ત પોતાનાજ પુત્રો અને પુત્રીઓ કે

જેનાપર ભવિષ્યમા દેશનો ઉદ્ધાર થવા સભવ છે તેનેજ ઉછેરવાનુ બતાવે તો તેઓ પોતાનુ અને દેશનુ કલ્યાણ કરી શકે અને પોતાનુ જીવ્યુ પણ સાર્થક કરી શકે

મરનારની પાછળ રડવુ કુટવુ શુ યોગ્ય છે? ના મરનારની પાછળ આપણે ગમે તેટલુ રડીશુ કે કુટીશુ તે વ્યર્થજ છે જો આપણે તેમ કરવાથી તેને પાછા મેળવી શકતા હોઈએ તો તેની પાછળ આપણે કુટીને છાતીમાથી લોહી કાઢીએ અથવા આપણો પ્રાણ આપીએ તો તે યોગ્ય ગણાય પણ તેમ કદી બન્યુ નથી અને બનશે પણ નહિ ગયુ તે ગયુજ કોઈ ઉપાયે તે પાછુ કરવાનુ નથી

એક લેખક લખે છે કે,

"That which is born expires what blossoms do fade, whatever is filled becomes empty, what rises falls All that is green dries, the new in time gets old, everything under the sun has its end, time is the destroyer of all"

એજ પ્રમાણે પ્રખ્યાતકવિ ધીરાભગત પણ પોતાના શબ્દોમા સૂચવે છે

માટે આ રિવાજ તદન અયોગ્ય છે વળી મરનાર પાછળ કુટવાનુ કામ પણ શાસ્ત્રમા લખ્યુ નથી મ્હારા ધારવા પ્રમાણે નોતરવાનુ પણ બેજ પ્રસગે છે પહેલુ માણસ મરી જાય ને તુર્ત પોક મુકવામા આવે છે જેને પ્રાણપોક કહે છે તે અને બીજુ અગ્નિદાહ વખતે જે પોક મુકવામા આવે છે તે આ પછી (ચિતા ઠ ઠર્યા પછી) રડવા કુટવાની મનાઈ છે તે છતા પણ આપણી અજ્ઞાન બ્હેનો તે નિયમને જાણતી નથી અને દિન પ્રતિદિન અજ્ઞાનતાના ખાડામા વધુને વધુ ફસાતી જાય છે એ ખાડામા કેટલાઓ ડુબી ગયા છે અને કેટલાઓ ડુબશે પણ હજી કોઈ તેમાથી તરતા શીખતુ નથી અને શીખવતુ નથી કેટલાક લોકલજ્જાથી ભય પામીને શીખવવાનો પ્રયાસ કરતા નથી અને કેટલાક તો તે ખોડાનુ ખારૂ પાણી પીવામાજ મોજ માને છે

કોઈ કીમતી વસ્તુ ખોવાઈ જાય ચોરાઈ જાય કે નાશ પામે તો તેને માટે રડવુ માને એ મૂર્ખાઈ ઠીક છે એમ આપણે માનીએ પણ જે વસ્તુ ખોવાતી નથી નાશ પામતી નથી તેની પાછળ આપણે શા માટે શોક કરવો જોઈએ?

બા

પસંદ કરીશું ? આપણને શોક થાય તે સ્વાભાવિક છે પણ આવી જ ગલી રીતે ફરીને શોક કરવો એ તદ્દન અયોગ્ય છે જે લોકો જ્ઞાની છે તેઓ કદી પણ શોક કરતા નથી જે બ્હેનો રડે છે, કૂટે છે તેમને તે વિના ( રડયા કૂટયા વિના ) કશો લાભ થતો નથી ( રડવા કૂટવાનો લાભ તો મળે છે )

હિતોપદેશમા લખ્યુ છે કે

" शोकस्थान सहस्राणि भयस्थान शतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् " ॥

અર્થ—શોકના સ્થાન હજારો છે અને ભયના સ્થાન સેંકડો છે માટે જો એવા શોક ક્યાં કરીએ તો દહાડે દહાડે મૂઢપણુ આવે અને ડહાપણુ જતુ રહે મૂઢને શોક નડે છે પડિતને નહિ

જે જન્મ્યુ તે મરવાનુજ છે કોઈપણ સપૂર્ણ સુખનુ અભિમાન ધરાવી શકતા નથી માટે એક સરખા ચિત્તે જે દુ ખ પડે તે સહન કરવું જોઈએ જે ચીજો આપણી શક્તિની બહાર છે તેને વાસ્તે આપણે અતિશય આનદ અથવા શોક કરવો નહિ યાત્રાળુની માફક આપણે આપણી મુકરર કરેલી જગ્યાએ જઈએ છીએ આ દુનિયા એ એક ધર્મશાળા છે અને મરણ તે આપણી મુસાફરીનો છેડો છે'

ઉપલા વાકયો આપણે આપણા હૃદયમા કોતરી રાખવા જોઈએ મરવાનુ કઈ આપણા હાથમા નથી એ કાવ્યમા લખ્યુ છે કે દોરી સઘળી એના હાથમા ભરાવ્યુ ડગલુ ભરે જેવા જ નચાવે તેમ નાચે તેવો સ્વર નિસરે ચિત્તતુ શિદને શોચના ધરે. કૃષ્ણને કરવુ હોય તે કરે માટે જ્યારે આપણા સગામા મરણ થાય અને આપણને લાગતી થઈ આવે ત્યારે રડવા કૂટવાનુ કોરાણે મૂકી ચિત્તને શાન્ત કરી ઈશ્વરની અકળકળાનો વિચાર કરવો જ્ઞાની અને અજ્ઞાનીમા ફેર શુ છે? કૃષ્ણ પરમાત્મા ભગવદ્‌ગીતામા અર્જુનને કહે છે કે

" अशोच्यानन्वशोचस्त्वम् प्रज्ञावादांश्च भाषसे ।
गतासून गतासूंश्च नानुशोचन्ति पण्डित " ॥

અર્થ—અરે અર્જુન ! તુ જેના શોક કરવા યોગ્ય નથી તેનો શોક કરે છે અને વળી હુ પડિત છુ એમ વાદ કર છે પણ પડિત કઈ મુઆનો કે જીવતાનો શોક કરતા નથી

આવી રીતે કોઈપણ શાસ્ત્રમાં મુવાની પાછળ શોક કરવાનું લખ્યુંજ નથી માટે જો આપણે મરનારનું શુભ ઈચ્છતાં હોઈએ તો આપણે શાન્તિથી તેની ક્રિયાઓ કરી તેના આગળ વધવાના માર્ગમાં અંતરાયરૂપ નહિ થતાં મદદગાર થવું જોઈએ.

રડવા કુટવાથી થતા ગેરફાયદા. અતિશય રડવાથી આપણું લોહી બળ્યાં કરે છે. જ્યારે લોહી અતિશય ઉકળી જાય છે ત્યારે તેમાંથી પાણીનો જે ભાગ હોય છે તે આંસુ અને લીંટ રૂપે બહાર પડે છે અને આથી આપણા લોહીમાં ઘટાડો થાય છે. રડવાથી આંખના તેજમાં પણ ઘટાડો થાય છે અને જે આંખની આપણે ઘણી સંભાળ લેવાની છે તેને આવી રીતે આપણે બગાડીએ છીએ. રડવા કરતાં કુટવાથી ઘણા ગેરફાયદા છે. અતિશય કુટવાથી છાતી લાલચોળ થઈ જાય છે, ત્યાં સોજો ચડી આવે છે, લોહી બરોબર ફરી શકતું નથી. તેથી અનેક વિકારો ઉત્પન્ન થાય છે. જેની છાતી નબળી હોય તેને બહુ કુટવાથી ક્ષયરોગ થાય છે. વાયુવાળાને ગભરામણ થાય છે અને કુટતાં કુટતાં ચક્રી આવી પડી જાય છે, વખતે તાણું પણ આવે છે.

ગર્ભવંતી સ્ત્રીઓ ઉપર રડવા, કુટવાની બહુ ખરાબ અસર થાય છે, તેઓ આખો દિવસ એવો ખરાબ વિચાર (શોકના) કર્યા કરે છે, બહુ લાગણીના જોરે એકદમ કસુવારી પણ આવે છે વળી જેવી જાતના વિચાર તેવી જાતના તેના બાળક અવતરે છે. કેટલીક વખત અધુરે પણ જાય છે. ટુંકાણમાં તેઓ તેમના દિવસો આનંદમાં પસાર કરવાને બદલે દિલગીરીમાં પસાર કરે છે. આવી રીતે શોક કરવાથી બ્હેનો જાતે દુઃખી થાયછે અને બીજાને દુઃખી કરે છે. વળી રડવા કુટવામાંજ કેટલી બ્હેનોનું ધ્યાન હોવાથી તેઓ પોતાના પતિ તથા છોકરાંઓ તરફ લક્ષ રાખી શકતાં નથી. જ્યારે કૃષ્ણ પરમાત્મા જમનાને કિનારે પોતાની બંસી બજાવતા હતા, ત્યારે સર્વ ગોપીઓ ઘેલી થઈને પોતાનું બધું કામકાજ અને પોતાના પતિ તથા છોકરાંઓને છોડી દઈને ત્યાં દોડી જતી, તેમ હાલમાં કેટલીક બ્હેનો રડવા કુટવા રૂપી બંસીનો મધુર સૂર સાંભળતાંજ ઘેલી થઈને તેમાં તાલ પુરવા દોડી જાય છે.

જો, સંગમાં મરણ થયું હોય, તો તો પતિના તથા છોકરાંઓના ભોગજ મળે છે કુટવાનું હોય ત્યાં સુધી કુટે છે અને પછી આખો દિવસ બેસીને ચિંતા કર્યા કરે છે. છોકરાં પોતાની માને દિલગીર જોઈ, પોતે દિલગીર થઈ, કંઈ ન બોલતાં છાનામાના એક ઠેકાણે બેસી રહે છે.

બીજું પતિની સેવા તો બાજુએ રહી, પણ તેઓ બહારથી કંટાળીને આવે તોએ તેમને ઘરમાં આનંદ મળતો નથી. શું તેમને લાગણી થતી નથી? તેમને મનમાં તો ઘણું લાગે છે, પણ વખતે પોતાની પત્ની પોતાને દિલગીર જોઇને દુઃખી થાય એ વિચારથી તેઓ પોતાની લાગણીને દબાવે છે, પણ જ્યારે પોતાની પત્નીને આમ શોક કરતાં તેઓ જુવે છે ત્યારે તેમને પણ પોતાનું દુઃખ સાંભરી આવે છે અને તેઓ મનમાં ઘણા દુઃખી થાયછે. આ રીતે તેમને શાન્તવન કે દિલાસો આપવાને બદલે આપણે તેમને વધુ દિલગીરીમાં નાંખીએ છીએ.

વળી આખો દિવસ શોકમાં ગાળવાથી આપણે કોઈને હસીને બોલાવી શકતાં નથી તેમ આપણને પણ કોઈ બોલાવતું નથી. અને આપણને એક ખુણામાં બેસીને સડયાં કરવું પડે છે.

આ ઉપરાંત બીજા પણ ઘણા ગેરફાયદા છે, તેથી તે લક્ષમાં રાખીને આપણે કૂટવાનો દુષ્ટ રિવાજ બંધ કરવાની કોશીશ કરવી જોઈએ. બધાં કહેતા આવ્યા છે અને કહે છે કે "રડવા કૂટવાનો ચાલ નઠારો છે." ત્યારે તે બંધ કરવાને કેમ કોઈ પગલાં ભરતાં નથી? પોતાના સગામાં હોય છે તે વખતે બધા ભાઈઓ અને બ્હેનો કેમ મુંગા રહે છે? તે વખતે કેમ વિવેકમાં ખામી આવી જાય છે? આપણે પારકાને કહીએ કે "તમે આ રિવાજ બંધ કરો." અને આપણે માથે પડે ત્યારે આપણે બ્હાના કાઢીએ કે "લોકો વાતો કરે તેથી હું અચકાવું છું." આપણેજ પ્હેલ કરી બધાને દૃષ્ટાંતરૂપ થવું જોઈએ. ભલે લોકો વાતો કરે. સુજ્ઞ પુરૂષો લોકોની સ્તુતિ તથા નિંદાને ગણકારતા નથી, પણ જે પોતાને સારૂં લાગે છે તે કર્યાંજ કરે છે. જ્યાં કલ્યાણનું સારૂં કામ થાય ત્યાં વાતો થયા વગર રહેવાની નથી, માટે એથી જરાપણ બીહવું નહિ.

કેટલીક બ્હેનો કહે છે કે "એ રિવાજ તો અસલથી ચાલ્યો આવે છે અને ઘરડાંઓએ જે કામ કર્યું હશે તે વિચારીનેજ કર્યું હશે, માટે આપણે શા માટે એ રિવાજ બંધ કરવો?" આ ધારણા ખોટી છે ઘરડાંઓનું કરેલું બધુંજ આપણે માન્ય રાખ્યું નથી. આપણને જેટલું ફાવ્યું તેટલુંજ રહેવા દીધું છે. છતાંપણ આપણે એમ માનીએ કે તેઓનું કરેલું બધુંજ સારૂં છે, તોપણ જેમ સમય બદલાતો જાય છે તેમ આપણે કાંઈપણ તે અનુસાર ફેરફાર કરવા જોઈએ. તે વખતની સ્થિતિ અને શારિરિક તંદુરસ્તી જોઇને પ્હેલાની બ્હેનોએ એ રિવાજ પસંદ કર્યો હશે, ત્યારે આપણે પણ આપણી સ્થિતિ અને તંદુરસ્તી તપાસવી જોઇએ.

હાલની બ્હેનોના શરીર અતિશય નાજુક છે, કોઈને કંઈ રોગ તો હોયજ અને તેમા આવા રિવાજોથી વધારો થાય છે ત્યારે શું આપણે હાથે કરીને કુવામા પડીશું ? કોઈને ખાતર નહિ પણ ફક્ત આપણી તંદુરસ્તી જાળવવા આપણે કૂટવાનો રિવાજ બંધ કરવો જોઈએ

આ રિવાજ સ્ત્રી અને પુરૂષ બન્નેથી બંધ કરી શકાય છે સ્ત્રી કેવી રીતે બંધ કરી શકે ? સ્ત્રીઓ ધારે તો દરેક કાર્ય સંપૂર્ણ રીતે પાર પાડી શકે ન્યાતમા કે સગામા કોઈ ઠેકાણે મરણ થાય તો તેને ત્યા દિલાસો આપવા જવુ પણ કૂટવામા ભાગ નજ લેવો ભલે પછી ગમે તેટલી વાતો થાય

કેટલીક બ્હેનો કહે છે કે અમે અમારી સાસુની અથવા વડીલની આજ્ઞા તોડી શકતા નથી મ્હારા ધારવા પ્રમાણે તો કેટલેક અંશે આ એક બાહનુ છે કારણ આપણે ઘણી સત્ય અને યોગ્ય બાબતોમા તેમના મન દુભાવ્યા હશે તો આ રિવાજ કે જે તદ્દન અયોગ્ય અને હાનિકારક છે તેને ત્યજવા ખાતર જો આપણે તેમનુ મન દુભવીશું તો તેમા આપણ આવુ વર્તન અયોગ્ય નહિજ ગણાય તેમની આજ્ઞાનુ ઉલ્લંઘન કરવાના પ્રાયશ્ચિત તરીકે આપણે એક દિવસ ભલે અપવાસ કરવો પડે

**મહાત્મા ગાંધીજી** સર્વે લોકોને સત્યાગ્રહ કરવાની સલાહ આપે છે સત્ય વસ્તુને પકડવાનો જે આગ્રહ-જે મનનુ દ્રઢપણુ-તેજ સત્યાગ્રહ

કૂટવાથી ઘણો ગેરફાયદા થાય છે "અમે ભૂખ્યા રહીશું ઠપકા સહન કરીશુ પણ રડવા કૂટવા નહિજ જઈએ આવો આપણે પાકો સત્યાગ્રહ ધારણ કરવો સ્ત્રીહઠ ઘણી જબરી ગણાયછે તેથી દરેક બ્હેન જો ઉપર પ્રમાણે સમજીને સાચી હઠ લે તો તેઓ આ દુષ્ટ રિવાજનો ઘણી જલદીથી અંત આણી શકે

પુરૂષો શીરીતે આ રિવાજ બંધ કરી શકે ? દરેક પુરૂષે પોતાની પત્નીને રડવા કૂટવાથી થતા ગેરફાયદાની સમજ પાડવી જોઈએ અને તેવે ઠેકાણે જવાની ખાસ મના કરવી જ્યારે પોતાના સગામા મરણ થયુ હોય ત્યારે આગળ પડી પહેલ કરી આ રિવાજ કાઢી નાખવા પોતાનાથી બનતો પ્રયાસ કરવો પોતે શાન્ત રહી સર્વને શાન્ત કરવા પ્રથમ લોકો ભુંડુ બોલશે પણ તેથી ન ડરતા સર્વ પુરૂષોએ અને સ્ત્રીઓએ પોતાના શુભ કાર્યમા મંડ્યા રહેવુ અને ભવિષ્યની પ્રજાની શુભ આશાઓ ગ્રહણ કરવી

સૌ૦ ઈન્દુમતિ ઠાકોર

---

# મદનલાલનાં મિસીસ.

“ઝૂલાવે પારણું જે હાથ, ઝૂલાવે તેજ દેશને.”

[૧.]

“આ મહિને ખર્ચ બહુ થયું પગાર ઉપરાંત બેન્કમાંથી રૂપિયા ઉપાડવા પડે તે શું સારૂં કહેવાય? તમારા કપડાના બિલના તેમજ દરજીની શીલઈના અને રામાના પગારના રૂપિયા હજી પતાવવાના છે દાક્તરનું અને ચુનીલાલ દવાવાળાનું બિલ તો કોણ જાણે કેટલુંયે હશે! આજે વીસમી તારીખ થઈ તેટલામાં બધા રૂપિયા ખર્ચાઈ ગયા, તો બાકીના દશ દિવસમાં કેટલા થશે તે તો કોણ જાણે, જરા હાથ મોકળો ન રાખો તો સારૂં” મદનલાલ પોતાના મિસીસને સંભળાવતા બોલ્યા.

“રૂપિયાનો હિસાબ તો તમે રાખો છો, તો તમારા રૂપિયા મેં કેવી રીતે ખર્ચ્યા? મારા કપડાના બિલના રૂપિયા તમે નહીં આપો તો કોણ આપશે? મારા પીયરથી હું લાવી નથી, અને જે છે તેમાંથી એક દમડી પણ પરખાવવાની નથી, સમજ્યા ભેગાવવાનું હોય છે તેના પૈસા તમારી પાસે માગું છું નથી તમે મને કંઈથી આપી કે, મેં તમારા રૂપિયા ચોરી લીધા બાકીનાં બિલો ચૂકવો છો તો તમે, તો મેં કેવી રીતે તમારા રૂપિયા ખર્ચ્યા? સમજતાવશી તો ખરાને? બાર મહિને એકવાર કપડા આણ્યા તે ભારે પડે'સ્તો! હું તમને રોજ કહી કહીને મરી જાઉં છું કે, કડકે કડકે આણ્યું હોયતો કાઇએ ભારે ના પડે, આણેલા કપડા વહેપારીને પાછા પણ અપાય કે? અને શીવડાવીયે તો કાંઈ તેના ચીંથરા પણ કરાય કે? હું બધુંયે જાણું છું કે, તમને શાની ચૂક છે તમારા કહ્યા વગર કપડાં આણ્યા એજ કે બીજું? તમારા કપડાં આણો છો ત્યારે ક્યારે પૂછવા આવો છો? તે તો ખર્ચાય, દરજીને બરપટ્ટે શીલઈના પૈસા પણ અપાય, તેમાં મને ક્યારે પૂછવા આવ્યા? ગમે તેમ કરો, પણ કાપડીઆનું બિલ તો ચૂકવવું જ પડશે, અને દરજીને શીલઈના પૈસા પણ આપવા પડશે-તેમાં શું કે ચા કશું એ નહીં ચાલે અને પછી ના આપવા હોયતો ન આપશો મારે શું? કાપડીઓ ફેરા ખાશે એટલે ઘર દઈને આબરૂ જવાની નહીં આપવા પડશે

"શરીર સારૂં ના રહે તો ધારીએ રાખીએ ને બ્રાહ્મણ રાખીએ શા પાપે ન રાખીએ ? શું તમે ઓછું કમાવછો ? ન કમાતા હો તો વાત જૂદી. જાત પાછળ પૈસા છે, સમજ્યાને ? આપણે નહીં વાપરીએ તો કોણ વાપરશે ? સંઘરી મુકશો તો કુતરાંયે નહીં સુંઘે ને પૈસા પાછળ ભૂત થવું પડશે. છે ત્યારે વાપરીએ છીએને ? જીવતાં નહીં વાપરીએ ત્યારે વાપરીશું ક્યારે ? માંદા પડીએ ત્યારે દવા કરીએ છીએ, નહીં તો કોણ નવરૂં પડ્યું છે, એવા તમારા દાક્તરની દવા પીવા ? એમનાં બિલ નહીં ભરો તો જશો ક્યાં ? હું તમને સાફ કહું છું કે, જ્યાં સુધી મ્હારૂં શરીર સારૂં નહીં થાય, ત્યાં સુધી તો હું બ્રાહ્મણને કે ચાકરને કહાડવાની નથી. શરીરની પાછળ એ બધું છે. તમારે તો ઠીક છે કે હું મરી જઉં તો બીજી આવે, પણ તમારા ખર્ચાયેલા પૈસા પાછા આવે ? ન સમજશો કે, મ્હારી જાત લગારે ઘસાયાં દઈ જઈશ તો મ્હારાં માબાપની ને બાંડુબી સંભારીને તો એ રડશે અને તમે તો તેર દહાડામાં બધું ભૂલી જશો, બહાર જઈ ભાષણો કરો છો કે, બૈરાંઓને સરખા હક્ક આપવા, પણ આ તમારી પોતાની વાતમાં કેમ ખસી જાવ છો ? તમે અમને કયા સરખા હક્ક આપ્યા ? ઘરનું વૈતરૂં કરવામાં તમારા હક્ક સમાઈ જતા હશે; એમને ? મ્હારાં માબાપે કાંઈ તમારા ઘરની મજુરી કરવા તમારી સાથે મ્હને પરણાવી નથી. મ્હારાં માબાપ પાસેથી પૈસા ઓકાવ્યા છે, એમાંથી બ્રાહ્મણ ચાકર રાખવાં હોય તો રાખો. તે વખતે વિચાર કરવા બેઠા'તા ? હું સાજી થઈશ તોપણ બ્રાહ્મણ, નોકર રાખીશ. તમને મા પરણે તોયે રાખવા પડશે ! વધારે પૈસા આપીને તમારી જોડે પરણાવ્યાનો લાભ શો ? કે, મ્હારે આવાં વૈતરાં કુટવાનાં ના રહે. નહીં તો મ્હને, ઓછા પૈસા લઈને અને હાથ ચાટીને લઈ જનાર નાતમાં ઘણાય હતા."

પોતાનાં મિસીસને સહેજ સૂચના કરતાં આટલી ગર્જના સાથે વચનો સાંભળવાં પડશે એમ મદનલાલને જરાયે ખ્યાલ ન હતો.

× × × × ×

[૨.]

મિ૰ મદનલાલ ગોકળદાસ તેજપાળ ગ્રાન્ટરોડમાં રૂપિયા સત્વાસોમાં આસિસ્ટંટ માસ્તરની જગ્યાએ હતા. મુંબઈ આવ્યા પછી અને જાદુકનું રહેવાનું મતા વીરગામ પ્રેકરોડ ઉપર આવેલી હેન્ડ્રાકટરની ચાલમાં તેમણે જગ્યા ભાડે લીધી હતી

મદનલાલ એમ ધારતા હતા કે, સ્ત્રી વિના ઘરમાં નકામો બગાડ થાય છે, અને તેથી ખર્ચ વધી પડે છે; તેમજ ઘરનું કાંઈ ઠેકાણું પણ રહેતું નથી, તેમ છતાં રામા અને મહારાજનું ખર્ચ થાય છે, તો તે બન્નેના ખર્ચમાં પોતાનાં મિસીસનું ખર્ચ સમાઈ જશે અને નિરાંતે સુખથી રહેવાશે.

પોતાનાં મિસીસને મુંબાઈ બોલાવ્યા પછી બ્રાહ્મણને રજા આપવામાં આવી અને ઘરધણીની જગ્યાએ છૂટક ધારી રાખ્યો.

મુંબઈમાં નવાં આવનારને તાનસા અને તુલસી તળાવનાં પાણીથી જેમ બંધકોષ રહેવા માંડે છે, તેમ મિસીસ મદનલાલને લાગ્યું. પહેલાં તે બેદરકાર રહ્યાથી અવાર નવાર તેમને ધીકડું ભરાવા લાગ્યું. ક્વીનાઈન અને બીજી દવા ખાવા માંડી, પણ તાવ ગયો નહીં. થોડા દિવસ પછી તેમને તાણનો રોગ ફરીથી ઉપડયો એટલે ન છૂટકે દાક્તરની દવા ચાલુ કરવી પડી, તેમજ વેચાતી દવાઓ પણ આણવી પડી.

મદનલાલ બિચારો ગભરાતો ફરતો. તેના મનથી કે મિસીસને હવે શું થશે ? મુંબાઈનું પાણી લાગુ પડશે કે કેમ ? એની ભ્રમણા મગજમાં રમી રહી. દાક્તરને પોતાનું મન ઠાલવતાં, મનની મુઝવણ કહી સંભળાવી. દાક્તરે તેમને ધીરજથી સલાહ આપતાં કહ્યું "અરે, આટલામાં બીહો છો શું ? કબજીયાતનો સાધારણ તાવ છે–અને તે કારણથીજ હિસ્ટીરીયા છે, ક્ષયનું તમને કોણે ઠોકી બેસાડયું ?-દવા ચાલુ છે-ખરી, પણ મ્હારી તમને સલાહ છે કે, તમારી બૈરીને કસરત કરાવો, બહાર ફરવા લઈ જાવ, અને આઠે દહાડે નરમ જુલાબ આપો કે, બધી પીડા પતે. આતો હેરાન થાય છે એ અને તમને ચેન નથી પડતું ! તમારા ઘરનું તે-શું કામ ?-તમે રહ્યાં બે જણ, એટલે કામ કેટલું ને કસરત કેટલી ? ઘેર ધાડી તો હશે, તો ફરવો. કેમ નથી નીકળતાં ? એમને સમજાવીને ફરવા લઈ જાવ; એકવાર મુંબાઈ બધું ફેરવીને બતાવશો, એટલે બહાર નીકળવાનું મન પણ થશે. તમારાં ગુજરાતી બૈરાં એવાં કેવાં ? શું ઘરમાં કામ બહુ હોય છે ? ત્યારે અમારાં દક્ષિણિ બૈરાંઓ ઘરનું કામ પરવારીને કેવી રીતે ફરવા જઈ શકે છે ?

"તમારાં મિસીસ ફરવા જવામાં શરમાતાં હોય તો બુલેશ્વર દર્શન કરવા ચાલતાં મોકલો. અરે, બાબુલનાથજ મોકલોને ! કસરતની કસરત અને દર્શનનાં દર્શન ! ત્યાં ગાડીમાં જશો, પણ દેવળનાં પગથીઆં તો ચ્હડશે ! છેવટે એમ પણ ના બનતું હોય તો તમારા ભટ અને રામાને રજા આપી દો.

• જન્મ આપ્યાં બદ્દલની માબાપની ફરજ એટલીકે "અમે તેનું સારૂં ઈચ્છીયે, સાસરૂં સારૂં ખોળવા મથીયે; ચાર પૈસા વધારે આપવા હોયતો આપીએ, અને ભણતો ગણતો વર જોઈએ. સારી નોકરીએ વળગેલો જોઈએ. એનાથી વધારે શું કરીએ ?" પણ એની સાથે એટલું જોવાનું વિસરાયું કે દિકરીમાં સારા સંસ્કાર પાડ્યા હશે, તેને કેળવી હશે, કુદરતે બક્ષેલા ગુણો ખીલવ્યા હશે, તો તેના પ્રતાપે સાસરામાં દિપી ઉઠશે, સારા સંસ્કાર અને કેળવણીને લીધે સૌના મન જીતી લેશે, ને પોતાનું જીવતર સુખમાં ગાળી શકશે. પતિ સેવા, ગૃહસેવા અને દેશસેવામાં પોતાનું મન પરોવશે અને જીવ્યાનું સાર્થક એળે ગયું નથી એમ માનશે. ચાલુ ફેરવાતા જતા વાતાવરણનો; દેશકાળનો અને ભવિષ્યનો વિચાર માબાપે કરવાનો ખરો કે નહીં ? બાળકોમાં કુદરતે આપેલા ગુણો ખીલવવાની માબાપની ફરજ ખરી કે નહીં ? તેને રસહિન બનાવે-રસહિન બનાવી સંસારના દુઃખો પેદા કરાવનારાં બીજ રોપાવે, તે ઈશ્વરનો ગુન્હેગાર ખરો કે નહીં ? સમાજના, રાજ્યના, દેશના અને ઈશ્વરના પણ તેઓ ગુન્હેગાર: કુદરતે અર્પેલા ગુણ ન ખીલવતાં તેને વધતા અટકાવવાનો તેમનો કયો અધીકાર ? એવા માબાપને કસાઈની ઉપમા અપાય કે નહીં ? કસાઈ તો સારો કે, એકવાર મારી નાખે અને પાછળથી કાંઈ જોવાનું યે ના રહે, પણ આવા માબાપો કસાઈથી એ ભૂંડા કે તેનો આખો જન્મારો રસહિન બનાવી, સંસારનો દુઃખો પેદા કરાવનાર બીજ રોપાવે.

× × × × ×

[૪]

માસિક ખર્ચના અવ્વારોમાંથી પચીસ મદનલાલે લેવા અને પચીસ રૂપિયા ભવિષ્ય માટે બેન્કમાં અનામત મૂકવા, તેમજ બાકીના પચાસે રૂપિયા મિસીસ મદનલાલના હાથમાં સોંપવાનું મિસ્તર અને મિસીસે ઠરાવ્યું. મિસીસે પચાસમાંથી પરખર્ચ ચલાવવું અને તેમ કરતાં જો તેમાંથી કાંઈ બચાવ કરી જે રૂપિયા એકઠા કરી શકાય તે બધા મિસીસે રાખવા, અને તે પોતાની મરજી પ્રમાણે ખરચે, તો તેના ઉપર મદનલાલનો હક હિસ્સો રહેશે નહીં, પણ જે ખર્ચ મિસીસનું થાય તે તેમની અંગતમાંથી થાય તેમજ આ રૂપિયામાંથી મદનલાલના ખર્ચમાં કાંઈ આપવું નહીં એમ ઠર્યું. પરખર્ચની બાબતમાં હવે, મદનલાલને કશું બોલવાનું રહ્યું નહીં. મિસીસે બધું ખર્ચ માથે ઉઠાવી લીધાથી મિસ્તરને નિરાંત મળી.

પહેલે મહિને ખર્ચ કરતા મિસીસ મદનલાલને જણાયુ કે, જો તેઓ ધારે તો કાઇક રકમ બચાવી શકે અને તે બચત પોતાની કરી શકે, તેથી તે પછીને મહિનેથી તેમણે બ્રાહ્મણને રજા આપી અને પોતે જાતે બ્રાહ્મણ બન્યા બ્રાહ્મણના ગયાથી તેનો પગાર અને ખાધાખર્ચ બચ્યુ અને બ્રાહ્મણના ભાગના તેમણે વીસ રૂપિયા બચાવ્યા

બીજે મહિનેથી તેમણે દરરોજના ખર્ચનો હિસાબ રાખવા માડયો, તેથી તેમની ખાત્રી થઈ કે કરકસર કરતા હજી તે કાઈ બચાવી શકે ઘરના 'સ્ટોર ઉન્ટન્ટ'નો ઓધ્ધો તેમણે બરાબર સભાળી લીધો પછી ઘર ઘાટીને બદલે છૂટક ઘાટી રાખ્યો અને તેના પગાર તેમજ ખાધાના ખર્ચની રકમ તેમણે બચાવી

ત્રીજા મહિનાથી ખર્ચમાં કાપકૂપ થવા લાગી નકામો બગાડ બધ થવા લાગ્યો જે ઘર અગાઉ ગદુ રહેતુ, તે હવે તદ્દન ચોખ્ખુ રહેવા લાગ્યુ મિસીસ મદનલાલ હવે બધુ જાતે સભાળવા લાગ્યાં ઘરના સેનિટરી કમીશનર પણ જાતે બન્યા

ચોથા મહિનાથી 'ઘરના પ્રધાનની' સત્તા પૂરેપુરી હાથમા લીધી

ખાસ્સા, તે દર મહિને હવે વીસ પચીસ રૂપિયા ઉચા મૂકવાને શક્તિવાન થયા. હવે તેમની ખાત્રી થઈ કે, પોતાના પતિ જે કહેતા હતા તે બધુ ખરૂ હતુ અને પોતાનો બડબડાટ નકામો હતો, કારણ કે એ ત્રણ મહિનામાજ તેઓ પચાવન રૂપીયા બચાવી શકયા હતા કયા કયા ખર્ચમા ને કયા કયા બગાડો થાય છે તે પોતાની નજરમા જેમ જેમ આવતુ ગયુ તેમ તેમ પોતે તેમા સુધારો કરતા ગયા

મિસ્તર મદનલાલે પોતાનાં મિસીસ જેટલા રૂપિયા બચાવે તેટલા આપી દેવાની સરત કરી હતી તેથી વર્ષ આખરે તેમણે બચાવેલા રૂપીઆ અઢીસો ૨૫૦ માથી તેમની મરજી મૂજબના ઘરેણા તેમજ કપડા કરવા દીધા હતા

બીજા વર્ષથી મિસીસની મરજીથી મિસ્તરે તેમને ભણાવવાનુ માથે લીધુ આતા બદલામા મિસીસે દરેક નવા વર્ષને દિવસે યાદગીરીમા પતિની મરજી પ્રમાણે રૂપીયા પોણોસોની કોઈપણ ચીજ ભેટ આપવાની ઠરાવી

× × × × ×

[ ૫ ]

મિસ્તરને હવે ચિતા રાખવાની કે, મિસીસને હવે રોવા અગર બબડવાની જરૂર રહી નથી મિસીસ પોતાને મજુરણ તરીકે, ઘાટણ કે બ્રાહ્મણી

તરીકે ઓળખાવવાનું શેખાવતા નથી પોતાનો દરજ્જો શો છે, સ્ત્રીત્વ શેમા છે પોતાની ગૃહ, સમાજ અને દેશ પ્રત્યે ફરજ શી છે એ સમજીને ગૃહરાજ્યના મંત્રીપદનો અખત્યાર સંભાળી લીધો છે

કટકે કટકે અંધ પાયરી સંભાળતા ગયા તેમ તેમ મિસ્તર પોતાના મિસીસને ગૃહરાજ્ય સ્વરાજ્યનો અખત્યાર એક પછી એક સોંપતા ગયા ગૃહરાજ્યનું સંપૂર્ણ સ્વરાજ્ય પોતાને મળી ગયું એમ સમજી મિસીસ સંતોષ માને છે અને સ્ત્રીજાતિ 'હોમરૂલ' મેળવવા તે ભોગવવાને માટે સર્વરીતે યોગ્ય છે એવું તેમનું મક્કમ માનવું થયું છે સ્ત્રી અને પુરૂષના હક્ક સરખા હોવા જોઇએ, સ્ત્રી ઇતરા દરજ્જાની કે હલકી પાયરીની ન મનાતા ગૃહરાજ્યની 'દેવી' સમ ગણાવી જોઈએ પોતે સ્વતંત્ર છે, પુરૂષના જેટલાજ હક્ક તેમના છે, અને તેવી ભાવનાવાળા અને ભોગવટા વાળા સ્ત્રીપુરૂષોજ સ્વતંત્ર છે એવું તે માનતા થયા છે

મિસીસને કેળવણી મળતી ગઈ તેમ અંધકારનો–અજ્ઞાનતાનો પડદો–જે મિસ્તર અને મિસીસના અંતઃકરણની આડે આવ્યા કરી તેમને કંકાસ કજીયામા સંડોવતો હતો, તે હળવે હળવે દૂર થઈ ગયો તેનો ખસી જવાથી એકમેકના હૃદય એક્ત્ર થયા ને તે બન્ને સામસામાને ખરા સ્વરૂપમા ઓળખતા થયા જીવન રમતી કહાણીમા જે ઉણપ અધૂરી રહી જતી હતી તે પૂરાઈ ને અધૂરામા ખુટતું ઉમેરાઇ સંપૂર્ણ જીવન જે મનાય તે તેમણે મેળવ્યું.

મિસીસ મદનલાલ શારિરિક સ્વભાવ રાખતા શીખ્યા છે અને તેની કિંમત કેટલી છે તે જાણતા થયા છે સ્હવાર અને સાંઝે માસ્તર સાહેબની સાથે વખત મેળવીને ખુલી હવાનો તેમજ કસરતનો લાભ હંમેશ લેતા થયા છે બંધકોશ–તાવ હિસ્ટરીઆ આપોઆપ–વગર દવાએ દૂર થયા છે તે દિવસથી દાક્તર કે દવાના દર્શન પણ બંધ છે

ગીરગામ બેકરોડ ઉપરની મેન્ડ્રામ્ટરની ચાલમા બીજા માળની એક નાનકડી કોટડીમા કે જ્યા એક વર્ષ અગાઉ મિસીસ મદનલાલનું સ્થાનિક સ્વરાજ્ય–ગૃહરાજ્ય તૂટાણું એમ મનાયું હતું, ત્યાંજ તેના તેજ મિસીસે સ્વરાજ્યના દર્શન કર્યા અને તેને લાયકના બની હંમેશનો ભોગવટો મેળવ્યો તેમની અંતઃકરણની એવી ઈચ્છા છે કે, ઘરેઘર આવા સ્ત્રી વર્ગના સ્વર્ગિય સ્વરાજ્ય સ્થપાય અને તેમ થઈ આખો સમાજ–દેશ સ્વર્ગાજ્યને લાયક થાય!

× × × ×

[ ૬ ]

સ્વતંત્રવાદિ બનેલા ગૃહરાજ્યના મંત્રીપદે પહોંચેલા મદનલાલના પતિ પોતાના સ્વરાજ્યનો પડઘો, સ્ત્રીઓના હક્ક સામાજીક દરજ્જો વગેરે વિષયો ઝીણવટથી સમજી, તેની તમના કરી પોતે પોતાના પાડોશીઓને સ્હમજાવી તેનું વાતાવરણ પથરાવી પોતાના માળાની અને તેમના સંસર્ગમાં આવતી સ્ત્રીઓની પરતંત્રતાની જંજીરો તોડાવી તેમને સ્વતંત્ર બનાવવા મથતા હતા જે પડઘો પોતે સાભળ્યો હતો, તેનો પ્રતિધ્વનિ તેઓ બીજાને સંભળાવી રહ્યા હતા

ગૃહસેવાની સાથે સમાજ સેવામાં તેમણે મન પરોવ્યું હતું ને દિનપર દિન પ્રત્યક્ષ અનુભવ મેળવી તેઓ એકેક ડગલું આગળ વધી પોતાનો પાયો મજબૂત રીતે ચણ્યે જતા હતા

આ અરસામાં એટલે ત્રણ ચાર વર્ષના ગાળામાં તે એક પુત્રના માતા થવા પામ્યા હતા

તેમણે સંકલ્પ કર્યો હતો કે ઈશ્વરની મહેરથી મળેલા પુત્રને કુદરતના કાયદા અનુસાર ઉછેરવો કુદરતે બક્ષેલા ગુણોને અમુક દિશામાં સંકેલી ન દેતા પ્રફુલ્લિતપણે સ્વતંત્રરીતે ફાલે તે પ્રમાણે અનુકૂળ સંજોગો મેળવી આપવા પ્રયત્ન કરી તે કેવી રીતે વગર અટકયે તેનો પ્રવાહ ફેલાવતા રહે તેને વિષે કાળજી ધરાવી સર્વ દેખરેખ રાખવાનું ઠરાવ્યું હતું માતા તરિકેના બજાવવાના ધર્મોનું રહસ્ય તે સમજેલ હોવાથી અને પોતાને પોતાના દેશને કેવા પુત્રોની જરૂર છે તેમનામાં કયા ગુણોની અને કેટલી ખામી છે તે, પૂરવાને કેટલી જરૂર છે વગેરે તરફ દરેક માતાનું ધ્યાન ખેંચવા તેમણે નિશ્ચય કર્યો હતો.

તેમનો દૃઢ નિશ્ચય થયો હતો કે દેશની હાલતિમાં ઉન્નતિ કરવામાં સ્વતંત્ર વિચારના શુદ્ધ ચારિત્રના બહાદુર અને કેળવાયલા પુત્રોની અત્યારે ઘણી ખોટ છે અને તે ખોટ પૂરવાને ઘણીજ જરૂર છે તેમજ તે ખોટ ફક્ત સ્ત્રીઓજ પૂરી શકે એમ છે તેવા ગુણ માતાઓ પોતાના પુત્રોમાં ખીલવી શકે પણ જો તે માતાઓને તેવા ગુણોની કિંમત હોય, તેના રહસ્યો સમજ્યા હોય અને પોતે પોતાના વતનને વિચારોમાં સ્વતંત્ર હોય

'ઝુલાવે પારણું જે હાથ ઝુલાવે તેજ જગને' એ મુદ્રાલેખ જગતને માટે તેમના હૃદયમાં કોતરાઈ રહ્યો હતો.

વૈકુંઠરાય માધવલાલ દેસાઈ

——o——

## આમંત્રણ.

( પ્રભાતીઉં )

આવ તું આવ તું હરિ ! મ્હારે અંતરે કામ આજે ઘણું નાથ ત્હારૂં,
દીન આ બાળકી, હૃદયથી પુકારતી કાં નહિ દેવ દે લક્ષ ત્હારૂં ?—આવ તું૦
નુતન આ વર્ષના રમ્ય પ્રભાતમાં ભક્તિના તાનમાં ભાન ભુલું
નાથ પુકારવા હરિને બોલાવવા હૈયે ફુલાવવા, વ્રત લીધું —આવ તું૦
ઉર સિંહાસન મલીન છે જાણતી, તદપિ આરાધતી દેવ મ્હારો,
બેસી બેસી થતા નાથ ! હું કીંકરી પરમ પુનિત કરી, ઉર પધારો !—આવ તું૦
વ્હાણાં વાઇ જશે ભુખ ઉદય થશે, વેળ વીતી જશે, દેવ આવો !
ચિત્ત નથળ ગણુ, ઉપાધિ સૌ વ્હોરશો, તેથી વ્હેલા પ્રભુ ! ઉર
પધારો !—આવ તું૦
સૌને ભાવા ભરી, મોહન મનભાવરી ચિત્ત ચરણે ધરી, જાપ જપતી,
વેગથી આવને ! વિઠુવા મુજને તુજ વિના ક્યાંય ના શાંતિ મળતી
—આવ તું આવ તું૦

પદ્માવતી દેસાઈ

---

## सने १९२० ना जान्युवारी मासना त्रिमासिकना जन्ममरणनी नोंध उपरथी उपजता विचारो.

દરેક પ્રજાની સ્થિતિ ઉન્નતિક્રમ વધારો ઘટાડો વિગેરે તપાસવાનું સુલભ સાધન જન્મ મરણની નોંધના આંકડા એ છે હાલની સુધરેલી દરેક પ્રજા એ વિચારને માન્ય કરતી હોવાથી દરેક તેવા રાજ્ય તરફથી એ નોંધ ઘણી ચોક્સ રખાવા કાયદા કાનુનો થયલા હોય છે અને તેના વારંવાર થતા ફેરફારોની નોંધ લેવા અમુક વર્ષે એ આંકડા નવેસરથી મેળવવાની તેવા રાજ્યો તરફથી ગોઠવણ થયલી હોય છે આપણી બ્રીટીશ સરકાર તેવી ગણત્રી દર દશ દશ વર્ષે કરાવે છે અને તેમાંથી પ્રજાની સ્થિતિની ઘણી ઉપયોગી વાતો તેમને મળી આવે છે આપણી ન્યાતની તેવી જુની ગણત્રી થવાના પુરાવા છતાંય

પ્રયાસો થયા છે પણ હજુ જોઇએ તેવો સફળ પ્રયત્ન એ બાબતમા થઈ શકયો નથી એ વાત કેટલેક દરજ્જે શોચનીય છે આવો પ્રયાસ થવાની ઘણી અગત્યતા છે અને તેમ ન બની શકે તો સવત ૧૯૨૧મા થનારી વસ્તીની ગણત્રી વખતે આપણી ન્યાતની પુરતી હકીકત મેળવી લેવા પ્રયત્ન કરવામા આવે તો તે હકીકત કદાચ સહેલાઈથી મેળવી શકાય

આ વખતના એટલે જાન્યુવારી માસના ત્રિમાસીકના જન્મ મરણની નોધ જોતા તેમા ૧૩ જન્મ અને ૨૨ મરણની નોધ છે એ નોધ સપૂર્ણ છે, એમ તો માની શકાય નહીં પણ ઘણે ભાગે એ દાખલો બરાબર છે એમ માની લેવા હરકત નથી એતો સાધારણ વાત છે કે જન્મ કરતા મરણની સખ્યા વધે તો માણસની સખ્યામા ઘટાડો થાય અને એજ ક્રમ સતત ચા યા કરે તો આપણી જ્ઞાતિનો લય થવાનો પ્રસગ આવે હાલની સ્થિતિ પ્રમાણે જન્મેલા બાળકોમાથી ઉછરીને જીવનારની સખ્યા ઘણીજ ઓછી ગણાય છે અને બાળકોનુ મરણ પ્રમાણુ ચોકાવનારૂ આ દેશને સારૂ જણાવવાથી આપણા દેશના વેદાંતિ વૃત્તિવાળાને તો સુઝ્યુ નથી, પરતુ આપણી રાજકર્તા પ્રજાને પ્રજાના સુખ દુખની જવાબદારી પોતાને માથે છે એમ માનતા હોવાથી તેમને સુઝે છે અને બાળકોનુ મરણ પ્રમાણ ઘણે ભાગે ઘટે અને છોકરાઓ (ભાવી પ્રજાજનો) સારા ઉછરે એ બાબત ઘણો મહાભારત પ્રયત્ન હાલમા આપણા નામદાર વાઈસરોય તથા મુબઈના ગવર્નર સાહેબના પત્નિ તરફથી કરવામા આવ્યો છે તે સુવિદિત હોવાથી એ બાબત વધારે લખવાની જરૂર નથી કહેવાનુ તાતપર્ય આ સ્થળે એટલુ જ છે કે જાન્યુવારી માસના અકમા જણાવેલા તેર બાળકો બધા ઉછરીને મોટા થશે કે કેમ એ વિચારવા યોગ્ય છે વળીમરણની નોધના ૨૨ માથી પાચ બાળકો છે આપણે સાધારણ અનુમાનથી પણ જાણી શકીએ કે બાળકોના તમામ મરણની નોધની અગત્યતા ન જણાવાથી તે બધાજ નોધવામા આવ્યા નહી હોય એ ચોક્કસ વાત છે છતા હાલ તરત આપણે જે નોધ રજુ થઈ છે તે ઉપરજ વિચાર કરીએ તો તેમા પાચ બાળકોની મરણની નોધ છે તેમા પણ બે ધાવણ વગર જીવન અર્પણ કરે છે આ બધુ જોતા આ વખતની મરણની નોધ ખાસ ધ્યાન ખચે તેવી છે અને આ પ્રમાણે ચોકસ નોધ જો થતી રહે તો તે જ્ઞાતિને બેશક વધારે વિચારવા યોગ્ય હકીકત પુરી પાડે. બાળકના મરણ પ્રમાણનુ જ્યારે માપ લઈએ છીએ ત્યારે સ્હેજ એ બાળકને જન્મ આપનાર માતા તરફ નજર જાય છે માતા થવા યાગ એવા મરણની નોધ જોતા તેની

સંખ્યા સાતની જણાય છે. જ્ઞાતિહિતના નિરક્ષકો જોઈ શકયા હોવા જોઈએ કે હાલમાં થોડાંક વર્ષો થયાં જુવાન છોકરીઓના મોત ઘણાજ થાય છે તેમાં પણ વિશેષ કરીને હાલની છોકરીઓમાં સો માંથી પચાસ ઉપરાંત (આ બાબતના ખાસ આંકડો ન હોવાથી કાંઇક અનુમાન ઉપર વિશેષ આધાર રહો છે. કદાચ મ્હારા માન્યા પ્રમાણે તો પચાસથી પણ વધારે હોય પરંતુ હાલ ઓછી ધારણા બાંધીએ તોપણ એ બીના લક્ષ આપવા જેવી છે) કયાં તો પ્રથમ સુવાવડના પ્રસંગેજ ગત થાય છે અગર બીજા પ્રસંગે તો ટકી શકતી નથી અને કદાચ તેની જીવન દોરી લંબાય છે તો પછી તે ગર્ભ ધારણ કરવા યોગ્ય ભાગ્યેજ રહે છે. અને કદાચ એવી સ્થિતિમાં ગર્ભ ધારણ કરે તોપણ તે અવતરનાર બાળક જીવે નહિ અને જીવે તોપણ તે નિર્માલ્યજ હોઇ શકે. જો આવી સ્થિતિ આપણી છે અથવા થતી જાય છે એમ માનવાને કારણ હોય તો શું આ પ્રશ્ન આપણી ન્યાતને સારૂ વિચારવા યોગ્ય નથી?

જુવાન છોકરીઓનાં મરણ પ્રમાણુને લીધે હાલમાં નહિ તો ભવિષ્યમ આપણી ન્યાતની વસ્તિ સંખ્યામાં ખાસ અસર થયા વગર રહેશે નહિ અને તેથ કરીને જેમ એ બાબત તરફ ન્યાતનાઓનું વહેલું લક્ષ દોરાયે તેમ ઠીક છે

સુભાગ્યે આપણી ન્યાતમાં બાળલગ્નનો દુષ્ટ અને હાનિકારક રિવાજ તદ્દન નાબુદ છે પરંતુ તે છતાં જ્યારે છોકરીઓ પુખ્ત ઉમ્મરે પરણતાં છત જ્યારે તેઓનું તથા તેમનાથી ઉપજતા બાળકોનું મરણ પ્રમાણ વધે ત્યાં તેના કારણો વિચારવાં એ શું યોગ્ય નથી?

જો આપણે છોકરીઓના મરણ પ્રમાણુનો વધારો સ્વિકારી લઈએ તે પછી તેમના તરફ તેમનાં ખાનપાન, રહેણી કરણી તરફ વિશેષ લક્ષ આપવાને પ્રસંગ શું આવી લાગ્યો નથી?

જો સુવાવડના પ્રસંગને લઇને તેઓનું તથા તેઓના બાળકોનું મરણ પ્રમાણ વધે છે એમ જણાતું હોય તો તે પ્રસંગને સારૂ વિશેષ કાળજીપૂર્વક પ્રયત્નો કરવા એ શું જરૂરનું નથી?

આ બાબતની જવાબદારી એકલા છોકરીઓના માતાપિતા ઉપર છે એમ નથી. એ બાબતની એથી પણ વિશેષ જવાબદારી હાલના ભણેલા સુવાન વર્ગને માથે છે. જુના અને નવા વિચારોનું યુદ્ધ તો સતત ચાલ્યાજ કરે છે પરંતુ નવા સંજોગોમાં રહેનાર, નવા વિચારોને ગ્રહણ કરનાર, તે પ્રમાણે ચાલનાર અને હાલના સંજોગોને સમજનાર સુવાન વર્ગને માથે એ બાબતની મોટી જવાબદારી છે. ભવિષ્યની પ્રજા પણ તેમનેજ એ બાબત જવાબદા

ગણુશે તેથી તે લોકોએ આ ચોંકાવનારા મરણ પ્રમાણને તાબડતોબ અટકાવવાના ઈલાજ લેવા જોઈએ. અને ત્રિમાસીક પત્ર આ બાબત જરા વિશેષ ખંતથી ઉપાડી લે અને એ વિષયની ચર્ચા યથાર્થ કરે તો એ બાબત સતત ન્યાતના લક્ષમાં રહે, તે સારૂ હાલતરત તો એ પત્રને જન્મ મરણના દરેક દાખલાની નોંધ પુરી પાડવી એ દરેક જ્ઞાતિજનની ઘણી પવિત્ર ફરજ છે.

ધીરજલાલ ચીમનલાલ દેસાઈ.

---

## "आत्मगीत."

(મીઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો—એ રાહ)

જીવ શિવ જૂદાં નથી, જૂદાં નથી,
મોહ માયાથી તત્વ નહિ ભૂલી—હો જીવ૦
દેહ નાશવંત કોઈ દિન પડશે,
પણ આત્મા કદી નવ મરશે—હો જીવ૦
સર્વ વિશ્વે રહ્યો એ વ્યાપી;
નહિ સત્તા શકે કો ઉથાપી.—હો જીવ૦
નહિ નાશવંત ક્ષુદ્ર તમે દેહો,
પણ આત્મા—અરે છો દેવો—હો જીવ૦
સચ્ચિદાનંદ બ્રહ્મ જેહ સઘળે,
બ્રહ્મ તે છો તમે, એહ સત્ય છે—હો જીવ૦

"મધુકર."

## ચ્હા તથા કૉફી.

મ્હાના ઉપયોગ સંબંધી એક યા બીજો મત આપણે વારંવાર સાંભળીયે છે. એટલું તો દરેક જણ કહી શકશે જ કે કોઇપણ ચીજનો વિનાકારણ ઉપયોગ કરવો તે તો બરોબર નથી જ. મ્હાનો ઉપયોગ વિનાકારણ ઘણો થાય છે. દિવસને ગમે તે વખતે કોઇ મળવા આવે તો મ્હા પીવાનો રીવાજ હવે સાધારણ થતો જાય છે. અને શહેરોની દેખાદેખીથી ગામડામાં પણ આ ગાંડો રીવાજ દાખલ થઈ ગયો છે. આ રીવાજથી નકામો ખર્ચ થાય છે એટલુંજ નહિ પણ શરીરને નુકસાન પણ થાય છે, ગમે તે વખતે મ્હા પીવાથી ભૂખ મરી જાય છે. વળી ઘણા દાક્તરોનું તો એમ પણ માનવું છે કે મ્હામાં એક જાતનો ઝેરી પદાર્થ છે તે શરીરને બહુજ નુકસાન કરનારો છે. આ સંબંધમાં અમેરીકાના એક દાક્તરનો ( જે. એચ. કેલોગ. એમ. ડી. ) અભિપ્રાય અત્રે આપું છું.

"મ્હા અને કૉફી એ ઝેરી પદાર્થ છે, તે વાત સામાન્ય રીતે જાણીતી હોય તેમ લાગતું નથી. પરંતુ પ્રયોગો ઉપરથી માલમ પડયું છે કે તે બેમાં કેફીન કે થીન નામનો એક પદાર્થ છે, તે હલકા પ્રાણી તેમજ માણસનું પણ મોત આણવા જેટલી શક્તિ ધરાવે છે. એક ચોખાપુર કેફીનથી એક દેડકાનો જીવ જાય છે. પાંચ રતી જેટલા કેફીનથી બીલાડી મરી જાય છે. કેફીનથી પ્રાણી મરે છે તે જાણે સ્ટ્રીકનીયા નામના ઝેરથી મરતા હોય તેમ લાગે છે. તાણું અને આંચકી આવે છે, શ્વાસ રૂંધાય છે, અને હૃદય બંધ થઇ જાય છે.

"મ્હામાં દર અધોળે તેર રતી આશુ ઝેર રહે છે. એકવાર એક લશ્કરી ઘોડો થોડી મ્હા ખાઈ ગયો. તેથી તેનું મોત નિપજ્યું હતું. એકવાર એક માણસે બાર રતી "થીન" લીધું હતું તેથી તે મરણતોલ થઇ ગયો હતો. જો સ્હેજ વધારે લીધું હોત તો જરૂર તેનું મોત થાત. એક પ્યાલા મ્હામાં ઘણીવાર અર્ધો અધોળ મ્હા નાંખવામાં આવે છે. તેમાં સાડા ૭ રતી "થીન" યા "કેફીન" આવે. અને આવા ઘણા પ્યાલા એક દિવસમાં પીવામાં આવે છે. જો માણસનું શરીર આ ઝેરથી ધીમે ધીમે ટેવાયું હોય. નહિ તો જરૂર તેનું મોત થઇ જાય"

આ હકીકત આપણે સૌએ ધ્યાનમા રાખવા જેવી છે ચ્હાનો ઉપયોગ હવે લગભગ ઘેર ઘેર થઈ ગયો છે, અને ઘણે ઠેકાણે તો તે ત્રણવાર પીવામા આવે છે વળી હવે તો ગામડામા પણ તૈયાર ચ્હા વેચવાની દુકાનો–હોટલો નીકળેલી છે અને તે લોકો તો ચ્હા ઉકાળીનેજ બનાવે છે આ ચ્હા બહુજ નુકસાનકારક છે તે તો કદી પીવીજ ના જોઇયે દરેકજણને એટલી વિનતિ કરવાની છે કે હોટલની ચ્હા તો નાજ પીવી એવો નિશ્ચય કરો અને પછી ગમે તે વખતે ચ્હા પીવા પાવાનો રીવાજ બધ કરો અને છેવટે ખાસ કારણ શીવાય ચ્હા ના પીવી તેવુ વ્રત લ્યો આથી પૈસાનો બચાવ અને તદુરસ્તીનુ રક્ષણ થશે

દેસાઈ

---

## श्रीयुत् अरविन्द घोषना त्रण पत्रो *

તા ૩૦મી ઑગસ્ટ ૧૯૦૫

(૧)

**પ્રિય મૃણાલિની,**

તમારો તા ૨૪મીનો પત્ર મળ્યો તમારા બાપ તથા માતુશ્રી પર ફરી દુ ખનો પ્રસ ગ આવેલો જાણી મનને બહુજ દુ ખ થયુ છે કયો છોકરો પરલોકવાસી થયો તે તમે લખ્યુ નથી દુ ખનો પ્રસ ગ આવ્યો તેમા શુ થયુ ? આ સ સારમા સુખની શોધ કરતા કરતા તે સુખમા દુ ખ ભળેલુ જ હોય એવુ હમેશા બને છે સુખ દુ ખની હમેશા ભાઈબધી થયેલી છે આ નિયમ પુત્રેચ્છાના સ બધમાજ હોય છે એમ નહીં, દુનિયાદારીની બધીજ ઈચ્છાનુ ફળ એવુ છે. વાસ્તે મનમા ધીરજ રાખી પરમેશ્વરને ચરણે બધા સુખ દુ ખ અર્પણ કરવા એજ એક માણસના હાથનો ઉપાય છે

× × × ×

---

* આ પત્રો શરૂઆતમા એક બ ગાળી પત્રમા પ્રકટ થયલા, તેનો મરાઠીમા તરજુમો થયેલો તે પરથી આ તરજુમો થયો છે સૌ મૃણાલિની વિરહ દુ ખથી ૨૮ વર્ષની ઉમ્મરે પરલોકવાસ પામ્યા આ પત્રો તે બાદ પ્રસિદ્ધિમા મુકાયા

ફરીથી પહેલાંનીજ વાત વળી એકવાર કહું છું. અત્યાર સુધી તે વાતનો તમને ઘણો અનુભવ મળી ચુકયો છે. એ વાત તે એ કે તમારૂં ભાગ્ય જેના ભાગ્ય સાથે વિધિએ જોડયું છે તે ઘણો. તરેહવાર માણસ છે!

આ દેશની અંદર આજકાલ લોકોના મનમાં જે ભાવો ઉત્પન્ન થાય છે. જીવનનો જે ઉદ્દેશ તેઓ પોતાની આગળ મૂકે છે અને જેને તેઓ પોતાનું કર્તવ્યક્ષેત્ર સમજે છે, તેમાંનું કાંઈ મ્હારી પાસે નથી. મ્હારામાં બધુંજ જૂદું ને વિચિત્ર છે. સાધારણ લોકો વિચિત્ર મત, વિચિત્ર પ્રયત્ન અને અસાધારણ પ્રકારની ઉચ્ચ આકાંક્ષા એને શું વિશેષણ આપે છે તે તો તમે જાણો છો. આવાં સ્વભાવવાળાને લોકો ગાંડા કહે છે. જો તેજ ગાંડો માણસ કાર્યક્ષેત્રમાં સફળતા મેળવે તો તેજ ગાંડાતુર માણસ મોટો મહા પ્રભાવશાળી, પ્રતિષ્ઠાવાન ગણાય છે. પણ એવા કેટલા જણના પ્રયત્ન સફળ થયા છે? ભાગ્યે દશ હજારમાંથી પાંચ દશ અસામાન્ય પુરૂષ નિકળે છે અને તે પાંચ દશમાંથી એકાદનાજ પ્રયત્નને યશ મળે છે. મ્હને મ્હારા કાર્યક્ષેત્રમાં સિદ્ધિ પ્રાપ્ત હોવાની વાત તો ઘણી દૂર રહી, પણ તે કાર્યક્ષેત્રમાં પૂરી રીતે ઉતરવાનેજ હું સામર્થ્યવાન નથી તો પછી મ્હને કેમ ગાંડો ન કહે? આવા ગાંડા માણસને પાલવે પડેલી ઐરીનું દુર્દૈવજ લેખાવું જોઈએ; કારણ કે સ્ત્રી જાતિની સઘળી આશાઓ સંસારીક પ્રપંચોમાંજ સમાયેલી હોય છે. આવા માણસના હાથેથી સુખ કયાંથી મળે? દુઃખજ મળવાનું,

હિંદુ ધર્મના પ્રવર્તકોના મનમાં આ વાત આવી હતી અસામાન્ય ચારિત્ર્ય, પ્રયત્ન અને આશા એ વાત તેમને બહુ પસંદ હતી. ગાંડો હો કે મહા પુરૂષ હો, પણ આવાનેજ તેઓ માન આપતા પણ તે વખતમાં તેની સ્ત્રીની જે ભયંકર દુર્દશા થાય છે તેને વાસ્તે તેમણે શો ઉપાય યોજ્યો છે? આવો પ્રશ્ન સ્વાભાવિક કોઈપણ કરે? ઋષિઓએ એ વાસ્તે ઉપાય સુચવી મુકયો છે. સ્ત્રીઓને પતિ એજ પરમગુરૂ એ મંત્ર તેમણે આપી મુકયો છે. સ્ત્રી એ પતિની સહધર્મિણી છે, પતિએ જે ધર્મ અથવા કર્તવ્ય યોજેલું હોય તેમાં સાહ્ય કરવી, સલાહ આપવી, તેના ઉત્સાહને ઉત્તેજીત કરવાને તેનું સુખ દુઃખ તેજ પોતાનું સુખ દુઃખ માનવું. કાર્ય પુરૂં કરવાનો પુરૂષનો અધિકાર, ને તેમાં સહાય તથા ઉત્સાહ આપવાનો સ્ત્રીનો અધિકાર છે, આવું હિંદુ ધર્મે ઠરાવી મૂકેલું છે.

હવે એકજ જોવાનું છે કે તમે હિંદુ ધર્મે બતાવેલો માર્ગ પસંદ કરો છો કે નવો સુધરેલો માર્ગ પસંદ કરો છો? ગાંડા માણસ સાથે તમે વિવાહ સંબંધી બંધાયા એ તમારા પુર્વ જન્મનાં કર્મદોષનું પરિણામ છે. પણ આ સરજાયલા ભાગ્યના સંબંધમાં કાંઈ તજવીજ તો થવી જોઈએ. શી તજવીજ કરશો? ચાર લોકે તમારા પતિને ગાંડો કહ્યો એટલે તમે પણ તે લોકોની માફક ગાંડોજ કહેવાના? ગાંડો તો ગાંડાને માર્ગે જવાનોજ. તમે થોડાજ તેને અટકાવી શકવાના છો? તમારા કરતા તે પવિત્રને વધારે ફળવાળો હોવાથી તમારૂં કાંઈ ચાલશે નહીં પછી શું. તમે ખુણામાં મોઢું ઘાલી રડવા બેસશો? છીઃ તમે પણ પતિની સાથે જાવ ને ગાડાની સાથે ગાંડા થઈ ઉદ્યોગે લાગો. એક અંધરાજની રાણી*એ પોતાની મેળેજ આંખે પાટા બાંધી ખુશીથી અંધત્વ સ્વીકાર્યાની કથા તો જાણો છો. ગમે તેમ પણ હિંદુ કુટુંબની કન્યા છો, હિંદુ પૂર્વજોનું રક્ત તમારા અંગમાં રમે છે; એટલે તમે છેવટનો રસ્તો લેશોજ એમા મને શંકા નથી.

મ્હારા ગાંડપણના કામ ત્રણ છે પ્હેલું—મ્હારી દ્રઢ શ્રદ્ધા છે કે પરમેશ્વરે જે ગુણ, જે પ્રતિભા, જે ઉચ્ચ શિક્ષણ, જે વિદ્યા, ને જે ધન મ્હને આપ્યું છે તે બધું પરમેશ્વરનું છે જેટલું કુટુંબ પોષણ સારૂં જોઈએ ને જેટલું આવશ્યક હોય તેટલુંજ મ્હારે સારૂ ખર્ચવાનો મ્હને અધિકાર છે જે બાકી રહે તે બધુ પરમેશ્વરને પાછું આપવુ યોગ્ય છે હું જો બધું મેળવેલું મ્હારે સારૂ, સુખ પ્રાપ્તિ સારૂ, કે મોજ સારૂ ખર્ચીશ તો હું મ્હારી જાતને પરમેશ્વરનો ચોર સમજીશ હિંદુશાસ્ત્ર કહે છે કે પરમેશ્વર તરફથી મળેલું પરમેશ્વરને પાછું ન આપે તે માણસ ચોર અત્યારસુધી બે આના પરમેશ્વરને આપી બાકીના ચૌદ આના પોતાના સુખ સારૂ ખર્ચી મ્હેં હિસાબ ચુકતે કર્યો એવું હું સમજ્યો ને સંસાર સુખમા નિમગ્ન રહ્યો. આયુષ્યનો અડધો ભાગ તો આમ ફોકટ ગુમાવ્યો પોતાનું ને પોતાના પરિવારનું પોષણ કરવાનું કામ તો પશુ સુદ્ધાં કરે છે આટલા દિવસ પશુવૃત્તિ ને ચોરવૃત્તિમા રહ્યો તે હું હમણાંજ સમજ્યો છું તે સમજ્યા પછી મનને ઘણો પસ્તાવો થયો પોતાની મેળેજ વિષયોનો તિરસ્કાર થવા માંડ્યો, અને હવેથી એવાં ખોટાં કામ કરવાં નહીં એમ મ્હેં ઠરાવ્યુ. પરમેશ્વરને આપવું એટલે શુ? એનો અર્થ એકે ધાર્મિક કૃત્યોમાં વાપરવું જે દ્રવ્ય સરોજીનીને કે ઉષાને આપ્યુ છે

---

* ગાંધારી

તેને સ્હજ કોઈ પસ્તાવો થતો નથી પરોપકાર એ ધર્મ છે આશ્રિતોનું પાલન કરવું એ મોટો ધર્મ છે પણ કેવળ ભાઈબંધ કે સગાંમા પૈસા આપવાથી હિસાબ ચુકતે થતો નથી. હાલના કષ્ટમય સમયે બધો દેશ આપણા બાર ણામા આશ્રય માગવા સારૂ આતૂર છે મ્હારા ત્રીસ કરોડ ભાઈબેન આ દેશમા છે તેમાથી કેટલાઓએ અન્ન અન્ન કરતા પ્રાણ છોડયા છે ઘણા રોગ અને દુ ખથી ઘેરાઈ પોતાના પ્રાણ કેમ બચશે તેની ફીકરમા છે તે લોકો તરફ જોવુ જોઈએ

હવે તમે શું કહો છો ? આ બાબતમા તમે મ્હારી સહધર્મિણી થશો કેવળ સામાન્ય લોકની માફક ખાવા પીવાની અને વસ્ત્ર ઘરેણા રાખવાની, જેની ખરેખરી જરૂર હોય તેટલીજ જણસ વેચાતી લેવાની ને બાકીનુ સઘળુ ધન દોલત પરમેશ્વરને પાછુ આપવુ એ મ્હારી ઈચ્છા છે તમારી પણ તેવીજ થશે અને સ્વાર્થ ત્યાગ કરવાની તૈયારી થશે તોજ તમારી ને મ્હારી જોડી પૂરેપૂરી બનશે તમે એકાદ વખત કહ્યુ હતુ કે મ્હારી કંઈ એટલી ઉન્નતિ થઈ છે ? તે ઉન્નતિનો એક રસ્તો મ્હે બતાવ્યો છે એ રસ્તે જશો ખરા કે ?

મ્હારો ગાંડપણનું બીજું નામ હમણા મ્હારે ગળે લાગ્યુ છે તે કૃત્ય તે એ છે કે ભગવાનનુ સાક્ષાત્ દર્શન કરવુ આજકાલ જ્યા જુવો ત્યા દાંભિકપણુ ચાલી રહ્યુ છે લોકોના સાંભળવામા આવે એવી રીતે દેવોના નામ લેવા ને તેવીજ રીતે દેવોની પ્રાર્થના કરવી તે એટલા સારૂ કે લોક આપણને ધાર્મિક કહે ! આવુ ધાર્મિકપણુ મ્હારે ના જોઈએ ઇશ્વર જો છે તો તેના પ્રત્યક્ષ દર્શન સારૂ કંઇને કંઈ રસ્તો પણ હોવોજ જોઈએ આ રસ્તો ગમે તેવો કઠણ હશે તોપણ ત્યા જવાનો મ્હારો દૃઢ નિશ્ચય છે આપણો હિંદુધર્મ કહે છે કે માણસના શરીરમા જ્યા એનુ મન છે ત્યા તે છે એ રસ્તે શી રીતે જતા આવડે એ પણ આપણા ધર્મમા બતાવ્યુ છે તે ધર્મપ્રમાણે ચાલવાનો મ્હે પ્રારંભ કર્યો છે એક મહિનાના અનુભવ ઉપરથી મ્હને જણાયુ છે કે આપણો ધર્મ કહે છે તે ખોટું નથી તેમા કહેલા ખાચા ખુંચી અનુભવથી બરોબર મેળવ્યા છે હવે મ્હારી ઈચ્છા છે કે તમને પણ એ રસ્તે લઈ જાઉ આપણને બન્નેને જોડે પગ મૂકી જતા આવડશે નહિ કારણ કે હજુસુધી તમને તેટલુ જ્ઞાન થયુ નથી તથાપિ મ્હારી પાછળ પાછળ આવવાને તમને કાંઈપણ અડચણ આવશે નહીં આ રસ્તે જવાથી કોઈપણ માણસ સિદ્ધિ મેળવે છે આ રસ્તે જવાની માત્ર ઈચ્છા જોઈએ જો તે નહીં હોય તો પછી જબરજસ્તીથી તમને લઈ જવાનુ મારાથી બનશે નહી તમારી ઈચ્છા હશે તો મા સબંધી બીજુ આગળ લખીશ

મ્હારૂ ત્રીજુ ગાડપણ આ છે કે બીજા લોકો એટલે **સ્વદેશ** પદાર્થ, નદી, ખેતર, મેદાન ઈત્યાદિ સમજે છે હુ **જન્મભૂમિને માતા** સમજુ છુ, તેનીજ ભક્તિ કરૂ છુ, પૂજા કરૂ છુ પોતાની માતાની દુર્દશા થયેલી જોઈ કયો સત્પુત્ર નિરાતે રહેશે? તેનો ઉદ્ધાર કરવા તે ખટપટ નહીં કરે? આ પતિત શબ્દનો ઉદ્ધાર કરવાનુ સામર્થ્ય મ્હારા અગમા છે એમ હુ સમજુ છુ એ સામર્થ્ય એટલે શારીરિક બળ નહીં, તરવાર કે બદુક લઈ યુદ્ધ કરવાનુ બળ નહીં તે બળ ફક્ત જ્ઞાનબળ. દુનિયામા ક્ષાત્રતેજ એજ એક તેજ નથી, બ્રહ્મતેજ પણ છે, અને તે જ્ઞાનતેજપર બીરાજેલુ છું. આ વિચાર કાઈ નવા કે આજ કાલના નથી આ વિચાર લઇનેજ હું જન્મ્યો છુ આ વિચાર મ્હારા શરીરનુ એક અગ થઈ પડયુ છે આ મોટુ કામ કરવા સારૂજ પરમેશ્વરે મને આ પૃથ્વી પર મોકલ્યો છે મ્હારી ઉમ્મરના ચૌદમે વર્ષથી આ વિચારના અકુરો ફુટવા લાગ્યા ને બીજા ચાર વર્ષમા તે વિચાર જડમૂળ ઘાલી બેઠા તમે કહેતા હશો કે ' કયા મુવા દુષ્ટે મ્હારા સરળ ને ભોળાભા જેવા પતિના મનમા આ ગાડપણ ભર્યું?' પણ હું તો કહુ છુ કે તમારા આ ભોળા ભા જેવા પતિએજ તમને અને તેના સરખા બીજા સેકડો જણને આ રસ્તે—પછી તમે આને સારૂ કહો કે ખોટુ—પણ તે રસ્તે લાવ્યો છે, ને હજુ હજારો જણને આ રસ્તે લાવશે ,મ્હને મ્હારા કામમા મ્હારી હયાતીમાજ સિદ્ધિ પ્રાપ્ત થશે એમ હું કહેતોજ નથી પણ ગમે ત્યારે પ્રાપ્ત થશે એ નક્કી

હવે હુ પુછુ છુ કે તમારો શુ કરવાનો વિચાર છે? સ્ત્રી એ પુરૂષની શક્તિ છે તમે ઉદાસીન રહી તમારા પતિની શક્તિ કમી કરશો કે તેના કાર્યમા સહાનુભૂતિ આપી એનો ઉત્સાહી બમણો કરશો? તમે કદાચિત્ કહેશો કે કામ રહ્યુ ઘણુ મોટુ, હુ તો એક સામાન્ય છોકરી, મ્હારૂ સ્થાયી મનોબળ નહીં ને આ મોટી મોટી વાતો સાભળીનેજ ગભરાઉ તો મ્હારા હાથથી તે શુ સ્હાય થાય? એવુ લાગતુ હશે પણ તેનો ઉપાય સહેલો છે પરમેશ્વરનુ શરણુ લો ઇશ્વર પ્રાપ્તિના રસ્તામા એક વખત પગ મુકયો કે પછી તમને જે જે ઓછુ લાગશે તે એ ભગવાન આપશે જેણે પરમેશ્વરનો આશ્રય લીધો તેની પાસેથી ભય ધીમે ધીમે પગ કાઢી ચાલ્યો જાય છે મ્હારા શબ્દોપર તમને વિશ્વાસ હોય દસ જણનુ ન સાભળતા મ્હારા એકલાનુજ તમારે સાભળવુ હશે, તો હુ મ્હારૂ પોતાનું બળ પણ આપી

રાખીશ. તેના યોગથી મ્હારા બળની હાની ન થતાં ઉલટું વૃદ્ધિ પામશે. સ્ત્રી એ પતિની શક્તિ છે, એવું હું કહું છું તેનો અર્થ પતિ સ્ત્રીના અંતરમાં પોતાનું પ્રતિબિંબ જુવે છે, ને પોતાનીજ મહત્ આકાંક્ષાનો પ્રતિધ્વનિ એની તરફથી નિકળેલો સાંભળી ડબલ શક્તિ પ્રાપ્ત કરે છે.

હું સારાં સારા કપડાં પહેરીશ, સારૂં સારૂં મિષ્ટાન ખાઈશ, હસીશ, નાચીશ, ખેલીશ, મોજ મારીશ, જેટલાં સુખોપભોગ હશે તેટલાં ભોગવીશ, આવીજ વિચાર માણુસોના મનમાં રાત દિવસ ઘોળાવાં જોઈએ કે ? મનની જ્યાં આવી અવસ્થા હોય ત્યાં ઉન્નતિ હોતી નથી આજકાલ આપણા દેશની છોકરીઓની જીવન દશા આવીજ અવ્યવસ્થિત ને નિંદ્ય થઈ છે. તમે એ બધું છોડી દો અને મ્હારી સંગતીમાં રહો જગત્‌માં તમે પરમેશ્વરનું કામ કરવા આવ્યા છો તેનો પ્રારંભ કરો.

તમારા સ્વભાવમા એક દોષ છે, તે એ ક તમે ઘણાજ સરળ છો, જે કાંઈ કહે તે તમે સાંભળો છો આપનું મન હંમેશા અસ્થિર રહે છે. બુદ્ધિ વિકાસ પામતી નથી. કોઈપણ કામમા મન એકાગ્ર થતું નથી એ સુધારવું જોઈએ. એકજ જાતનું સામળી જ્ઞાન સંચય કરવું જોઈએ. એકજ વાતમાં ચિત્ત એકાગ્ર કરી કામ કરવું જોઈએ. લોકોની નિંદા કે ઉપહાસની પરવા ન કરતાં સ્થિર ભક્તિ કરવી જોઈએ બીજો એક દોષ છે—તે તમારા સ્વભાવનો નથી, વખતનો છે.

બંગાલ દેશની સ્થિતિ એવી થઈ છે કે લોકો ગંભીર ભાવથી ગંભીર વાત સાંભળતા નથી ધર્મ, પરોપકાર, મહત્વાકાંક્ષા, મહાન પ્રયત્ન, દેશોદ્ધાર વગેરે જે જે કાંઈ ગંભીર, ઉચ્ચ, મહત્ વાતો છે તે તેઓ ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવી દે છે બ્રહ્મશાળામાં જવા માંડયા પછી તમારામાં આવી રીત દાખલ થઈ છે. વારીએનની પણ આ સ્થિતિ હતી, અલ્પ પ્રમાણમાં આપણા સર્વમાં આ દોષ છે. દેવઘરના માણુસોમાં તો તે ઘણોજ વધી ગયો છે. તે દૃઢ મનથી દૂર કરવો જોઇએ. તમારાથી એ ઝટ થશે. વિચાર કરવાની ટેવ એકવાર પડશે એટલે તમારો મૂળ સ્વભાવ પ્રગટ થશે. પરોપકાર અને સ્વાર્થ ત્યાગ એમાં તો તમારૂં ધ્યાન છે. ફક્ત માનસિક દૃઢતાની ખામી છે ઈશ્વર ઉપાસનાથી તે પણ આવશે.

મ્હારૂ જે કાઇ ગુપ્ત હતુ તે આજ આ સબધી કોઈને ન કહેતાં તમેજ આ બધી વાતનો વિચાર કરજો આમા ભય પામવા જેવું કાંઈ નથી, વિચાર કરવા જેવુ ઘણુ છે શરૂઆતમા બીજુ કાઇજ ન કરશો રોજ ફક્ત અર્ધોજ કલાક પરમેશ્વરનુ ધ્યાન ધરજો, ને તેની પાસે દૃઢ મનથી તમારી ઈચ્છા પ્રગટ કરજો, એટલે મનની ધીમે ધીમે તૈયારી થશે પ્રભુની એટલીજ પ્રાર્થના કરજો કે " હે પ્રભો, મ્હારા પતિના જીવનના ઉદ્દેશ અને ઈશ્વર પ્રાપ્તિના રસ્તામા મ્હારે હાથે કાઈપણ વિઘ્ન ન હોતા હમેશા સહાય થાઓ હુ તે વાતમા સાધનભૂત થાઉં " એટલુ કરશો ખરા કે?

પત્ર બીજો

૨૩, સ્કૉટલેન, કલકત્તા

તા ૧૭ ફેબ્રુઆરી ૧૮૦૭

પ્રિય મૃણાલિની,

મ્હે ઘણા દિવસ થયા પત્ર લખ્યો નથી, એ મ્હારી હમેશની ખોડ છે પણ તે સારૂ તમારા જેવી સદ્‌ગુણી સ્ત્રી ક્ષમા નહીં કરે તો મ્હારો બીજો કયો ઉપાય છે? હાડમાસની સાથે ખીલેલી ટેવ કઈ એક દિવસમા જતી રહેશે? આ ટેવ આ જન્મમા સુધરવી મુશ્કેલ છે

હુ તા. ૮મી જાનેવારીએ આવવાનો હતો પણ તેમ બન્યુ નહીં મ્હારી ઈચ્છા મ્હારા મનમાજ રહી. જ્યા પરમેશ્વર લઈ જાય ત્યા જવુ પડે છે. આ વખતે હું મ્હારા પોતાના કામ સારુ આવ્યો નહોતો દેવના કામ સારૂ આવ્યો હતો આ વખતે મ્હારા મનની સ્થિતિ કાંઈ જુદીજ થઈ છે, તે પત્રમા લખી શકતો નથી તમે જ્યારે અહીં આવશો ત્યારે મ્હારે જે કહેવાનુ છે તે કહીશ હાલ તો ફક્ત એટલુ જ કહુ છુ કે હવેથી હુ મ્હારી ઈચ્છાને આધીન નથી ભગવાન જ્યા લઈ જાય ત્યા નિર્જીવ કળવાળી બાવલી પ્રમાણે જવુ જોઇએ અને કરાવે તે કરવુ જોઇએ આનો અર્થ તમારા લક્ષમા આવવો કઠણ છે, એટલે મ્હારે સ્પષ્ટ, ઉઘાડી રીતે કહેવુ જોઈએ, નહીં તો હુ કયા જાઉં છુ શુ કરૂ છુ, એ વિષયમા તમારા મનમા નિષ્કારણ વ્હેમ આવી હુ ખનુ કારણ થઈ પડે તમારા તરફ દુર્લક્ષ કરી હુ મ્હારા કામમા મચ્યો રહ્યો છુ, એવુ મનના આણશો નહીં આજસુધી મ્હે તમારા ઘણાએ અપરાધ

કર્યા છે તેથી તમારા મનમા અસતોષ થાય એ સ્વભાવિક છે પણ હવેથી એટલુ તો ધ્યાનમા રાખશો કે હુ હવે સ્વત ત્ર નથી મ્હારા હાથથી થતા કામો મ્હારી ઈચ્છાથી નહીં પણ પરમેશ્વરની ઇચ્છાથી, એની આજ્ઞાથી થાય છે તમે જાણશો એટલે અ દરનો મર્મ તમને સમજાવી મ્હીરા હુ આશા રાખુ છુ કે પરમેશ્વરે પોતાની અપરંપાર કરૂણાનો જે પ્રકાશ મ્હને બતાવ્યો છે તેજ પ્રકાશ તમને પણ દેખાય, પણ આ બધુ પરમેશ્વરની દયાપર આધાર રાખે છે જો તમે મ્હારી ખરી સહધર્મિણી થવાનુ ઈચ્છતા હો તો મરણ આવે તો બને પણ કામ કરવાનો દઢ નિશ્ચયથી પ્રયત્ન કરો એટલે તમારી એકાગ્ર થયેલી ઈચ્છા શક્તિના બળથી પરમેશ્વર તમને પોતાની કરૂણાનો રસ્તો બતાવશે આ કાગળ કોઈને પણ દેખાડશો નહીં, કારણ આમા મ્હે ઘોણી ગુપ્ત વાત કહાણી કરી છે અ દરની વાત કાનના છેડાએ પણ જાણવી ન જોઈએ આ વાત તમને કહેવુ પડે એમ છે નહિ હાલ એજ

તા. ક.—સ સાર વિષયની વાત સરોજનીને લખી છે તમને ફરીથી જુદુ લખતો નથી તેનો પત્ર વાચીને જાણી લેશો

પત્ર ત્રીજો

તા ૬ ડીસેબર ૧૯૦૭

પ્રિય મૃણાલિની,

× × × ×

મ્હને અહીં એક ક્ષણની પણ ફુરસદ નથી લખવાના કામનો ભાર મ્હારા ઉપર છે, સ્વદેશી સબધી કામનો ભાર પણ મ્હારા ઉપર, ને વદેમાતરમની ગરબડ કમી કરવાનુ પણ મ્હારીજ પાસે છે આટલુ કામ શી રીતે કરવુ ? આ સિવાય મ્હારા પોતાના પત્ર ત્રીત કામ છે, તે પણ હુ કોરે નાખી શકુ તેમ નથી

મ્હારી એક વાત તમે સાનશો ? મ્હારો આ વખત ઘણો ફાકીનો છે આ ત્રણ બાજુમા હુ તારો થઈ જઇશ કે શુ ? એવી મ્હને બીક લાગે છે આવે વખતે જો તમારૂ મન અસ્વસ્થ થશે તો પછી મ્હારી ચિતાને દુર્ભાવના બારે થઇ પડશે તમારા તરફથી ઉત્સાહનો ને શાતિદાયક કાગળ આવશે તો મ્હારામા નવ શક્તિ આવ્યા જેવ થશે, ને પ્રફુલ્લિત ચિત્તથી

## શ્રી સુરત બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના પંચનો હીસાબ તા૦ ૧ લી એપ્રીલ ૧૯૧૯થી તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૯ સુધીનો.

| બાબત | તા ૩૧ મી ડીસેંબર સને ૧૯૧૮ના રો જની સીલક | ચાલુ હીસાબ | | | |
|---|---|---|---|---|---|
| | | જમા | કુલ | ખર્ચ | સીલક |
| વાસણ | ૨૧૯ ૧૫ ૬ | ૧૬ ૧૪ ૦ | ૨૩૬ ૧૩ ૬ | ૬ ૩ ૬ | ૨૩૦ ૧૦ ૩ |
| વાડી | ૪૦ ૫ ૦ | ૧૯૪ ૫ ૪ | ૨૩૪ ૧૦ ૪ | ૧૬૧ ૧૧ ૬ | ૭૨ ૧૪ ૧૦ |
| કેળવણી | ૧૮૫૮ ૦ ૩ | ૧૦ ૦ ૦ | ૧૮૬૮ ૦ ૩ | ૧૪ ૦ ૦ | ૧૮૫૪ ૦ ૩ |
| | ૨૧૧૮-૫ ૦ | ૨૨૧ ૩ ૪ | ૨૩૩૯ ૮ ૪ | ૧૮૧ ૧૫ ૦ | ૨૧૫૭ ૯ ૪ |

મીલકની તારીજ

૨ ૧૦૦૦ ૦ ૦ દેસાઈ હરિપ્રસાદ વિષ્નુપ્રસાદ તરફથી અમદાવાદ વર્નાક્યુલર સોસાયટીના ટ્રસ્ટ ફંડમાં

૫૦ ૦ ૦ લોન

૪૦ ૦ ૪ મુંબઈ બેંકમાં

૯૯૯ ૫ ૪ વડોદરા બેંકમા

૧૭૩ ૩ ૮ હાથ ઉપર

૨૧૫૭ ૯ ૪

૩૮ ૮ ૮ શ્રીપતરાય હકુમતરાયના હાથ ઉપર

૧૩૪ ૧૧ ૦ રા નરસીલાલ હરદેરામ તરફ ગયા વર્ષના હીસાબમાં બતાવ્યા પ્રમાણે

આ ઉપરાંત રા નરસીલાલ હરદેરામ તરફ વાડીના બાહુતો તરફથી પરબાર્યાં ભાડાં વસુલ આપવામાં આવ્યાં જેનો હિસાબ પંચના દફતરે આવ્યો નથી તેની રકમ તા૦ ૨૨–૧૦–૧૯ના પંચના ઠરાવ પ્રમાણે રૂ ૧૭૧ નીકળે છે એટલે તેમના તરફ કુલ રૂ ૩૦૫ ૧૧ ૦ બાકી જણાય છે

તા૦ ૧ જાનેવારી ૧૯૨૦

શ્રીપતરાય હકુમતરાય
ઓનરરી સેક્રેટરી
બ્રહ્મક્ષત્રિય પંચ–સુરત.

## લેખકોને જવાબ.

રા. આમોદી—જેવી રીતે ભરૂચમાં માદગી પ્રસંગે ઉપયોગ સારૂ આઈસબેગ, બેડપેન વિગેરે મૂકવામાં આવ્યુ છે તેવી રીતે આમોદમાં રાખવાની જરૂરીયાત સારૂ ત્હમે લખ્યુ તે બાબત અમ્હારી ધ્યાનમા છે "Medical help" "મેડીકલ હેલ્પ" નામનું એક ફંડ અત્રે ઉઘાડવામા આવ્યુ છે જેમાં રૂ ૩૫૦) લગભગ ભરાયા છે મજકુર ફંડ રૂ ૧૦૦૦) સુધી લેવું કરવા સારૂ ધારણા છે. ચાલુ માસની આખર સુધીમા બનશે તો સુરત ભરૂચ અને આમોદ માદગી પ્રસંગે ઉપયોગ આવે તેવી ચીજો મોકલી આપવા વ્યવસ્થા થશે

રા. જ્ઞાતિબંધુ (અમદાવાદ)—ત્હમારો તારીખ અને સહી વગરનો લેખ મળ્યો છે. અમ્હારી જાણ સારૂ ત્હમારૂ આખુ નામ લખી મોકલશો તો સદહું લેખ આવતા અંકમાં છાપવામા આવશે

રા. દિવાન—ત્હમારી કવિતા મળી છે સ્થળ સંકોચને લીધે મુલતવી

# જ્ઞાતિના ખબર અંતર.

## નિમણુકો, ફેરબદલીઓ વિગેરે:

—રા માણેકલાલ સાકરલાલ દેસાઈ લુણાવાડાના દિવાન નિમાયા છે.

—રા. પ્રાણલાલ હરિપ્રસાદ દિવાન કલ્યાણના મામલતદાર થાણાના ડી. ડેપ્યુટી કલેકટર નિમાયા છે.

—પ્રો બી. કે ઠાકોર ને રૂા. ૫૦) નું પ્રમોશન મળ્યુ છે.

—રા ગીરધરલાલ કેશવલાલ ખેડાના ડેપ્યુટીકલેકટર નિમાય છે.

—રા. મંજુલાલ હીરાલાલ દેસાઈ મુંબઈની એલ્ફીન્સ્ટન મીડલ સ્કુલમાં નીમાયા છે

—રા. રમણીકલાલ શ્રીપતરાય મુબઈમા ધી મલબાર ફૉરેસ્ટ ઍન્ડ રબ્બર કું લી. ની ઑફીસમા નિમાયા છે

—રા ઠાકોરલાલ જીવનરામ દિવાન મુંબઈની " શ્રી શ્રૌત સ્માર્ત મહા સભા "ના સેક્રેટરી નિમાયા છે

—રા ઈશ્વરલાલ ચંદુલાલ ઠાકોરે મુંબઈમા મેસર્સ રામેશ એન્ડ કું. ના નામથી એક્સ્પૉર્ટ ઈમ્પૉર્ટની ઑફીસ ઉઘાડી છે.

—ડૉ ધીરજલાલ જમીયતરામ ઠાકોરની બદલી પેશાવરથી ભરૂચ થઈ છે

—રા કનૈયાલાલ ફુરણારામ દેસાઈ જંબુસરના એક્સાઈઝ ઈન્સ્પેકટરની બદલી ટાગ થઈ છે

—રા બળવંતરાય ચંદુલાલ ઠાકોરની બદલી ખાનદેશથી ઠાસરા એક્સાઈઝ ઈન્સ્પેકટર તરીકે થઈ છે

—રા. વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર અમદાવાદની શેઠ મંગળદાસ ગીરધરદાસની બેન્કમા નિમાયા છે.

—ભરૂચમા ભરાયલા ખેતીવાડી મંડળના પ્રદર્શનના ઉત્તમ બીના નમુના સારૂ મી. ઈશ્વરલાલ મણીલાલ દેસાઈને રૂ ૧૫) નું ઈનામ મળ્યું છે.

—રા. વૈકુંઠલાલ ઉત્તમરામ ચવગ્રોકા ધી ઈન્ડસ્ટ્રીયલ લાઈફ ઈન્સ્યુરન્સ કું. લી (મુંબઈ) માં કેશીયર તરીકે નિમાયા છે.

—રેવન્યુ ખાતામા રીવીઝન થવાથી ભરૂચ જીલ્લામાં નોકરી કરતા નીચલા સદસ્યોનો પગાર વધી નીચે મુજબ થયો છે.

| | | |
|---|---|---|
| —રા. બળવંતરાય પ્રતાપરાય દેસાઈ | ભરૂચ | રૂ ૮૧ |
| —રા. ઠાકોરલાલ રતનરામ | ,, | ૪૯ |
| —રા. મોતીલાલ હરીલાલ | ,, | ૪૦ |
| —રા. મોતીલાલ રતનરામ | આમોદ | ૩૭॥ |
| —રા. રામલાલ મોતીલાલ | ,, | ૩૦ |
| —રા ઠાકોરલાલ લક્ષ્મીરામ | ,, | ૩૭॥ |

—રા સાકરલાલ કલ્યાણરામ ઠાકોરની બદલી નડીયાદથી ભરૂચ હાઈસ્કુલમા થઇ છે

—રા. બળવંતરાય શ્રીપતરાય ઠાકોર ધી ઈન્ડિયન સ્ટાર્ચ અને ઈન્ડસ્ટ્રીયલ કું લી (મુંબઈ) માં રૂ. ૧૨૫) ના પગારથી નિમાયા છે.

—રા. કાન્તિલાલ રતનરામ દેસાઈ ધી ઈન્ડિયન ઈન્ડસ્ટ્રીયલ સ્ટૅાર્સ લી. (મુંબઈ) ની ઑફીસમાં નિમાયા છે.

—રા. બળવંતરાય કેશવલાલ ઠાકોર મેસર્સ પ્રાગજી સુરજી ગોકુની કું. માં નિમાયા છે.

—રા ગીરધરલાલ આનંદરાય દેસાઈ મેસર્સ કેરસનદાસ તેજપાળની કું. માં નિમાયા છે.

—રા. વિષ્ણુપ્રસાદ ભોગીલાલ દેસાઈએ એક્ષપૉર્ટ ઈમ્પૉર્ટની તથા સ્ટોર સપ્લાયરની ઑફીસ મુંબઈમાં ખોલી છે

## जाहेर जीवन.

—ભરૂચ કેળવણીમંડળની સભા રા. બા. અંબારાંકર ઉત્તમરામ મલજીના પ્રમુખપણા નીચે મળી હતી.

—મુંબઈ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળમા રા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈએ પ્રાથમિક શિક્ષણ ઉપર ભાષણ આપ્યું હતું.

—અમદાવાદ ખાતે મળેલી સાહિત્ય પરિષદ્‌ના ઐતિહાસિક વિભાગના પ્રમુખ તરીકે પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર નિમાયા હતા અને તે પ્રસંગે અતિ મનનીય ભાષણ કર્યું હતું

—અમદાવાદમા જલીઆનવાળા બાગ સંબંધી એક જાહેર સભા રા. જીવનલાલ મજરાય દેસાઈના પ્રમુખપણા નીચે મળી હતી.

—મુંબઈ કૅનન્ગસ એસોસીએશનની મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે રા મણીલાલ કેશવલાલ ઠાકોર ફરી ચુંટી કઢાયા છે

—ભરૂચ મ્યુનિસિપાલીટીના એક મેમ્બર તરીકે રા બા અ બાગ કર ઉત્ત મરામ મવજીની સરકાર તરફથી નિમણુંક થઇ છે

—o—

## પરીક્ષાના પરીણામ.

| | સ્થળ. |
|---|---|
| **એમ ટી. સી ડી** | |
| મનુલાલ હીરાલાલ દેસાઈ .. | અમદાવાદ |
| **એન્જીનીયરીંગ (૧) લી** | |
| ધનવંતરાય બળવંતરાય દેસાઈ . | ભરૂચ |
| **એમ. એ** | |
| બાબુરાવ ગણપતરામ ઠાકોર .. .. | અમદાવાદ |
| **ઈન્ટરમીડીયેટ સાયન્સ** | |
| રમણીક કલ્યાણરાય ઠાકોર (પહેલા વર્ગમાં) | ,, |
| રસીકલાલ કલ્યાણરાય ઠાકોર | ભરૂચ |

—o—

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ ઉર્મીલા કનૈયાલાલ | ને | પુત્ર | મુંબઈ |
| ,, હીરાગૌરી કૃષ્ણલાલ | ને | ,, | ગામોદ |

—o—

## લગ્ન.

| | | |
|---|---|---|
| | વ્હાનો નામ ઉં વ | ઉં વ |
| ઠાકોરલાલ લાલજીભાઈ દેસાઈ લીંબડી ૨૨ | ભાનુમતિ રતનલાલ દેસાઈ ભરૂચ | ૧૫ |

—o—

## मरण.



| | ઉંમર | રોગ | સ્થળ |
|---|---|---|---|
| કનૈયાલાલ વેણીલાલનો બાળક પુત્ર | ૭ દિવસ | | મુંબઈ |
| સૌ. ધનલક્ષ્મી મદનલાલ | ૩૮ | ન્યુમોનીયા | ,, |
| ,, વીરમતી કુલશંકર | ૨૨ | ,, | અમદાવાદ |
| ,, ધનલક્ષ્મી છોટાલાલ | | ક્ષયરોગ | ,, |
| રામચંદ જીવનલાલ દેસાઈ (ન્હાનો સાથ) | ૬૩ | | લીંબડી |
| ગુણવંતગૌરી વિષ્ણુપ્રસાદ દેસાઈ | ૨૦ | | આમોદ |

# જાહેર ખબર.

— ૦ —

અમો ચાંદો તથા "સર્ટીફીકેટ"ની સીફારસો કરી ગ્રાહકોને લાલચમાં નાખવા માંગતા નથી પણ ઉત્તમ પ્રકારનો માલ આપી ગ્રાહકોને રાજી રાખવા એજ અમારી-કું૦ નો મુદ્રાલેખ છે; **નાતાલ** વાસ્તે ભેટ આપવા લાયક તરેહવાર જાતના "ફેન્સી-બૉકસો" તથા "ટીનો" મોટા જથ્થામાં મળશે તથા ઘરખર્ચ વાસ્તે વીણી સાફ કરેલો "મેવો" તથા "મસાલો" તથા "ઊંચી હીંગ" વગેરે મળી શકશે.

બ્હારગામના ઑર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

તરેહવાર સુકા મેવાના પાયોનીયર વેપારી

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦—જુમા મસીદ સામે, મુંબઈ.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake ! Arise ! Stop not Untill the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ન આશય જ્યાં સુધી.—

ઉપનિષદ.

વર્ષ ૧૩ મું.] અક્ટોબર ૧૯૨૦. [ અંક ૪ થો.

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂ. ૧-૪-૦.

તંત્રી —કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ. બી.

પ્રકાશકઃ—જીવનલાલ માધવલાલ ઠાકોર,

ગાયવાડી, ગિરગામ, મુંબઈ, નં. ૪.


| | | |
|---|---|---|
| કર્મયોગી તિલકને (કાવ્ય) ... | રા. ઠાકોરલાલ દિવાન ... ... | ૧૪૧ |
| નવું વર્ષ ... ... | રા. મધુકર ... ... ... | ૧૪૨ |
| નવિન યુગ ... ... ... | રા પાન્થ .. .. .. | ૧૪૪ |
| શ્રુ. બ્ર ક્ષ કો. ક્રે. સોસાયટી ... | (રિપોર્ટ) ... ... ... | ૧૬૦ |
| ન્યાતની સહકારી મંડળી .. | રા બા. અંબાશંકર મળજી ... | ૧૬૨ |
| ભાભીને લગ્ન દીને (કાવ્ય) ... | રા. મહેશ એમ. દેસાઈ ... | ૧૬૫ |
| સુધારકનો આત્મનિર્ણય (વાર્તા) | રા. હરિમુખ ... ... .. | ૧૬૬ |
| વસ્વ વીણા (કાવ્ય) .. | રા પ્રબુદ્ધ ... ... | ૧૭૯ |
| આપણા લગ્નને લગતા રીવાજોમાં મુખ્ય સુધારા કયા કયા ... | રા. પરવારતો .. ... | ૧૭૮ |
| આપણા લગ્નોને તેમા થવા જોઈતા સુધારા ... ... | સૌ હીરાલક્ષ્મી દેસાઈ ... | ૧૮૫ |
| ખબર અંતર વગેરે | ત્રિમાસિક ઑફીસ ... ... | ૧૯૦ |


છાપનાર—શા. મગનલાલ જગજીવનદાસ. [ ૧૩૬૨x૭૬.

છાપખાનાનું નામ—શ્રી સરસ્વતી છાપખાનું, ૩૫૬, ઠાકુરદેવી રસ્તો, મુંબઈ.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર

પ્રકટ કરવાનું ઠેકાણું—ગાયવાડી, ગીરગામ—મુંબઈ નં૦ ૪.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૩ મુ ]        અકટોબર ૧૯૨૦        [ અંક ૪ થો


## कर्मयोगी तिलकने.

સ્વાતંત્ર્ય દિક્ષા આપીને સુત્રો પઢાવી અણમુલા,
હે રાષ્ટ્રવીર! ભારત તિલક! લેવા અમર પદ કયા ગયા!
નૌકા ડુબે ના કો સુકાની,
અશ્રુની વ્હેતી ધરા!
જગવંદ્ય નાયક હિંદના સુરવંદ્ય થાવા કયમ ગયા!
કૈલાસવાસી કેસરી! હે કર્મયોગી! વીરલા!
શું દેવની દરબારમા ફરીયાદ કરવા સંચર્યા?
રણ હાક મારી, મંત્ર આપી,
સુર-ભૂમિ વ્હાલી કરી?
એ જન્મસિદ્ધ હક્કનો **ફિરસ્તા!** ભાર કોનાપર મૂકી?
દશ દીશ ગજવી સિંહ ત્હે તો દૈવી નેતા ડૂબીવા!
ત્હારી પ્રતિમા લાવતી કઈ ઓર જુસ્સો દેવતા!
કારાગૃહે ગીતા-રતિ!
'તુજ કાર્યમા રહીશું' સુ
ફરકાવશુ તુજ પથમા રહી એ ધ્વંજ સુરલાડીના,
હે **બાળ!** અત્યાચારની સ્વર્ગ કથા સંભળાવજો!
આપી પ્રતિજ્ઞા જે પ્રભુએ યાદી તેની આપજો!
અમારા ભારતની દશા,
જગદીશને સમજાવજો,
સંપૂર્ણ સનંદ **સ્વરાજ્યની** લઈ દેવ વ્હેલા આવજો.

ઠાકોરલાલ છ. દિવાન.

———

## नवुं वर्ष.

भोयाचक, पश्य नवेऽस्मिन्वर्षे—

उपजाति.

स्वतंत्रता सूर्य विलोकनार्थम्
हिमाद्रि शृङ्गाग्रस्थिताहि माता ।
क्षिपत्यधः कोमल पल्लवानि
नवोदयस्योद्गम सूचकानि ॥

ભાવાર્થ.

હે વાંચક, જો આ નવા વર્ષમાં—

ઉપજાતિ.

સ્વતંત્રતા સૂર્ય વિલોકવાને,
માતા હિમાદ્રિ શિખરે રહીને;
વેરે નિચે કોમલ પલ્લવોને,
નવો દયા રંભજ સૂચવે જે

---

પ્રકટ્યું આજ નવા વર્ષનું પ્રભાત
જીવનનું એક વર્ષ ગયુ, તેમાં આપણે શું કર્યું?
સંસ્કૃતિ, સમાજ, અને સ્વતંત્રતામા કંઈક સમજ્યા;
સંપ અને સમાનતા સજતા શીખ્યાં.
"પૂજાએ નારીઓ જ્યા હે, રમે છે ત્યાંહ દેવતા"
મનુ ભગવાનનો એ આદેશ સાંભળ્યો,
ને સ્ત્રીઓનું ખરૂં સ્થાન સમજ્યું
મોક્ષ એ સૃષ્ટિના સર્વ ધર્મોનો અંતિમ હદ્દેશ છે.
પણ દેહના મોક્ષ શિવાય દેહીનો મોક્ષ શું શક્ય છે?
મન, વચન, ને કાયાની, સ્વતંત્રતાની જરૂર જણાઈ,

સ્વતંત્રતાનું સ્વરૂપ સમજાયું,
ને આપણે આપણી નિદ્રામાંથી ઉઠયાં.
પૂર્વમાં ઉષાનો આવિર્ભાવ થયો;
ને નવા ઉગતા સ્વતંત્રતાના સૂર્યનો સત્કાર કરવા,
આપણે આતુર થયાં.
આ નવા વર્ષમાં અધિકતર આગળ વધો,
અને વધારે ને વધારે સંપ અને સમાનતા સધો.
' क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ट परं तप '
એ કૃષ્ણ ભગવાનનું વાકય, આપણાં હૃદયમાં ઉત્સાહ પ્રેરે,
અને ' कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन '
એ વચન આપણને નિષ્કામ રીતે ફર્જ બજાવતાં શીખવે.
જે સૂર્યને સત્કારવા આપણે આતુર ઉભા છીએ,
તેનો સત્વર ઉદય થાવ;
ને સ્વતંત્રતાનું સ્વરાજ્ય સર્વ સૃષ્ટિમાં સ્થપાવ.
આવી રીતે દેહ મુક્ત થતાં,
વિશ્વાત્મા વિભુ સાથેનો આપણો સંબંધ સમજાઈ,
દેહીનો પણ મોક્ષ થાવ. અસ્તુ.

"મધુકર."

# નવીન યુગ.

## પ્રેમદા વર્ગની પ્રવૃત્તિઓ

'The future prospect of Ind an Womanhood is distinctly hopeful Public opinion is fast working up to the wrong done to the woman and the impoverishment causal to the public life by the lach of education they have had and Call of Freedom is mak ing itself heard in the hearts of all younger women

આ નવિન યુગનુ તથા તેમાની પુરૂષ વર્ગની પ્રવૃત્તિનુ કાઈક નિરીક્ષણ આપણે ગયા અ કમા જોયુ તેમા કહેવામા આવ્યુ છે કે આ જમાને સ્રીઓ તથા શુદ્રોનો છે તેથી હવે આપણે સ્રી વર્ગની આ જમાનાન પ્રવૃત્તિ તરફ લક્ષ દોરીશુ સ્રી વર્ગના સ બ ધમા હાલના એક પ્રખ્યાત સાક્ષર શું કહે છે તે જોઈશુ —

' પ્રતિષ્ટા સ્રી મ્રી સકળ રહી છે સ્રીત્વજ વિષે
વસ્યુ તેને સ્રી ને પુરૂષ સરખુ માનવપણ '
ઘડાઈ મર્યાદા વિષય મ દ ભાવે પુરૂષથી
નથી તેથી સ્રીની પદવી કદિ મર્યાદિત થતી

આપણા શાસ્રોમા સ્રીને અધાગના કહેવામા આવી છે એટલે સ્રી અને પુરૂપ બે મળી એક સ પૂર્ણ માનવ અ ગ થાય વેદાતિ ભાષામા તેને પ્રકૃતિ તથા માયા તરીકે ઓળખવામા આવેલી છે તેને આદ્યશક્તિ જગતજનની સહધર્મચારિણી વિગેરે મહાન નામોથી વર્ણવામા આવેલી છે તેથી આપણે ત્યા એ વર્ગની મહત્તા કેટલી હોવી જોઈએ તેનો સહેજ ખ્યાલ આવશે સકળ જનસમાજમા સ્રી વર્ગનો સમાવેશ થતો હોવાથી તેમની હકીકત જાણવી એ ઘણુ અગત્યનુ છે સ્રીઓ ઘરનુ સમાજનુ દેશનુ એક અગત્યનુ અ ગ છે એ વાતની કોઈથી ના પાડી શકાય તેમ નથી

ભણતરમા આપણો દેશ ઘણો પછાત છે સોમાથી માત્ર દશજ માણસો તથા સ્રીઓમાથી તો માત્ર બે કે ત્રણ ટકાજ લખી વાચી જાણે છે એ વાત ખરેખર ઘણી દીલગીર થવા જેવી છે પરતુ તેથી બીજા આગળ દેશોના જનસમહ માફક આપણો જનસમહ અભણ કે અર્ધ જ ગલી દશામા નથી એ તો ચોક્કસ છે હાલના કહેવાતા સુધરેલા આગળ પડતા દેશો જેટલા

પુસ્તક પંડિતો કદાચ આપણે ત્યાં નહિ હોય પરંતુ તેથી બીજા દેશોના જનસમુદની સમજશક્તિ સાથે સરખાવતાં આ દેશનો જનસમુહ ઓછો સમજશક્તિવાળો છે એમ ઠરતું નથી. આ દેશનો સ્ત્રી વર્ગ પણ મનની સાધારણ સમજશક્તિ અક્કલ કે હોંશીઆરીમાં બીજા કોઈ પણ સુધરેલા દેશના સાધારણ સ્ત્રી વર્ગ સાથે સ્પર્ધામાં ઉતરી શકે તેમ છે જેવી રીતે હાલની વિદ્યામાં પ્રવિણ સ્ત્રી વર્ગ ડાકટર શીક્ષક લેખક કે કોઈ અગત્યની સંસ્થાના સંચાલકનું કામ કરે છે અને અનેક ઉદ્યોગો વડે પોતાના તથા જનસમાજના હીતના કાર્યોમાં પ્રવૃત્તિમાન છે તેમ જેને અભણ કહેવામાં આવે છે તેવો સ્ત્રી વર્ગ પણ પુરૂષ વર્ગને તેમના કાર્યોમાં પછી તે મજુરી હો કે ખેતરે રોટલા લઈ જવાનું હો કે દુકાન સાચવવાનું હો કે પછી દેવસ્થાનનો જાગીરનો કે મીલકતનો વહીવટ કરવાનો હો જેવું જેને હોય તેમાં પોતાનાથી બનતી સહાય આપવામાં કોઈ રીતે પછાત નથી એટલુંજ નહિ પણ જ્યાં જ્યાં એકલું તેમને માથે પડેલું હોય છે ત્યાં પોતાના કાર્યો લગભગ પુરૂષ જેટલીજ દક્ષતાથી કરે છે.

આ બધું જોતાં સામાન્ય સ્ત્રી વર્ગમાં પણ ઘણું વ્યવહારીક જ્ઞાન રહેલું જણાય છે જનસમાજના ઉપલા વર્ગોમાંથી નિશાળની વધારે કેળવણી લેવા ના બન્યું હોય તો પણ ઘરની કેળવણીને લીધે તેમનું વ્યવહારીક જ્ઞાન ઘણું વધેલું હોય છે. તે ઉપરાંત આપણી ધર્મ સંબંધી ભાવનાઓ કથાવાર્તાઓ તીર્થયાત્રાઓ વિગેરેથી તેમના મન ઘણા સંસ્કારી બને છે. ગુજરાતના સ્ત્રી વર્ગ સંબંધમાં પૃથ્વીમાં પ્રખ્યાતિ પામેલા બંગાળના મહાન્ સંસ્કારી કવિવર રવિન્દ્રનાથ ટાગોર આ બાબતની પ્રતિતી આપે છે તે તેમનાજ શબ્દોમાં લેઈશું.

"There is a great deal of talk about how to unify the different provinces ann communities into National solidarity. In my late travels in Gujarat when I was received in the houses of my Gujarati friends it was the women of the houses who made me feel that I truely belong to my mother hand. It was the Kind ness which I recived from the hands of the women of the province that linked my heart with the land and I felt that this was the form which would truly unite hearts of all India and the institutions started and maintained by politiee organizations."

આખી હીન્દુસ્તાનની પ્રજાના એકીકરણની બાબતમા સ્ત્રી વર્ગની મહત્તા અને શક્તિ જે આપણે જોઈ જાણી શકયા નહોતા તે આ મહાન સસ્કારી કવિવર જોઈ શકયા છે સુધરેલા સર્વ દેશોની હકીકત જાણનાર આ મહાન કવિવરના આવા 'સર્ટીફીકેટ' થી ગુજરાતી સ્ત્રી વર્ગની દેશના ઉન્નતી ક્રમની સહાયની લાયકાત બાબત કોઈ વાધો ઉઠાવી શકે તેમ નથી ખરેખર સત્યજ કહેવાયલુ છે કે —

' ઝુલાવે પારણુ હાથે ઝુલાવે તેજ દેશને '

"છોકરો કેળવ્યાથી માત્ર એકજ મનુષ્ય કેળવાય છે જ્યારે છોકરી કેળવ્યાથી આખુ કુટુબ કેળવાય છે" આ ઉક્તિ સ્ત્રીઓને કેળવણી બાબતમા શુ ઓછી ચમત્કારીક છે આ સિદ્ધાતની અજ્ઞાનતાનેજ લીધે લોકો કન્યા કેળવણીમા ઘણા પછાત હતા જેમ જેમ આ વાતની ખૂબી જણાતી ગઈ તેમ તેમ એ બાબતની વિરૂદ્ધતા નષ્ટ થતી ગઈ જનસમાજના ઉપલા વર્ગમા તો આ સિદ્ધાતની માહીતીને લીધે કન્યા કેળવણી ઘણા વખત થયા આગળ વધેલી છે અને પુરૂષોના પ્રતિસ્પર્ધા થવાની તૈયારીઓ ચાલી રહેલી છે પરતુ જ્યા ઉચી કેળવણી લેવામા નથી આવતી તેવા સામાન્ય વર્ગમા પણ આ જમાનાના સાધનો- મુસાફરી-તીર્થયાત્રાઓ-ન્યુસપેપર ચોપાનીયા માસીક વિગેરે વાચન, હાલની દુનીયાના અનેક આ નવા બનાવોના યોગરદમ થતા અવાજોના ભણકારા વિગેરે દ્વારા હાલના સ્ત્રી વર્ગમા અનેક પ્રકારે જાગૃતી આવી છે તે એટલે સુધી કે અનેક સસ્થાઓ, મડળીઓ, ક્લબો, સ્ત્રી વર્ગો ઉભા કરી, પોતાના હીતને લગતા વિષયોની ચર્ચા કરી તેમને લગતા ઘણા વિકટ પ્રશ્નોના નિરાકરણ કરવા માડયા છે સુધરેલા દેશો પ્રમાણે આ દેશમા પણ સ્ત્રીઓની અનેક સસ્થાઓ તેઓના હીતના કાર્યો ઘણી વેગ ભરી હીલચાલોદ્વારા કરવા મડી પડી છે, રાજદ્વારી હીલચાલોમા પણ પૂર્ણ ઉત્સાહથી ભાગ લેવા માડયો છે, પોતાના હકો તથા દુખો બાબત મીસ પીટીટ તથા સરોજીની નેડુ જેવી પ્રખ્યાત સ્ત્રીઓ ઇગ્લાડ સુધી જબરી જુબેસ ચલાવીરહ્યા છે યુરોપના મહાન યુદ્ધે સ્ત્રી વર્ગની અગત્યતા ઘણી આગળ આણી છે ઇગ્લાડનીજ વાત કરીએ તો લડાઈ દરમ્યાન પુરૂષ વર્ગની પ્રવૃત્તિના ઘણા સ્થાનો તેઓએ ઘણી કુશળતાથી લીધા હતા એટલુજ નહિ પણ દેશની આપત્તિનો કાળ સમજી સફ્રેજીસ્ટ જેવી મહા તોફાને ચડેલી ઉન્મત લલનાઓએ પણ પોતાના મતમતારોને યોગ્ય સમય સુધી ઢાકી રાખવાનો ડહાપણભર્યો માર્ગ લીધો હતો અને બીજા તમામ સ્ત્રી વર્ગની સાથે દેશની આપત્તિ ટાળવાના તથા પોતાનાથી બનતી

સહાય આપવાના કામમાં ઘણો ઉત્સાહ બતાવ્યો હતો આ મહાન વિગ્રહ દરમાન્ય જે કાર્ય દક્ષતા ત્યાંની સ્ત્રીઓએ બતાવી તે ના બતાવી હોત તો ઈંગ્લાંડની વિપત્તિનો પાર રહેત નહિ અને જે એકમતથી અને શૌર્યથી શત્રુ સામા બાથ ભીડવામાં આવી તેવી ભીડાત નહી એ ચોકસ છે. સ્ત્રીઓની આ મહાન સેવાથી તેમના-કાર્યોની કદર જાણવા બધી પ્રજા જાગૃત થઈ.

એ મહાન વિગ્રહ સમયની આપણા દેશની સ્ત્રીઓની સેવા પણ ગણત્રીમાં આવે તેવી હતી. જુદી જુદી સ્થાપિત સંસ્થાઓદ્વારા ફંડ ઉભા કરવા ઉપરાંત લશ્કરમાંના ઘાયલ થયલા સીપાઈઓને ઉપયોગની ઘણી ચીજો પોતે તૈયાર કરી ઘણા જથામાં મોકલવામાં આવેલી અને આ બાબત યોગ્ય સ્થળેથી આવી સહાય આપવા બદલ તેમના કાર્યની પ્રસંશા પણ થયલી છે.

વેદના ઘણા જુના કાળથી આપણા દેશમાં સ્ત્રી વર્ગને ઘણી માનની જગ્યા આપવામાં આવી છે. પાશ્ચિમાત્ય દેશની કહેવાતી સમાનતા કરતાં ઘણી ઉચ્ચી પદ્ધિ આપણા શાસ્ત્રકારોએ સ્ત્રી વર્ગને આપેલી છે. મનુ મહારાજ આપણા પ્રખ્યાત સમાજશાસ્ત્રી કહે છે કેઃ—

"પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુંદરિ"

દેવોના નામોચ્ચારણ, "સિતારામ, રાધાકૃષ્ણ, ઉમામહેશ્વર" માં પણ સ્ત્રીઓનું નામ પ્રથમ મુકવામાં આવેલું છે. કન્યાજન્મ વખતે "લક્ષ્મિબાઈ પધાર્યાં" એમ સન્માનપૂર્વક કહેવામાં આવે છે મોટી દેવીઓ અને શક્તિના નામો સ્ત્રી વાચક છે, લક્ષ્મિ સરસ્વતિ-અંબા-કાળીકા-બહુચરા-વિગેરે-પ્રખ્યાત સ્વામિ વિવેકાનંદના ગુરૂ રામકૃષ્ણ પરમહંસ-પ્રભુને માતારૂપેજ પૂજતા અને જોતા. દેશને પણ "માતૃભૂમિ-હીંદમૈયા" કહી નમન થાય છે. હીન્દુશાસ્ત્રોમાં સ્ત્રીઓનું સ્થાન તેના માતૃત્વના અંશમાં ઘણું ઉચુ છે. ઘરને ઘર ન ગણતાં ગૃહીણીને ઘર ગણવામાં આવે છે. જેમાં પ્રાધાન્યપણું સ્ત્રીનું છે એવા ગ્રહસ્થાશ્રમને શ્રેષ્ઠ આશ્રમ કીધો છે. જે દેશમાં ગાર્ગી મૈત્રેયી-લીલાવતી જેવી સમર્થ વિદુષિ લલનાઓ થઈ છે. જ્યાં સિતા-તારા-દમયંતી-મીરાંબાઈ વીગેરે આદર્શરૂપ ગણાઈ હરહંમેશ સ્મરણમાં લેવાય છે અને જે દેશના ભુષણરૂપ આવી સ્ત્રીઓ છે ત્યાં સ્ત્રીઓ પ્રતિ માન નથી એ કહેવું એ માત્ર અજ્ઞાનતાજ છે. પ્રતિષ્ઠિત સ્ત્રીઓ સારૂં વેદના અને પુરાણના જુના કાળ સુધી જવાની ખાસ જરૂર નથી. ચાંદબાઈ-અહલ્યાબાઈ હોલકર અને રજપુત સમયની શૌર્યતાની આત્મભોગની, અનેક કહાણીઓથી આપણો ઈતીહાસ ભરપૂર છે. છેક હાલના સમયની વાત કરીએ તો ભોપાળની બેગમ-નંદકુંવરબા-જાનકીબાઇ-જમના

બેન સફઈ-રમાબાઈ રાનાડે સરલાદેવી-સરોજની નૈડુ-તોરદત્ત-અનસુયા-કસ્તુર બેન નાની બેન ગજ્જર અને બીજી સારી રીતે પ્રતીષ્ઠિત થયલી અનેક લલનાઓ છે ગામની-શહેરની પ્રાતની કે દેશની એવી કોઈ જાહેર મીટીંગ નહી હોય કે જેમા સ્ત્રી વર્ગે ભાગ લીધા ના હોય હાલ કેવળ સ્ત્રીઓથીજ ચાલતી ઘણી સસ્થાઓ છે હાઈ સ્કુલો અને કોલેજોમા તેઓની હાજરી ખાસ જણાઈ આવે તેવી થવા માડી છે તેઓને સારૂ ખાસ જુદી હાઈ સ્કુલો તથા કોલેજો ઉઘાડવાના પ્રયત્નો ઠેરઠેર થવા માડયા છે તેથી વધી તેઓની 'યુની વર્સીટી સ્થાપવા પણ પ્રયાસ થાય છે પોતાનુ જીવન સર્વસ્વ જેણે ભારત મૈયાને ચર્ણે અર્પણ કર્યુ છે તેવી શ્રીમતી એનીબેસન્ટ તથા પુનાવાળા સ્ત્રી ઉન્નતિના સાચા મીત્ર પ્રો કર્વેના પ્રયત્નો ઘણા જાણીતા છે પૃથ્વિના સર્વ સુધરેલા પ્રદેશોમા એની બેસન્ટની વક્તૃત્વ શક્તિ તળસ્પર્શી બુદ્ધિ તથા દરેક વિષયગ્રહણ-કરવાની શક્તિના વખાણ થઈ રહ્યા છે જે ઉમ્મરે સાધારણ માણસ શરીર તથા મનની અશક્ત દશા અનુભવતો હોય તેવી વૃદ્ધ ઉમ્મરે પણ સસારચક્રના વિચિત્ર અનુભવોથી ઘડાયલી તથા વિચારોના અનેક રગોથી રગાયલી આ વિદુષિ બાઈ પોતાની તીવ્ર મગજશક્તી-સતત ઉદ્યોગ-ખત-અને સમય અનુકુળ જાગૃતીથી દુનીઆને છક કરી રહી છે આવી રીતે હાલના તવિન યુગના વાતાવરણમા સ્ત્રીઓએ પોતાની વેન ભરી અનેક હીલચાલો દ્વારા* પોતાની મહત્તા સ્થાપિત કરી છે અને તેથી જણાય છે કે આ નવા યુગમા કર્મ યોગની મહત્તા સ્ત્રી વગ પણ યથાસ્થિત સ્વિકારવા માડી છે

---

* થોડા વખત ઉપર મુબઈ મ્યુનીસીપાલીટીમા સ્ત્રીઓને દાખલ કરવા સામેનો થવાનો અવરોધ કાઢી નાખવા તમામ સ્ત્રી મડળોની સભા મળી હતી તે મડળોના નામ જાણવાથી તેઓની સસ્થાઓ તથા તેઓના કામનો સહેજ ખ્યાલ આવશે

(૧) ગુજરાતી હીંદુ સ્ત્રી મડળ (૨) ધી બોમ્બે પ્રેસીડસી વીમેન્સ કાઉન્સીલ (૩) ધી એસોશીએશન ઓફ ધીબ્રીટીશ યુનીવર્સીટી વીમેન ઓફ ઈન્ડીયા (૪) ધી બોમ્બે પ્રેસીડન્સી વીમેન ગ્રેજ્યુએટસ યુનીઅન (૫) ધી હીન્દુ લેડીઝ સોશ્યલ કલબ (૬) ધી વીમેનસ ઈન્ડીઅન એસોસીએશન (૭) ધી સેવાસદન સોસાયટી (૮) પાથારે પ્રભુ મહીલા સમાજ (૯) હીન્દુ મહીલા સમાજ (૧૦) ભગીની સમાજ (૧૧) જૈન મહીલા સમાજ (૧૨) વનીતા વિશ્રામ (૧૨) ધી યગ વુમન્સ ક્રીસ્ચીઅન એસોસીએશન (૧૩) શ્રાવીકા આશ્રમ અને (૧૪) સ્ત્રી જરથોસ્થી મડળ

આ નવા જમાનાની સ્ત્રી વર્ગની પ્રવૃત્તિમાં આપણી ન્યાતના સ્ત્રી વર્ગ સંબંધે કાંઈક નીરીક્ષણ કરવું ઉપયોગી થઈ પડશે. આત્મપરિક્ષા એ જ્ઞાનનું પહેલું પગથીઉં છે.

આપણી ન્યાતના પ્રતિષ્ઠિત દેસાઈજીના કુટુંબની સતીની હકીકત ઘણે ભાગે જાણીતી છે. ગુજરાતના પ્રખ્યાત સદ્ગત સાક્ષર ગોવર્ધનભાઈએ એજ કુટુંબના સંબંધમાં સતી ચુનીની હકીકત એ એજ લેખ પ્રગટ કરી આપણી ન્યાતને ઘણી આભારી કરી છે. ભણેલા અગર અભણ એવા આપણી ન્યાતના સ્ત્રી વર્ગે અત્યારા સુધી આપણા ઉન્નતીક્રમમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. અને પોતાના માતૃપદને ઘણું શોભાવ્યું છે એમ કહેવાને કાંઈ વાંધો નથી. તેઓએ પોતાનો ધર્મ બરોબર ના સંભાળ્યો હોત, પોતાની પ્રજા સમય પ્રમાણે ઉછેરવાની કેળવવાની કાળજી રાખી ના હોત તો જે અગ્રગણ્ય સ્થિતિ આપણી ન્યાત ગુજરાતમાં ભોગવતી આવી છે તે અત્યાર સુધી કાયમ રહેત નહી. હાલના નવા યુગની તથા ભવિષ્યના સ્ત્રી વર્ગની આપણી ન્યાતની સ્થિતિ જાણવા સારૂ હાલની બાળાઓની પ્રવૃત્તિની દીશાઓ જાણવાની જરૂર છે. જ્ઞાતિહીત સંબંધે તથા પોતાને લગતા પ્રશ્નો વિચારવા આપણા સ્ત્રી વર્ગનો ઉત્સાહ કેવો છે તે જ્યારે આપણી ન્યાતની પરિષદો ભરવામાં આવતી હતી ત્યારે મહિલા પરિષદો ભરી તેમાં ઘણી અગત્યની બાબતો ઉત્સાહથી રસ ભરેલી રીતે ચર્ચા બતાવેલો છે. મહિલા પરિષદોના પ્રગટ થયેલા રીપોર્ટો વાંચવાથી આજે પણ તે જણાય તેમ છે. પરિષદો ભરાતી બંધ થવાથી જ્ઞાતિહીતના ઘણા પ્રશ્નો ચર્ચાતા બંધ પડયા છે. એ ઘણી ઉપયોગી અને સુતેલી સંસ્થાને જાગૃત કરવાનો પ્રયત્ન પ્રવૃત્તિમાં પ્રવિણ અને જ્ઞાતિનો મોટો સમુહ ધરાવનાર અમદાવાદ માથે લેતો સહેજમાં બને તેમ છે. ઘણાઓના મનમાં એ બાબત છે એમ ત્રિમાસીકમાં થયેલી સુચનાઓથી જણાય છે અને તેથી આશા રખાય છે કે બીજી જાહેર પ્રવૃત્તિઓમાં રસભર્યો ભાગ લેનારા અમદાવાદના અગ્રગણ્ય જ્ઞાતિબંધુઓ પોતાની સંસ્થાને સુતેલી નહિ રાખે.

જમાના સાથે આપણો સ્ત્રી વર્ગ આગળ વધે છે કે નહી અથવા કેટલે દરજ્જે વધે તે જાણવા સારૂ ઉપર કહ્યા પ્રમાણે આપણે આપણું લક્ષ હાલની ઉછરતી બાળાઓ તરફ દોરવું પડશે. એ સંબંધે હાલ તરત આપણે તેમને લગતી બે મુખ્ય વાત જોઈશું. (૧) કેળવણી અને (૨) વિવાહ પ્રકરણ જોવાથી તેમની આ જમાનાની પ્રવૃત્તિનો ઘણો ખ્યાલ આવશે.

૧૯

આપણી ભારતભૂમિમા પ્રથમ ન્યા પ્રમાણે સ્ત્રી વર્ગ તે માન એથી ત્રણ ટકાજ ભણેલો હોય છે તે જોતા આપણી ન્યાત ઘ ી ભાગ્યશાળી કહે વાય પાછલા વ ખતમા જ્યા સુધી નજર નાખી શકાય યા સુધી ને સ બ ધ આપણે ગ ર લેવા જેવુ છે કારણ કે એ વ ખતમા આપ ો સ્ત્રી વર્ગ સોએ સો ટકા ભણેલો હતો એમ કહેવાને કદાચ કોઈને સકોચ લાગતો હોય તો સે કડે પ ચાણથી આઠાણું ટકા તો ભ ણતો હતા એમ કહી શકાશે હાલમા તો આપ ી તમામ બાળાઓ ભણવામા વહેલા આ ાળ પડતો ભાગ લે છે એ સુવિદિત છે જુની ગુજરાતી નિશાળોમાથી આગળ વધી મી લ સ્કુલ હાઈ સ્કુલ અને કોલેજની કેળવણી પા ા લેર મા ી છે એટલુ જ નહી પણ નવી રીતે કેળવાયલો સ્ત્રી વર્ગ સાહિ ય વિષયમા ઘણો રસ લે છે (ત્રિમાસીકમા પણ સ્ત્રી વર્ગના લ મ ગ ઘણા ગાવતા મા ો છે) અ ય રચે છે જાહેર મોટી ગોમા ભાગ લે છે વિદ્વત્તાભર્યા ભાષણો આ ર છે સ સ્થાઓ ચલાવે છે નાનાં છોકરા છોકરીઓને પોતાની જાતે ભણાવે છે આ બધી વાતો જાણી ોન આન દ નહિ થાય?

આસપાસની હકીકત જોતા આપણે કહેવુ પડશે કે કેળવ ણીનો આપણી ન્યાતનો ઉત્સાહ અને વેગ ઘણો ઝડપી કે જબરો નહોતો પશ્ચિમા ય જ્ઞાન પ્રથમ ગ્રહણ કરનાર પારસી સ્ત્રી વર્ગ હાલની કેળવ ણીમા ગળ વધ્યા ને ઘણો કાળ થઈ ગયો છે આપણી બહેનમા ગણાતી નાગર કોમમા સ્ત્રી ગ્રેજ્યુએટ થયાને પણ ઘ ો વ ખત થઈ ગયો છે આપણી ન્યાતની બાળાઓને હાલના અંગ્રેજી શીક્ષણમા પ્રવેશ કર્યું તો ગાઢ દશ વર્ષ થયા હશે હાલની બાળાઓના જ્ઞાનની વૃદ્ધિ સારૂ આપ અમદાવાદનો આભાર માન વાનો છે બાળાઓને એ બાબતમા ઘણુ ઉત્તેજન તથા ઉ સાહ તથા સહાય આપવા બાબત તથા એ બાબતની બધી અનુકૂળતા કરી આપવા સારૂ અમદાવાદનેજ ધ યવાદ આપવો ઘ ટે છે આ બાબતમા અમદાવાદમા કેટલીક વિશેષ અનુકૂળતાઓ પણ હતી મુબઈ શીવાય એવી અનુકૂળતા મળવી મુશ્કેલ પડે આપણી ન્યાતની મુ બઈની પ્રવૃત્તિઓથી કેટલીક બાળાઓને ભણવાની બાબતમા ઘ ણી અનુકુળતા થઈ તેના પરિણામ પણ જ ણવા માડયા છે ત્રિમાસીકનો છેલ્લો અ ક જોવાથી જણાશે કે યુનિવર્સિટીની લગભગ દરેક આરંભની પરિક્ષામાં અક એક બાળા પસાર થાય છે અને બાળાએ બી જી ની પરીક્ષા પણ પસાર કરી છે હવે થો ા વખતમા એકથી વધારે સ્ત્રી ગ્રેજ્યુએટ ધરાવવા આપણી ન્યાત ભાગ્યશાળી થશે

*બાળાઓના હાલના જ્ઞાનની આવી પસારવી નોંધ સાથે એક સુચના કરવાની ખાસ અગત્ય છે કે જ્ઞાન ગમે ત્યાંથી ગમે તેટલું દરેકે હાસલ કરવા વાંધો નથી પરંતુ જો તેઓ સાથે સાથે પોતાના ધર્મ તરફ પણ દૃષ્ટિ રાખતા જાય તો "સુવર્ણમાં સુગંધનો" યોગ થાય એ વાત હરહંમેશ તેઓએ પોતાની દૃષ્ટિ સન્મુખ રાખવી જોઈએ. મનુષ્યધર્મ જે પૃથ્વીપરના કોઈ પણ ધર્મ કરતા વધારે શ્રદ્ધાથી દૃઢ મનથી અનેક દૃષ્ટિ વેઠી હજારો વર્ષથી જાળવી રાખી માતાઓએ તેમને વારસામા આપ્યો છે તે પવિત્ર ધર્મના વારસા સાથે પોતે જન્મેલી છે, હીન્દુધર્મની ભાવના જેના રગેરગમા વહે છે તેવી પોતે હીન્દુ બાળાઓ છે, આર્ય કન્યાઓ છે જેઓની ઉત્પત્તિ મહાન ક્ષત્રિય કુળોમાંથી થયેલી છે જેઓનું ગોત્ર મહાન ઋષિઓથી સ્થપાયલું છે. આ વાતો શું હાલના જ્ઞાનના પડદા તળે ઢાંકી દેવા જેવી છે? આખી પૃથ્વીના ઈતિહાસમા જેનું ચારિત્ર્ય અદ્વિતિય અનુપમ ઠરેલું છે એવી સાધ્વિ સતિ સીતા જેવી પતિવ્રતાનું દૃષ્ટાંત જેના આગળ હંમેશ ખડું છે તે આર્યાવર્તનું—હીન્દવાણીનું—ક્ષત્રાણીનું ગૌરવ કોઈ રીતે હલકું ન પડે—એ દરેક બાળાએ ખાસ લક્ષમા રાખવા જેવી વાત છે. વંશપરંપરાથી ઉતરી આવેલો ધર્મ એ પ્રથમની અગત્યની બાબત છે અને હાલનું જ્ઞાન તો માત્ર અર્થ છદની પુરતુંજ સાધન છે* એ વાત તેઓએ હંમેશા મનમા રાખવી જોઈએ †

---

*સરૂપાદેવી, સરોજની, રમાબાઈ, જમનાબેન માફક તેઓએ શુદ્ધ હીન્દુ સ્ત્રીઓ તરીકે ખ્યાતિ મેળવવાની છે.

†The Indian woman has had bequeathed to her a heritage which in point of its richness and grandeur is second to that of no other woman on the face of the earth. This heritage requires to be freed from the encumbrances with which ignorance superstition and hard shielded 'custom' surrounded it and obscured its lustre and to be brought once again to light so that the Indian woman too may make her own contribution to the progress and enrichment of humanity.'

(The Bombay Chronicle)

30-8-20

યુગમા કન્યા કુવારી રહી જશે એવી વાસ્તી નહોતી તેમ વરના સબધમા પણ એવી બીક નહોતી પોતાના છોકરા છોકરીનો ઘણી નાની વયમા વિવાહ કરી વહેવાઈ વહેવાણનો સબધ બાધવા લગભગ દરેક માબાપ આતુર હતા વર કન્યાને અરસપરસ જમવા તેડી વાર તહેવારે યોગ્ય ભેટો આપી વહેવાઈ વહેવાણો સસારમા પોતાના છોકરા છોકરીનો સબધ બાધવાની સાર્થકતા અનુભવતા, અરસપરસના સબધનો સ્નેહ અનુભવતા અને પરગામ સબધ બાધ્યો હોય તો વરવાળા ઘણી હોશથી જાન માઢતાં

'વર કન્યા વિવાહ વિચાર'ના બીજા યુગમાં છોકરા છોકરીની ઉમ્મરમા સ્હેજ વધારો થયો છે નાની ઉમ્મરના વિવાહ બધ થવા માડ્યા વરવાળા તથા કન્યાવાળા પોતપોતાને ફાવતે રૂપે પરપુછ કરી વિવાહ સબધ બાધતા આપ લેનો, જમવા જમાડવાનો વહેવાર પ્રથમ યુગ પ્રમાણેજ ચાલતો વહેવાઈ વહેવાણોનો સબધ સ્નેહભર્યો આ યુગમા પણ હતો અને વરવાળાની જાન પરગામ ઘણી હોશથી જતી આ બન્ને યુગોમા વિવાહ અને લગ્ન વચ્ચે ઘણો કાળ જતો

'કન્યા વિવાહ વિચાર"ના ત્રીજા યુગની તે પછી શરૂઆત થવા માડી વિવાહ કાળ આગળ ઠેલાતો ગયો છોકરા છોકરીઓ મોટા થવા માડ્યા છોકરાઓએ ભણવા માડ્યુ, હાઈસ્કુલોથી કોલેજોમા જવા માંડ્યું 'વહેલા વિવાહ થવાથી છોકરાઓ ભણી શકતા નથી' એ વિચારને આ યુગમા ઘણુ પ્રાધાન્ય મળ્યુ એટલે પૂરેપૂરા ભણ્યા વગર વિવાહ સબધ બાધવો નહિ એવો આગળ પડતા વિચારવાળાઓનો નિશ્ચય થયો છોકરાઓના વિવાહનો આવી રીતે અટકાવ થતા છોકરીવાળાઓ તરફથી તેમની પડપૂછ થવા માડી ભણતર પ્રમાણે મોંઘાઈ વધવા માડી ભણતર પ્રમાણે ભાવ વધવા માડયા છોકરાઓ તરફથી જેમ "પરણવુ નથી પરણવાની ઉતાવળ નથી અમુક ગુણ વાળી કન્યા જોઈએ અમુક છોકરી ગમતી નથી ભણી રહ્યા પછી પરણાશે આવુ આવુ કહેવાવા માડ્યુ, તેમ તેમ પોતાની છોકરીને વેળાસર પરણા વવાના વિચારવાળો જુનો વર્ગ વિવાહ સારૂ અનેક પ્રકારની તજવીજો કરવા મડ્યો અનેક પ્રકારની લાલચો આપવા મડ્યો છોકરાવાળા કહે ત્યારે કહે ચા લગ્ન કરવા કબુલત આપવા માડી છોકરાઓને બદલે છોકરીઓની જાનો કાઢવાનો વખત આવી લાગ્યો પ્રથમના બે યુગ પ્રમાણેના વિવાહ સબધના આનદ મહાલામહાલી વહેવાઈ વહેવાણોમા રહ્યા નહી નશિબમા ખોટીયુગ

હોવાના સંબંધથી "વર વેચાણ"ની ભાંજગડોને લીધે મન ઉંચાં થવાના પ્રસંગો પણ આવેલા. પ્રથમના એ યુગ માફક માતાપીતાની મરજીને માન અપાતું ઓછું થતું ગયું. માત્ર શુભ વાત એટલી હતી કે કન્યાને પરણવા પોતાને ગામ બોલાવતા-પણ પોતાને ઘેર લગ્નવિધિ ન કરાવતાં કન્યાને ઘેર થવા દેતા. વરની મોંઘાઈને લીધે વરના ભણતરને લીધે વરોના બજારે ભાવની શરૂઆત થઈ. આ યુગનો બજારે ભાવનું લક્ષણ આપણી ન્યાતના સામાન્ય અને વિવેક વિચારવાળા વર્ગને અનુકુળ નહિ આવવાથી તેની વાતો થવા માંડી-ઓછો ઓછો બડબડાટ શરૂ થયો-કેટલાક શોર બકોર થવા માંડયો-આગળ વધી પોકાર પડવા માંડયા-આ બધી વાતોનું સાક્ષીભુત આપણે ન્યાતની સારી માઠી વાતોનું નોંધનાર આ ત્રૈમાસીક બન્યું. ઉપલી બધી વાતોમાંની ઘણીકના પડઘા તેમાં પડવા માંડયા. ન્યાતને હીણું લગાડનારી-કેળવાયેલા જનસમુહને-ઉંચી ગણાતી ન્યાતને અને ઘણા ગ્રેજ્યુએટ ધરાવતા પુરૂષ વર્ગને શરમાવનારી તથા બીજી ન્યાતોના જનસમુહમાં આપણી પ્રતિષ્ઠાને હાની કરનારી આ બજારભાવની રીત તેની અદ્ભૂત લલચાવનારી માયાને લીધે, એકવાર પકડેલી, તેના અવગુણો જાણ્યા છતાં વ્યસન માફક સજડ બાઝેલી છે-છોડેલી છુટતી નથી; તેના દુર્ગુણોનું ભાન થયાં છતાં તેની માયામાંથી મોહક શક્તિને લીધે તે દૂર થતી નથી. લક્ષ્મીમય હોવાથી દુનિયાદારીમાં રચીપચી રહેલા માણસોનો ત્યાગ કરવી દુર્લભ થઈ પડી છે એ સંબંધે સોંધવાળા મી. ગારડાનીનો વિચાર બહુ મનન કરવા જેવો છે.

"Our efforts for woman's edcation are entirely inadequate to the magnitude of our task. The institution of our marriage requires to be reformed in its entirety for the disabilities from which woman suffers in that regard and absblutely intolerable. The Dowry system as it exists in most of the communities is a disgrace to our manhood and must go. It is a shame that the educated youths should allow themselves to be sold."

પહેલા અને બીજા યુગ કરતાં "લગ્નની ભાવના" આ ત્રીજા યુગમાં બદલાયેલી જણાય છે તો હીન્દુ લગ્નની ખરી ભાવના શું છે એ ત્રીજા યુગની સમાપ્તિ તથા ચોથા યુગના આરંભ પહેલાં જાણવું જરૂરનું છે. એ ભાવના એક સ્થળે આ પ્રમાણે કહેવામાં આવી છેઃ—

એ યુગના ચોથા અગર છેલ્લા ચરણમાંથી પસાર થઈએ છીએ તે વિષે બોલીશું. ઉપર કહ્યા પ્રમાણે "ખજુર ભાવના" પડધા ત્રિમાસીકમાં પડવા માંડયા હતા. જુદા જુદા ભણતરના ભાવ નોંધાવા માંડયા હતા. વિચારશીળ વર્ગ એ વાતની વિરૂદ્ધ હોવાથી એ રીત શી રીતે બંધ પડે, આ કઢંગી સ્થિતિમાંથી શી રીતે મુક્ત થવાય તેનું એ વર્ગને ચિંતન થવા માંડયુ. છોકરીઓ તથા તેના માતાપીતા સારૂ આ ઘણો ગુંચવણીયો પ્રશ્ન હતો. આ રૂઢીની દુષ્ટતા તથા દુઃખ બંગાળામાં એટલા તો અસહ્ય થઈ પડેલાં કે તેના અટકાવ સારૂ એક નિર્દોષ કન્યાએ "આત્મ બળિદાન"નો પ્રયોગ અજમાવાનું સાહસ ખેડયું હતું. વ્યવહાર કુશળ ગુજરાતને આ રસ્તો અનુકુળ આવે તેમ નહોતું. એવો છેલ્લો ઉપાય અજમાવવાનો સમય આવતા પહેલાં તે કામ બીજે કયે રસ્તે બની શકે તેનો વિચાર થઈ નિકાલ કાઢવા પ્રયત્નો થયા. અને તેમાં કેટલીક ફત્તેહ પણ મળી ને છોકરાઓએ ભણવાથી પોતાની કીમત વધારી હતી. પરણવાની વાત મુલતવી રાખી ભાવ ચઢાવ્યા હતા. તેજ રસ્તે જવાનો Tit for Tat એ ન્યાયે છોકરીઓએ નિશ્ચય કર્યો. છોકરાઓને પરણવું નહોતું, તો છોકરીઓએ પણ પરણવાનું મુલતવી રાખવા માંડયું. છોકરાઓએ ખૂબ ભણવા માંડયું ત્યારે છોકરીઓએ પણ હાઈસ્કુલ કાલેજોમાં જવા માંડયું. પરણવાની ઉમ્મર છોકરાઓએ વધારી તો છોકરીઓએ પણ પરણવાની ઉતાવળ કરી નહીં. છોકરાઓએ ભણેલી છોકરી પસંદ કરવા માંડી તો છોકરીઓએ પણ વધારે ભણેલા તરફ દ્રષ્ટિ દોડાવા માંડી. આવી રીતે એક બીજાની સરસાઈ થવા માંડી અને છોકરીઓએ પોતાની ઉમ્મર એટલી વધારી કે છોકરાઓને કુંવારા રહી જવાની ધાસ્તી ઉત્પન્ન થઈ. છોકરીઓએ એક પ્રકારનો સત્યાગ્રહ આરંભ્યો. વિવાહ પ્રકરણના ત્રીજા યુગના છેલ્લા ચરણનું આ એક એવું પગલું હતું કે જેની તાત્કાળીક અસર થયા વગર રહે નહીં. આત્મિક બળનો કદી વ્યથા વ્યય થતોજ નથી, તેનું શુભ પરિણામ આવ્યા વગર રહેતુંજ નથી. એક ઘણી મોટી ઉમ્મરની બાળાએ ગ્રેજ્યુએટ સાથે પરણવાનો દ્રઢ સંકલ્પ કર્યો હતો તે એટલે દરજ્જે ફળીભૂત થયો કે તેને ડબલ ડીગ્રીવાળો વર મળ્યો.

જ્યાં બજાર આપ લેની નીતિ (Demand and supply) ગ્રહણ થાય ત્યાં તેની અસર પણ તેજ પ્રમાણે થાય. છોકરા મોંઘા થયા ત્યારે તેમની કીમત પુછાતી હતી, છોકરીઓએ જ્યારે પરણવાનું મુલતવી રાખવા માંડયું, ભણવા માંડયું, કુંવારી જીંદગી ગાળી શકાય–સ્વતંત્ર જીવન ચાલ્યા કરે એવી તૈયા-

તેટલો થોડો છે. તેઓએ દ્રઢ મનથી મોટી ઉમ્મર થતાં સુધી કુંવારા રહેવાનો તથા ભણવાનો સંકલ્પ ના કર્યો હોત તો વરોના બજાર ભાવોમાં ઘણી તેજી–મીઓના શેરોમાં હાલમાં છે તેવી-લેવાનો પ્રસંગ આવત અને તેને સારૂ ત્રીમાસિકમાંથી ખાસ ભાવો વારંવાર પ્રગટ કરાવવાની ફરમાસ કરવી પડત. એટલુંજ નહીં પણ અત્યાર સુધીમાં હીન્દુ સંસારમાં કહેવાતું આવ્યું છે કે "ડોસો કુંવારો મરે પણ ડોસી કુંવારી ના મરે" એ કહેવત ખોટી પડત. વિવાહ પ્રકરણનો ગુંચવણીયો પ્રશ્ન આ રીતે શારદા પુજનની હોંસીલી–સરસ્વતિ સેવાની શ્રદ્ધાળુ બાળાઓએ પોતે પોતાને ફાવતી રીતે વિદ્વાને વેચ્યા વિના કેટલેક દરજ્જે ઉકેલ્યો છે.

"કન્યા વર વિવાહ વિચાર" આ વિવાહ પ્રકરણનો ચોથો યુગ આપણે કલ્પેલો છે તેમાં કન્યાદાનની પ્રાધાન્યતા જણાશે. વરોની યોગ્યતાના વિચાર થશે. બજાર ભાવની ભાવના નષ્ટ થશે. દેહ લગ્નના વિચારો ઘણે અંશે રહેશે નહિ. કન્યાને સ્થાનકે-અથવા બન્ને પક્ષને અનુકુળ સ્થળે લગ્નવિધિ થશે વહેવાઈ વહેવાણોમાં ઉંચા મન થવાના પ્રસંગો નહીં રહે, કેમકે "લક્ષ્મી" માયાનો પ્રભાવ ઓછો થઈ જશે. વર-કન્યા તથા વડીલ વર્ગ એ ત્રીપુટીના વિચારનો ત્રીવેણી જેવો પુણ્યમય પવિત્ર સંગમ થશે. દેહ લગ્નની ભાવના નષ્ટ થતાં તેના અનુસંગી રીતી રીવાજો "પ્રેઝંટ" વિગેરે તથા ક્રીયાવિધિ પણ વધારે શુદ્ધ પવિત્ર અને ઉત્તમ બનશે. શુદ્ધ શાસ્ત્રીય રીવાજો, ક્રીયાઓ, કર્મો તરફ હાલનો અણગમો દૂર થઈ વીસમી સદીમાં રહેતાં છતાં, પાશ્ચિમાત્ય જ્ઞાન ગ્રહણ કર્યા છતાં પોતે ઋષિપુત્રીના પવિત્ર કુળોથી ઉતરી આવેલા છે તેથી જેવી રીતે તેમના કોર્ટના દાવા "હીન્દુ લૉ" પ્રમાણે ચુકવાવે છે તેવી રીતે તેમના સંસ્કારમાં પણ શાસ્ત્રોક્ત વિધિઓજ પસંદ કરશે. આવું થશે ત્યારેજ લગ્નસરાના વિષયના ગયા અંકના લેખકની ઉત્તમ લગ્નો લેવાની આશા ફળીભુત થશે. આવા શુભ પરિણામની ગતિ ત્વરિત કરવા સારૂ વર કન્યા તથા તેમના વડિલ વર્ગ એ ત્રણેના શુભ વિચાર, શુદ્ધ સંકલ્પ તથા અરસપરસના સ્નેહ તથા વિશ્વાસની જરૂર છે

જે ન્યાતમાં જ્ઞાન મેળવવાની ઉત્કંઠા ધરાવનારી શારદાપુજનની શ્રદ્ધાવાળી અને સરસ્વતિની અનન્ય ભાવે સેવા કરનારી દ્રઢસંકલ્પવાળી બાળાઓ છે તે ન્યાતના સ્ત્રી વર્ગની ભવિષ્યની ઉન્નતિનો પ્રશ્ન ક્યાં રહે છે? તેઓના પ્રશ્નો ઉકેલવા તેઓજ શું સમર્થ નહીં થાય? ઉત્તમ જ્ઞાન, દ્રઢસંકલ્પ સુવિચાર અને શ્રદ્ધાથી શું નહિ બને? ઉમંગ ઉત્સાહ-ઉદ્યોગ, અને હોંશ શું નહીં કરી શકે?

સ્ત્રીઓના ઉત્સાહના આ નવા યુગમા પુરૂષ વર્ગે તેમને દુનીઆના ધાર્મિક સાસારીક-રાજદ્વારી પ્રશ્નોથી દૂર રાખવાની અત્યાર સુધી જે નિતિ પોતાના સ્વાર્થને, અજ્ઞાનતાને, કે સમજ ફેરને લીધે ચલાવી છે તેવીજ વૃત્તિ હજી નજર રાખી જો તેઓ હવે ચલાવી એ વર્ગના હવેના ઉન્નતિક્રમમા અણધાર્યા અટકાવો-અડચણો-વિઘ્નો-વિક્ષેપો ઉભા કરવા પ્રયત્ન કરશે તો જમાના સાથે આગળ વધવા મ થન કરતી વીરન બાળાઓના એવા ઉદ્દગાર નીકળશે કે —

"સ્ત્રી જાતીની અવદશા પરિહારવાને,
"એવો હુતારાન મહા પ્રકટાવીશુ કે,
"તેની પ્રચ ડ ઉચી જવાળની માહી યારો,
" અજ્ઞાન, સ્વાર્થ વળી દુર્મતિ સર્વ ભસ્મ"

આવો પ્રચ ડ હુતારાન પ્રગટાવવાનો સમય આવતા પહેલાજ સ્ત્રી વર્ગની ઉન્નતિના તમામ માર્ગો મોકળા થાય એ વર્ગ પોતાનું ઘરનુ-ગામનુ-દેશનુ-કુટુ બનુ-ન્યાતનુ-સમાજનુ ધર્મનુ યોગ્ય સ્થાન પોતાની મેળે સ ભાળી લેતો થાય અને સ્વર્ગસ્થ સાક્ષર ગોવર્ધનભાઈના શબ્દોમા કહીએ તો એ વર્ગ પ ડિત, રસજ્ઞ, રાશ્મિમાન, ઉત્સાહવાન, શ્રદ્ધાવાન અને સુ દર બને એવી શુભેચ્છા અને આશા સાથે નવિન યુગનો પ્રેમદા વર્ગની પ્રવૃત્તિનો આ લેખ સમાપ્ત કરીશુ "પાન્થ."

---

જા ન ૨૨૦૨-૫

સુરત, તા. ૨૧ માહે ઓગસ્ટ ૧૯૨૦

મહેરબાન આસીસ્ટ ટ રજીસ્ટ્રાર સાહેબ સહકારી મ ડળીઓ ઉ ત્ત રની ઓફીસ ઘ્યાદી —

**મહેરબાન ડીવીઝનલ ઓનરરી ઓર્ગેનાઇઝર સાહેબ, ભરૂચ.**

સલામ દીગર ગુજરાત બ્રહ્મક્ષત્રીય સહકારી મ ડળીના ઘણા સારા વહીવટની અમે સ તોષ સાથે નોધ લીધી છે અને આશા છે કે તેની સારી પ્રગતી ચાલુ રહેશે

ટીસાબ તપાસની યાદીમા રહેલી સુચનાઓનો અમલ થઈ ગયો છે એટલે તે વીશે કાઈ કરવાનુ રહેતુ નથી

(Sd.) G H Desai
આસીસ્ટ ટ રજીસ્ટ્રાર
સહકારી મ ડળીઓ, ઉત્તર વીભાગ

---

# ધી ગુજરાત બ્રહ્મક્ષત્રીય કોઑપરેટીવ સોસાયટી લીમીટેડનો
## ત્રીમાસીક હીસાબ.

| ભરાયલા શેરોની સંખ્યા. | તે પેટે આવેલા કોલના રૂપીયા દર શેરે રૂા. ૨૦ લેખે. | ડીપોઝીટની આવેલી રકમ. | | ડીપોઝીટ પરત કર્યું. | મુદ્દત દરમ્યાન લોન કેટલા સભાસદને આપી. | લોન તરીકે અપાયલી રકમ. | | વસુલ આવેલી કરજની એકંદર રકમ. | સભાસદની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | પાછલા વર્ષની બાકી. | તા. ૧-૪-૧૯૨૦ થી તા. ૩૦-૬-૨૦ સુધીમાં આવેલા. | | | પાછલી બાકી. | તા. ૧-૪-૧૯૨૦ થી શેરે. | | |
| ૨૧૫ | ૪૩૦૦ | ૫૨૦૦-૧૪-૯ | ૯૨૫-૦-૦ | ૯૨૫-૦-૦ | ૬ | ૯૧૩૦-૯-૦ | ૩૨૨૧-૦-૦ | ૩૧૬૦-૮-૬ | ૫૫ |
| | | કુલ | ૬૧૨૫-૧૪-૯ | | | કુલ | ૧૨૩૫૧-૯-૦ | | |

પ્રવેશ ફીના રૂ. ૨૭૫)
તા. ૨૩-૮-૧૯૨૦.

A. U. Malji.
ચેરમેન.

# ન્યાતની સહકારી મંડળી.

આ મંડળી ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય સહકારી શાખવાળી મંડળી એ નામથી તા ૨ ૮-૧૯૧૮ને રોજ સને ૧૯૧૨ના એકટ મુજબ નોધવામા આવી હતી એની નોધાયલી ઓફીસ ગુજરાતના કેન્દ્રમા ભરૂચ ખાતે આવેલી છે આ મંડળી ૧૯ સભાસદોથી નોધાઇ હતી સભાસદ બ્રિટીશ રાજ્યનો ગુજરાત પ્રાતનો રહેનાર હોવો જોઈએ અને તેણે કમમાકમ એક ૨૨ ધારણ કરવો જોઇએ દરેક શેર રૂ ૨૫)ની કિંમતનો છે અને તે સિવાય પ્રવેશ ફી સભાસદમા દાખલ થતી વખતે રૂ ૫) જુદી આપવી પડે છે કોઈપણ સભાસદ વધારેમા વધારે રૂ ૧૦૦૦)ના શેર ધારણ કરી શકે છે અને મંડળીની સભાઓમા સભાસદ ગમે તેટલા શેર ધારણ કરે તો પણ એકજ મત તે આપી શકે છે મંડળીનો ઉદ્દેશ સભાસદોને સસ્તા વ્યાજે કરજ મેળવી આપવાનો છે અને તે સિવાય સભાસદોને કરકસરથી થાપણ એકઠી કરવા સગવડ આપવાનો છે વ્યાજના દર થાપણના પાચ ટકા અને કરજના સવાછ ટકા ઠરેલા છે મંડળીના રીઝર્વ ફંડની કમમાકમ નીમે રકમ બીજી નોધાયલી મંડળીમા રોકવાનુ ફરજીઆત ઠરેલુ છે

૨—મંડળી સ્થપાયાને આજે બે વર્ષ વીતી ગયા છે અને તેથી કરીને તેની પ્રગતિ કેવી થઈ છે તે એક સ્થળે દર્શાવવા આ લેખ તૈયાર કરેલો છે

૩—મંડળીની પ્રગતિ બરાબર જાણવાને માટે નીચનો કોઠો ઉપયોગી થઈ પડશે

| સાલ | સભાસદની સંખ્યા | શેર વેચાણની સંખ્યા | ભરાયલી શેરની થાપણ | ડીપાર્ઝીટ | ધીરેલુ કરજ |
|---|---|---|---|---|---|
| ૧૯૧૮-૧૯ | ૩૮ | ૧૩૨ | ૧૩૩૦-૦-૦ | ૪૦૦૧-૦-૦ | ૪૬૬૧- ૦-૦ |
| ૧૯૧૯-૨૦ | ૫૩ | ૧૮૩ | ૩૬૬૦-૦-૦ | ૫૫૪૬ ૯ ૩ | ૮૫૪૯-૧૩-૬ |

ઉપલા કોઠાથી સમજાશે કે મંડળીના ઉપયોગીપણાનો વધારો થતો રહેલો છે અને તેનો લાભ પણ સારી રીતે લેવાયો છે

૪—જણાવવાને ભારે સંતોષ ઉપજે છે કે કોઈપણ સભાસદ બાકીદાર નીવડયો નથી સઘળાઓએ પોતાનુ કરજ નિયમીત રીતે અદા કરેલુ છે કરજના હફતા કરજ લેનાર સભાસદની ગમત્યાનુસાર મુકરર કરવામાં આવે

છે, અને તેથી કરીને તેને નાણું પાછું વાળવા માટે બીજું કરજ કાઢવાની કે વધુ અગવડ વેઠવાની ફરજ પડતી નથી.

૫—અત્યાર સુધી જે કરજ ધીરવામાં આવ્યું છે તેમાં મીલકતો સંપાદન કરવા માટે પણ મદદ કરી છે અને કોઈપણ કરજ જામીનગીરી વિનાનું નથી. જે વખતે વ્યાજના દરો વધતા ચાલ્યા છે તેવા વખતમાં આ મંડળીના સસ્તા વ્યાજના દરોની સભાસદો બરાબર કદર કરી શકે છે.

૬—સભાસદોના ફાયદાઅર્થે તેમને એક સગવડ એવી કરી દેવામાં આવી છે કે તેઓ જે રકમ થાપણ દાખલ જમે મૂકે તે ઉપર ચક્રવૃદ્ધિ વ્યાજ દેવું અને આ થાપણ સભાસદ પોતાની જીંદગી દરમ્યાન ઉપાડી શકે નહિ. આવી થાપણ નાનામાં નાની માસીક રૂ. ૨)ની હોઈ શકે. આ થાપણ એક જાતનો વારસના લાભનો વીમો છે અને તેનો લાભ લેવા આમંત્રણ કરવામાં આવે છે.

૭—મંડળીના સભાસદોના ખતપત્ર ઉપર સ્ટામ્પ લાગતો નથી અને કોઈ દસ્તાવેજ રજીસ્ટર કરાવવો પડે તો તેની ફી પણ પડતી નથી નામદાર સરકારે આ બન્ને માફ કરેલા છે. મંડળીની પેદાશ ઇનકમટેકસથી મોકલી છે અને મંડળીના શેર કોઈ માંગનાર જપતીમાં લઈ શકતો નથી તેમ નાદારી કોરટના રીસીવરનો પણ તે ઉપર કાંઈ હક પહોંચતો નથી. સભાસદ ગુજરી જતાં તેનો વારસ મંડળીમાં દાખલ થવા ઈચ્છા રાખતો ન હોય તો મરનારનો કુલ હિસાબ એક વર્ષમાં મુકરર કરી દઈ તેના શેર સુદ્ધાની રકમ વારસને ચુકતે કરી દેવામાં આવે છે. વારસના નામ મંડળીના દફતરે હરકોઈ સભાસદ પ્રથમથી નોંધાવી શકે છે અને તેમ થવાથી આ રકમ ચુકાવા બદલ વારસાઇ તકરારોનો અવકાશ રહેતો નથી.

૮—મંડળીનું રીઝર્વ ફંડ દર વર્ષે નફાના ¼ ભાગથી વધે છે અને આ વર્ષે તે રકમ રૂ. ૬૦૬-૧૩-૧૦ની થઈ છે. રીઝર્વ ફંડ પૈકી રૂ. ૩૦૦-૦-૦ બહાર ધીરેલા અને રોકેલા છે. આનો ફાયદો એ છે કે જરૂર પડતાં ફંડ નોખું હોવાથી તેનો ઉપયોગ કરજ ઉભું કરવા અર્થે થઇ શકે છે. જો તે સભાસદોમાં ધીરાઈ જતું હોય તો આ સગવડ રૂપીઆ વસુલ આવતા સુધીને માટે રહેતી નથી.

૯—મંડળીએ છેલ્લું ડીવીડન્ડ દર વર્ષે દર સેંકડે તેરીખ ટકા ૪ર્રૂના વ્યાજ પુરતું આપેલું હતું

૧૦—દરેક શ્રીમંત જ્ઞાતિબંધુની ફરજ છે કે તેણે આ મંડળીના સભાસદ થવું અને કાંઈક રકમ મંડળીમાં થાપણ તરીકે વ્યાજે મૂકવી આમ થવાથી કોઇને નુકસાનનો સંભવ નથી અને આ કાંઈ ધર્માદા સંસ્થા નથી એટલે મફત માગણી કરતા નથી તેમ સ્વીકારતા પણ નથી એટલે "સ્વાશ્રય"ની તાલીમ પણ લઈ કે આપી શકે તેવું છે

૧૧—મંડળીના નફા પૈકી દશ ટકા જેટલી રકમ કોઈ પણ સાર્વજનીક કામ માટે કાઢી શકાય છે અને ડીવીડન્ડ આપતા કાંઈક વધારો જેઓએ પોતાનું કરજ વખતસર વર્ષ દરમ્યાન અદા કર્યું હોય તેમને અને થાપણ મૂકનાર સભાસદોને પણ બક્ષિસ દાખલ આપવા બનામણ થઈ શકે છે

૧૨—મંડળીનો કારભાર સહકારી ખાતાના ઑડીટર સાહેબ સરવાયું તથા હિસાબ તપાસણીની યાદી તૈયાર કરતી વખતે જોઈને ઘટતી સુચનાઓ કરી શકે છે ટુંકામાં આ ખાતા ઉપર નામદાર સરકારની દેખરેખ પણ છે આથી મંડળીની કાર્ય દક્ષતાને લગતો ખ્યાલ પણ કરી શકાય છે

૧૩—વર્ગણીમાં આ મંડળી વર્ગ (અ)માં એટલે ઉત્તમ કોટીમાં દાખલ થઈ છે અને ઑડીટર સાહેબ તથા બે આસીસ્ટન્ટ રજીસ્ટ્રાર સાહેબે ઉત્તરોત્તર તેના સારા કારભાર બદલે પોતાનો સંતોષ જાહેર કર્યો છે અને તેની પ્રગતિના સમાચાર દર ત્રણ માસે ત્રિમાસીકમાં પ્રગટ થાય છે

૧૪—સહકારિતાની બાબતમાં સારસ્વત બ્રાહ્મણોની મંડળી મુબઈમાં કેવું સારૂં કામ બજાવી રહી છે તે બદલ જ્ઞાતિબંધુએ ફક્ત ગામદેવી રોડ ઉપર એક લટાર લેવાની જરૂર છે આ કામ ફક્ત સહકારથીજ પાર પાડી શકાય તેમ છે અને તેટલા માટે આ મંડળી તરફ સર્વે જ્ઞાતિભાઈઓનું માનપૂર્વક લક્ષ ખેંચીએ છીએ

**અંબાશંકર ઉત્તમરામ મલજી,**

ચેરમેન,

ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કો. ક્રે. સો. લી

## "भाभीने कम दीने."

ધીમે ઉઘડતી મધુરી કળીશી,
સૌભાગ્ય કળી જો ત્હારી ઉઘડતી;
ને પાંદડી પાંદડીએ અનેરૂં,
રમતું મીઠલડું સ્મીત હાસ્ય ત્હારૂં;
તે હાસ્ય ત્હારૂં મીઠડું હંમેશા,
રમતું રહેજો તુજ પાંખડીએ;
તે હાસ્ય માંહી ઉંડા હૃદયનાં,
બંધુ નીરખજો અલૌકીક ભાવો;
જ્યમ સૂર્યમૂખીનું ફુલડું હંમેશા,
પ્રિય સૂર્ય સ્હામું ઢળીજ જાતું;
ત્યમ ઢાળજે તુજ હૈયું અનેરૂં,
તુજ સૂર્ય કેરાં હૈયાંની ઉપરે;
ખીલેલી કુમુદીની જોતાં શશીને,
ભાળી વીકસતી મીઠી તેમ આજે;
સહુ મ્હેક ઢાંકે એવાં મધુરાં,
વીકસાવશો સુસુગંધીત ફુલડાં;
ઉષાની ગુલાબી સુરખી મહીને,
ગીરી શૃંગમાંને, તરૂ પાંદડીએ;
રમી રહી છે જે દીવ્ય જ્યોતી,
અજવાળશો હૈડાં દંપતિનાં.

મહેશ એમ. દેસાઈ.



# "सुधारकनो आत्मनिर्णय."



૧.

ઉમાની તબીયત નરમ રહેતી ને તે સુધારવાને માટે આબુ હવા ખાવા અમે આવ્યા હતા અમે લક્ષ્મિનારાયણના મ દીરમાં રહેતા ને સવાર સાંજ બહાર ફરવા જતા ઘણીવાર "સૂર્યાસ્ત બિન્દુ" ઉપર જતા, ત્યાં કોઈ કોઈ વાર ઘણા માણસો ભરાતાં પણ સૂર્યાસ્ત પછી બધા જતા રહેતા એક દહાડો બેઠક ઉપર હું તથા ઉમા બેઠા હતા, મ્હારી નાની શાન્તા આગળ રમતી હતી શાન્તાની ઉમર બારેક વરસની હતી પણ અમારે મન તો નાનીજ હતી કેમ કે તે અમારૂં રત્ન હતું બેઠકની આસપાસ સુંદર કુદરતી બાગ થઈ રહ્યો હતો. મનુષ્યના ડહાપણે કાંઈ બીગાડ કર્યો નહોતો શાન્તા ફૂલો વીણતી ને પોતાના રૂમાલમાં ભરતી હતી.

ઉમા બોલી, "વ્હાલા, તમે જુઓ છો કે મ્હારી તબીયત દહાડે દહાડે લથડતી જાય છે દાક્તર પણ કહે છે કે સૂધરી શકશે નહી પ્રાણનાથ, મ્હને તો આ શાન્તાનો વિચાર આવે છે આ કુમળા બાળકનું શું થશે?"

"શા માટે ગભરાઓ છો? એમ કાંઈ મૃત્યુ આવતુ નથી. આપણું હવે પાછા અમદાવાદ જઈ બીજા વૈદની દવા કરીશું. મ્હને આશા છે કે તમને આરામ થશે."

"તમે ગમે તેમ કહો પણ આશા પડતી નથી" દુઃખ કેવું છે તે તો હુંજ જાણું. લાગે હવે બે ત્રણ . મહીના દ કાઢું ને જેટલા જલદી પાછા ફરીએ એટલું સારૂં."

"ના; ના. તમારૂં ડહાપણ જોઈતું નથી. મ્હારી છોકરીની હુંજ માલીક છું. તમે સુધારક છો તે હું જાણું છું. તમે હમેશાં આત્મનિર્ણયની વાતો કરો છો. વિધવાઓને પરણાવવાને ઉમંગ ધરાવો છો, ન્યાતબહાર લગ્નના હિમાયતી છો, માટે મ્હારી શાન્તાને ન્યાતમાંજ મ્હારા જીવતાં પરણાવવી છે. માટે મ્હારા વ્હાલા, મ્હારી આટલી વાત ઉપર ધ્યાન આપો. હું બીજું કાંઈ માગતી નથી. મ્હારી શાન્તા પરણેને હું મરૂં ત્યારે તમે આત્મનિર્ણય વાપરજો, ભલે વિધવા પરણજો, ભલે સુધરેલી પરણજો.

"આ શું બોલો છો? તમે સુધરેલાં છો. તમારામાં ને સુધારાવાળી સ્ત્રીમાં શો ફેર છે! તમે મ્હારી સાથે સભાઓમાં આવો છો. સ્ત્રી સુધારા ઉપર ભાષણો કરો છો. મ્હારા વિચારોને ટેકો આપો છો. તમે મ્હારૂં ગૃહસ્વર્ગમય કર્યું છે. તમે અત્યારે શા માટે અકળાઓ છો. અમદાવાદ જઈશું ને ગોઠવણ થશે."

૨.

ઉમા સાધારણ કેળવાયેલી હતી. અને અમારા લગ્ન થયાં ત્યારે હું અંગ્રેજી ચોથું ધોરણ ભણતો. મ્હારી ઉમર તે વખતે અગ્યાર વર્ષની હતી, જ્યારે ઉમા દશ વર્ષની હતી. મ્હારા પીતાજીને કન્યેડાની બ્હીક હતી પણ કુટુંબના બાંધા પ્રમાણે મ્હારૂં કાંઠું મજબૂત તેથી મોટી ઉમરે કન્યેડા જેવું લાગ્યું નહીં. મ્હારા માતુશ્રી જૂના વિચારના હતા ને તેથીજ લગ્નની તેમને ઉતાવળ હતી પણ મારા પીતાજીની ઈચ્છા મ્હને વધારે ભણાવવાની હતી ને તેથીજ લગ્ન વખતેજ મ્હારા સસરાસાસુ સાથે સરત કરેલી કે લગ્ન કરૂં છું પણ આણું મ્હારી મરજીમાં આવશે ત્યારે કરીશ. લગ્ન પછી પાંચ છ વરસ વીતી ગયા. મ્હારી ઉમાને ફકત હું સાસરે જમવા જાઉં અગર તે અમારે ત્યાં જમવા આવે ત્યારેજ જોતો. સત્તર વરસની ઉમરે ઉમાને પહેલું આણું કર્યું. હાલના વખત જેવું તે નહોતું. હાલ તો મોટી ઉમરે પરણે કે નાની ઉમરે પણ તરતજ આણું ને તે વખતે આવી તે આવીજ. પછી હમેશાં અહીંજ રહે છે. તેથી બાળલગ્નના વખતના કરતાં હાલના લગ્નમાં સ્ત્રીઓનું મરણપ્રમાણ વધારે છે. પણ મ્હારી ઉમા તો આણા પછી બે ત્રણ વર્ષમાં જ્યારે જ્યારે બોલાવે ત્યારે બે ત્રણ દહાડાજ રહે. આ વખતે આવી પણ બે દહાડાજ રહી. તે વખતે મ્હારી પરીક્ષા થઈ હતી, પણ પરીણામ જણાયું નહોતું. મારા પીતાશ્રી મ્હારી હીલચાલ ઉપર બહુજ લક્ષ આપતા. હું પાસ થયો. મ્હારા બાપુએ ધાર્યું કે અભ્યાસ થશે નહીં તેથી મને વડોદરે અભ્યાસ કરવા મોકલ્યો. રજામાં

જ્યારે આવુ ત્યારે કોઈ કોઈ વખત ઉમાનો મેલાપ થતો પણ તે પણ નહિ જેવોજ-પણ વીસ વર્ષની ઉમરે ઉમાને સિમત આવ્યુ ને એક પુત્રી થઈ પણ તરતજ ગુજરી ગઈ. હુ બી એ પાસ થયો તે વર્ષે શાન્તાનો જન્મ થયો બે વર્ષે વકીલ થયો ને મુબઈમા વકીલાત કરવા લાગ્યો ત્રણ ચાર વર્ષમા ઉમાને ત્રણ પુત્રો થયેલા પણ બધા બે ચાર મહીનાના થઈ ગુજરી ગયા, ને તેથીજ ઉમાનુ શરીર બગડેલુ ઉમાની કેળવણી સાધારણ હતી પણ વાચન વિશેષ હતુ ને તેમ મ્હારા કામમા હમેશા મદદરૂપ હતી જે જે વિચારો હુ જણાવુ તેને તે ટેકો આપતી પણ હમેશા તેનુ ધાર્યુંજ કરતી મ્હારા તેના પ્રત્યેના પ્રેમને લીધે કે સ્ત્રીઓની કુદરતી એવી શક્તીને લીધે અમે તેમ કહો પણ તે હમેશા ગૃહકાર્યમા જીતતી ને હુ હારતો મ્હારા માતા પીતાના ગુજરી ગયા પછી હુ સ્વતત્ર થયો હતો પણ મારી ઉમા અગાડી પરતત્ર હતો ઉમા હમેશા મ્હારી ઘણીજ દરકાર રાખતી અને મારા ગૃહનીને રાણીજ હતી અમારો સસાર ઘણોજ સુખમય હતો મ્હારી પ્રગતીની તે પાખો હતી વર્ષ દહાડાથી તેની તબીયત બગડી હતી ને મને કામ ધધો પણ સુઝતો નહોતો. હુ આબુ લઈ ગયો પણ ત્યા પણ તબીયત બગડતી ચાલી આખરે અમે અમદાવાદ આવ્યા

૩

"ત્યારે તમે શુ ધાર્યુ આવે મહીનો થયો પણ તમે હજુ શાન્તાનો વિચાર પણ કરતા નથી તમે મ્હને હાથ તાલી આપો છો જુઓ વેદની દવાથી પણ કાઈ ફાયદો થતો નથી, ને દિવસે દિવસે હુ ઘસાતી જાઉ છુ " ઉમા બોલી ' હા, એજ વિચારમા છુ મ્હે બેચાર ઠેકાણે તપાસ કરી છે પણ મ્હને મનપસદ કાઈ મળતુ નથી મ્હારા મિત્રો મ્હને ઠપકો આપે છે ને વળી લોકો પણ મેણા મારે છે કે તમે તો બાળ લગ્નની વિરૂદ્ધ છો છોકરીઓ સોળ વર્ષે પરણાવવા ઉપદેશ કરો છો ને આ તમે શું કરો છો ?"

"હા તે કહેશે, પણ જે કહેતા હોય તેને મ્હારી પાસે લાવો હું તેમને સમજાવીશ મ્હારુ નામ દેજો ' આત્મ નિર્ણય ની વાતો કરો છો ને મારી મરજી વિરૂદ્ધ તમારો નિર્ણય મ્હારા ઉપર ઠસાવવા માગો છો સ્ત્રીઓની વાતનો નિર્ણય સ્ત્રીઓજ કરી શકે જેટલો પીતાનો હક પુત્રી ઉપર છે તેના કરતા માતાનો હક વધારે છે, ને તેથી કહેવત છે કે ' બાપના રાજમા ના સમાય પણ માના રે'ટીયામા સમાય' મ્હે તો ઠરાવ કર્યો છે કે તમે હા કહો કે

ના કહો પણ હું ઉમાને પરણાવવાની. હું પણ અગ્યાર વર્ષે પરણી હતી. પણ કાંઈ દુઃખી થઈ નથી. માટે મ્હેં તેનો વિવાહ મણીલાલ વકીલના રમણ સાથે કરવા ગોઠવણ પણ કરી છે. છોકરાની ઉમર અરાઢ વરસની છે. આ વર્ષે પ્રીવીયસ થઈ ડાકટરમાં દાખલ થયો છે. ભણેલો છે. સુશીલ છે. ત્રણ ચાર વર્ષે મુંબઈ રહેશે એટલે ગૃહસંસારમાં પડતાં સુધીમાં શાન્તાની ઉમર રોળ સત્તરની થશે ને તેથી તમારા સુધારાવાળાના વિચાર પ્રમાણેની ઉમર થઈ ગઈ. તમારા મિત્રો કાંઈ દોષ દેશે નહિ. ઉમાના લાંબા ભાષણથી મ્હારા મનનું સમાધાન થયું. પસંદગી ઉત્તમજ હતી. તે વર મેળવવા મ્હારી ઉમાના વખાણ કર્યા વગર ચાલેજ નહિ. વળી વિચાર કરતાં એમ લાગ્યું કે આખી ન્યાત સુધરી નથી એટલે એવો વર કદાચ મોટી ઉમરે ના પણ મળે તે પછી જો ન્યાતમાં પરણાવવા ઈચ્છું તો કદાચ બીજવરને પરણાવવી પડે. તેથી મિત્રોની નીંદાની દરકાર કર્યા વગર ઉમાને હા પાડી. મિત્રોને માટે જવાબ તૈયાર હતો. આત્મ નિર્ણયના સમયમાં મ્હારા વિચારો જોરજુલમથી ઠસાવવા એ ખોટું છે. મ્હેં મ્હારા વિચારો જણાવ્યા પણ મ્હારી ઉમાના વિચારો મ્હારા કરતાં વજનદાર હતા. તેથી મ્હારે નમ્યું આપવુંજ જોઇએ.

આખરે શાન્તાનું લગ્ન થયું. લગ્ન વખતે ઉમાની તબીયત જાણે તદ્દન સુધરી ગઈ હોય એમ લાગ્યું. હરવા ફરવાનું તથા મનનું ધાર્યું થયું તેથી મનમાં આનંદ ને તેથી કાંઈ તબીયત સુધરતી જણાઈ. મહીના બે મહીનામાં તે મરી જશે એમ ડાકટરો કહેતા પણ હવે તો ટટાર થવા લાગી. શાન્તાનું લગ્ન એજ દવા સમાન જણાઈ.

૪.

શાન્તાના લગ્ન થયે બે વર્ષ વીતી ગયાં. અમે મુંબઈ આવ્યા હતા. ઉમાની તબીયત પણ સાધારણ ઠીક થઈ હતી. રમણકાન્ત વખતોવખત અમારે ત્યાં આવે શાન્તાને રમણ મળે તેમાં ઉમા કાંઈપણ વાંધો લેતી નહિ. રમણના સહવાસથી શાન્તા પણ ખીલતી જતી ને તે જોઈ ઉમાની તબીયત પણ વધારે સુધરવા લાગી. એટલામાં ઉમાને કસુવાવડ થઈ ને પાછી તબીયત લથડી. મુંબઈમાં ઈન્ફ્લુએન્ઝાએ કેર વર્તાવવા માંડયો હતો. ઉમાની તબીયત નરમ હતી તેથી ડાકટરે અમદાવાદ જવા કહ્યું. અમે બધા અમદાવાદ આવ્યાં. ઈન્ફ્લુએન્ઝાએ અમારી પુંઠ પકડીને તે પણ અમદાવાદ આવ્યો. ઉમાને તાવ આવ્યો ને તે ગંભીર માંદી થઈ ગઈ રાત દહાડો હું તથા શાન્તા

સેવા કરવા લાગ્યા રમણમાન્ત પણ આવી પહોચ્યા ઈન્ફ્લ્યુએન્ઝા મટયો પણ તબીયત તદ્દન સુધરી નહિ મદવાડ લબાયો ને આમને આમ મદવાડ બે ત્રણ મહીના ચાલ્યો ઉમાથી ઉઠાય નહિ પણ શાન્તાએ બધુ ગૃહકાર્ય ઉપાડી લીધું. મ્હે વકીલાત મુબઈને બદલે અમદાવાદ કરવા વિચાર કર્યો ને હમેશા અહીંજ રહી મ્હારા વતનની જે કાંઈ સેવા કરાય તે કરવા ઠરાવ કર્યો ઉમાને આ વાત ગમી જો કે શાન્તાને પસદ ના પડી હોય એમ લાગ્યુ ઉમાની તબીયત અમદાવાદમા સુધરી નહિ ને હવે તો મ્હને તેમજ તેને પણ નક્કી લાગવા માડ્યુ કે તે આ ફાની દુનિયા છોડી જશે એક દહાડો તે સુતી હતી હું પાસે બેઠો હતો, શાન્તા ગૃહકાર્યમા રોકાઈ હતી, ઉમા ધીમે સાદે બોલી

"પ્રાણનાથ મ્હારી એક વાત માનો તો મારા મનને શાન્તિ થાય"

'એક શું જેટલી કહે તે માનવા તૈયાર છુ"

"હા, પણ વચન આપો"

"વચન શુ? મ્હારો બોલ તે વચન"

"ના, મ્હારા સમ ખાઓ કે હું કહુ તે તમે કરશો"

"નકામો વહેમ ના લાવ મ્હે કદી પણ ત્હારો બોલ ઉથાપ્યો છે? હમેશા ત્હારી મરજી પ્રમાણે વર્ત્યો છુ, ને હજી પણ મારો ભરોસો પડતો નથી?

"ના, આ વાતમા ના પડે તમે હમેશા જે જે વિચાર જણાવો છો તેથી ઘણુ જ વિરૂદ્ધ છે કદાચ તમારા આત્મનિર્ણયની વિરૂદ્ધ પણ હોય તો પછી તમે કેમ કરો માટે મ્હારા સમ ખાઓ તોજ હુ તમને વાત કહુ"

"ત્હારા સમ, તુ જે કહે તે કહીશ"

એ સાભળી ઉમાની આખમા આસુ ભરાઈ આવ્યા બોલવા જતી હતી પણ બોલી શકાયુજ નહિ થોડી વારમા જીવ ગભરાવા લાગ્યો મ્હે સ્હેજ દવા આપી બરફ માથા ઉપર મૂક્યો પખો નાખ્યો તે સ્વસ્થ થઈ, ને પછી તે ધીમે સાદે બોલી, "તમે ફરી લગ્ન" તે આગળ બોલતી હતી પણ મે ત્યાજ તેને અટકાવી એ શુ બોલો છો? શુ મ્હારૂ ફરી લગ્ન? કદી નહી એ વાત બનેજ નહિ એ વાત તો તમારા મનમા થાથી આવે જાઓ હુ તમને ખાત્રી આપુ છુ કે લગ્ન તો નહિજ કરૂ ત્હારા ગયા બાદ લગ્ન તો

દેશસેવાના કરવાના છે: મારે શું છે ? શાન્તા પરણી છે. જીવું ત્યાં લગી ખાઉં એટલી મ્હારા બાપની તેમજ મ્હારી મીલકત છે, મારે શા માટે દુગ્ધા હોરવી."

તરતજ ઉમા બોલી, "ત્યારે શું હું એક દુગ્ધારૂપ છું ? મ્હારા લગ્નથી તમને સંતોષ મળ્યો નથી ? મ્હેં તમને દુઃખી કર્યા છે ?

"ના, વ્હાલી, ના. તેં તો મ્હારૂં ગૃહસ્વર્ગ બનાવ્યું છે ને તેથીજ ત્હને ના ભૂલવા માટેજ ફરી લગ્ન કરવા માગતો નથી."

"પ્રાણનાથ, મ્હારી માગણી તમે કબૂલ કરવા બંધાયા છો; તેથી મ્હારી વાત પૂરી સાંભળો. મ્હેં તમારી સાથે ઘણા વરસો ગાળ્યા છે, ને હું જાણું છું કે તમે મ્હને સુખી કરી છે ને મ્હારી શક્તી પ્રમાણે મ્હેં તમને સુખી કર્યા છે. તમારા મ્હારા તરફના પ્રેમને લીધેજ આ ગૃહસ્વર્ગ બન્યું હતું, ને મ્હારા ગયા બાદ તમને ઘણુજ દુઃખ લાગશે. વિયોગ તમારાથી સ્હેવાશે નહિ. ને તમે દુઃખી થશો, તેથીજ તમે પરણેલી જીંદગીથી સૂખી થયા હો. તોજ મ્હારી વિનંતી કબૂલ કરો."

હું ગભરાયો, કાંઇ બોલી શક્યો નહિ. મ્હારી ઉમાને શાન્ત પાડવીજ જોઈએ. એની મરજીને અત્યારે તો માન આપવું જોઈએ એટલે હું શાન્ત રહ્યો; તેમ તેણે આગળ ચલાવ્યું.

"વ્હાલા, જો તમે એમ માનતા હો કે મ્હારી સાથેના સંસારમાં તમને સુખ મળ્યું હોય તો તો પરણેલી જીંદગી સુખમયજ ગણાય. મ્હારા ગયા પછી જો તે સુખમય બનાવી શકાય એમ હોય તો, પ્રાણનાથ, મ્હારી એવી ઈચ્છા છે કે, તમે ફરી લગ્ન કરજો. તમને અહીં સુખી જોઈ મ્હને સ્વર્ગમાં પણ આનંદ થશે તમને દુઃખી જોઈશ તો સ્વર્ગમાં પણ મને નિરાંત નહિ રહે. તમે એમ માનતા હશો કે લોકો નીંદા કરશે. ખરી વાત છે કે "વહુ મરી ગઈ" એમ કહેવત છે. પણ તે તો જે વહુઓ ઘણીને દુઃખ સમાન હોય તેજ. સંસારથી કંટાયેલા સન્યાસી થાય છે. પણ સંસારમાં જેને સુખ મળ્યું હોય તે તો ફરી પરણે છે. તમને કાંઈ બહુ છોકરાં નથી કે દુઃખ થાય. ને તમે પરણશો તો મ્હારા આત્માને લાગશે કે મેં એક આત્માનો ઉદ્ધાર કર્યો કેમકે પ્રેમ તે પ્રભુનો અંશ છે, ને તમારા સહવાસમાં મેં તમારામાં પ્રેમ ઉત્પન્ન કર્યો તેથી મ્હેં તમને પ્રભુમય બનાવ્યા, ને તેથીજ જો તમે ફરી લગ્ન કરશો તો ખરા પ્રભુમય રહેશો. જુઓ આપણા સાક્ષરો, આપણા આગેવાનો,

એમા ઘણાએ ફરી લગ્ન કર્યા છે, તે નહિ કે તેમની ગતપત્નીની તરફ પ્રેમ ઓછો હતો તેમા પણ ગતપત્નીએ જે પ્રેમપાન કરાવેલુ ને તેથી જે આનદ મળ્યો હતો તેવો આનદ મેળવવા તેઓએ ફરી લગ્ન કર્યા છે દુનિયામા એવાએ તમે જોશો કે પત્નિના મરણ પછી સસાર, પણ છોડી દીધો છે, ને સસાર તરફ ક઼ણ વર્તનવાળા થયા છે કેમકે ગતપત્ની તરફથી તેમને કાંઈ સુખ મળ્યુ નથી હોતુ વળી તમેજ કહેતા હતા કે તમારા લલલવીયા મિત્રે તેમના ફરી લગ્ન વખતે કહ્યુ હતુ કે તેઓ તો "To see the old in the new' નવીના સ્હેવાસમા જુનીનું સ્મરણ કરવાજ તેઓ ફરી પરણ્યા હતા, માટે પ્રાણુનાથ મારા સમ, બોલેલુ' પાળજો "

હુ તો જવાબજ આપી ના શક્યો તેની આ બધી વાત મ્હારા મગ જમા પેસવાને આનાકાની કરતી હતી, પણ હુ તેનો રદીયો આપુ' એટલામા શાન્તા આવી પહોચી રમાકાન્ત પણ ઉમાની માદગીના સમાચાર પણ આવી પહોચ્યા હતા ને તે પણ તરતજ અદર આવ્યા, તરતજ ઉમાની નાડ તેમણે જોઈ નાડનુ ઠેકાણુ નહોતુ ને આટલુ બોલવાના શ્રમથી હૃદય પણ વધારે ધડકતુ હતુ ઉમા મારા તરફ જવાબ માટે જોઈ રહી તે ફરી બોલી "તમે શુ કહો છો ?'

હુ શુ કહુ, પણ વિચાર કર્યો કે વખત આવે જોવાશે અત્યારે ઉમાને શાન્ત કરવીજ જોઈએ મ્હે કહ્યુ, "ગભરાશો નહિ ફીકર ના રાખશો શાન્તાની પણ ફીકર ના કરશો." મારી આખમા આસુ ભરાઈ આવ્યા શાન્તા પણ રોઈ પડી અમે સ્હેજ આઘા ગયા રમણુકાન્ત ત્યાજ ઉભા રહ્યા થોડીવારમાજ ઉમાએ આખો ચઢાવી દીધી હૃદય બધ થયુ તેનો આત્મા સ્થૂલ દેહ છોડી સ્વર્ગે ગયો મારી ઉમા મને આ દુનીયામા છોડીને ગઈ

૫.

ઉમાના મરણની ખબરો વર્તમાનપત્રોમા છપાઈ મ્હારા મિત્રો તથા ઓળખીતાઓ તરફથી દીલાસા પત્રો આવ્યા, મ્હે પણ દીલાસા પત્રોનો એક જવાબ છાપામા છપાવ્યો ઉમાની એક મોટી છબી ચીત્રાવી, વળી એક બ્લોક તૈયાર કરાવી, સારા માસિકોમા છબી છપાવી પણ ઘરમા હુ ને મ્હારી શાન્તા એજ રહ્યા ઉમા વિના બધુ સુનુ સુનુ લાગતુ કોલેજમા રજા પડી હતી તેથી શાન્તા પણ સાસરે જાય ત્યારે હુ એકલોજ રહેતો, તેથી મ્હારી ઉમા મ્હને સાભરતી રાત્રે સ્વપ્નામા આવે મ્હને મ્હારૂ વચન પાળવા ટોકે હુ નિરાશા બતાવુ તેમ

તેમ તે વધારે આગ્રહ કરે. થોડે દહાડે ઉમાને વીસરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. શાન્તા જ્યાં સુધી ઘેર હોય ત્યાં સુધી તો મ્હને કાંઈ લાગે નહિ પણ જ્યારે જ્યારે એકલો પડું ત્યારે કોઈ પુસ્તક લઈ વાંચવા બેસું પણ વાંચવામાં ચિત્ત ચોંટેજ નહિ. ને વ્હાલી સાંભરે, "પ્રભુ, મ્હારી ઉમાને સંભાળજે." એમ વારંવાર બોલી મનને શાંતિ આપતો. પણ ઉમાના જવાથી મ્હારી પ્રગતી બધી શાંત પડી ગઈ. મ્હારી પાંખો કપાઈ ગઈ હતી, એટલામાં મ્હારા ઉપર એક પત્ર આવ્યો. તે ફોડયો ને વાંચ્યો,

પૂજ્ય શ્રી

ઉમા માશીને મરી ગયે હવે પાંચ છ મહીના થયા છે, ને તેથી મ્હને લાગે છે કે જો હું વિનંતિ કરૂં તો ઉતાવળ કરી એમ આપ કહેશો નહિ. આપ એક સુધારક છો. આપ વિધવા વિવાહના હિમાયતી છો. આપે બાસુ બીલ, **પટેલ બીલ** ઉપર ભાષણો આપ્યાં છે. તો હું આપને એક વિનંતી કરૂં તો તે ઉપર જરા લક્ષ આપશો તો હું આપનો ઉપકાર માનીશ.

મ્હારી ઉમર હાલ વીસ વર્ષની છે. હું તમારી શાન્તાની સહાધ્યાયી હતી. શાન્તા સાથે તમારે ત્યાં આવતી હતી. ઉમા માશીનો મ્હારા ઉપર ઘણોજ પ્રેમ હતો. જો કે હું તમારી ન્યાતીની નથી પણ તમારા સ્હવાસમાં તમારા જેવાજ વિચારની છું. મ્હારી રહેણી કહેણી પણ તમારા જેવીજ છે. નાની હતી ત્યારે ઉમા માશી મ્હને ને શાન્તાને ભેગાં ખવડાવતાં ને કહેતાં કે "વ્હાલામાં વટાળ નહિ." તેથી તમારા જેવા સુધારકને ભાણા વ્યવહાર નડશે નહિં. વળી, તમે જાણો છો કે હું એક બાળ વિધવા છું. બારે વર્ષેજ તમારી શાન્તાના લગ્નના દહાડેજ મ્હારાં લગ્ન થયાં હતાં. પણ તરતજ વિધવા થઈ હતી. જ્યારે જ્યારે આપને ત્યાં હું આવતી ત્યારે ઘણીવાર તમે ઉમા માશીને કહેતાં હતાં કે "આવી વિધવાઓ પરણે તેમાં હિંદુ શાસ્ત્રને શી હરકત. શાસ્ત્રે પણ આવાં લગ્નની છુટ આપી છે." તમારે ત્યાં આવવા જવાથી ને તમારા ગૃહના વાતાવરણમાં ઘણો વખત રહેવાથી મ્હને પણ એમ લાગે છે કે મ્હારૂં લગ્ન થયું હતું તે તો ફકત સ્વપ્નુંજ હતું માટે ખરૂં લગ્ન થવું જોઈએ. આપના વીચારોથી મ્હને લાગે છે કે આપ યોગ્યજ પતિ નીવડશો ને તેથી આપને વિનંતી કરૂં છું કે આપ મ્હને સ્વીકારી આ દુઃખીઆરીને ઉમા માશીની જગ્યાએ સ્થાપશો. પત્ર ખાનગી રાખજો.

લી૦ આપની હમેશની દાસી થવાને આતુર,

"કાન્તા."

એમા ઘણાએ ફરી લગ્ન કર્યા છે તે નહિ કે તેમની ગતપત્ની તરફ પ્રેમ ઓછો હતો તેમા પણ ગતપત્નીએ જે પ્રેમપાન કરાવેલુ ને તેથી જે આનંદ મળ્યો હતો તેવો આનંદ મેળવવા તેઓએ ફરી લગ્ન કર્યા છે દુનિયામા એવાએ તમે જોશો કે પત્નિના મરણ પછી સંસાર પણ છોડી દીધો છે ને સંસાર તરફ કંઠણ વર્તનવાળા થયા છે કેમકે ગતપત્નીની તરફથી તેમને કાઈ સુખ મળ્યુ નથી હોતુ વળી તમેજ કહેતા હતા કે તમારા લવલવીયા મિત્રે તેમના ફરી લગ્ન વખતે કહ્યુ હતુ કે તેઓ તો To see the old in the new નવીના સ્હેવાસમા જુનીનું સ્મરણ કરવાજ તેઓ ફરી પરણ્યા હતા માટે પ્રાણનાથ મારા સમ બોલેલુ પાળજો

હુ તો જવાબજ આપી ના શકો તેની આ બધી વાત મ્હારા મગજમા પેસવાને આનાકાની કરતી હતી પણ હુ તેનો રદીયો આપુ એટલામા શાન્તા આવી પહોચી રમાકાન્ત પણ ઉમાની માદગીના સમાચાર પણ આવી પહોચ્યા હતા ને તે પણ તરતજ અંદર આવ્યા તરતજ ઉમાની નાડ તેમણે જોઈ નાડનુ ઠેકાણુ નહોતુ ને આટલુ બોલવાના શ્રમથી હૃદય પણ વધારે ધડકતુ હતુ ઉમા મારા તરફ જવાબ માટે જોઈ રહી તે ફરી બોલી "તમે શુ કહો છો?

હુ શુ કહુ પણ વિચાર કર્યો કે વખત આવે જોનારો અત્યારે ઉમાને શાન્ત કરવીજ જોઈએ મ્હે કહ્યુ ગભરાશો નહિ ફીકર ના રાખશો શાન્તાની પણ ફીકર ના કરશો મારી આખમા આસુ ભરાઈ આવ્યા શાન્તા પણ રોઈ પડી અમે સ્હેજ આઘા ગયા રમાકાન્ત ત્યાજ ઉભા રહ્યા થોડીવારમાજ ઉમાએ આખો ચઢાવી દીધી હૃદય બંધ થયુ તેનો આત્મા સ્થૂલ દેહ છોડી સ્વર્ગે ગયો મારી ઉમા મને આ દુનીયામા છોડીને ગઈ

૫

ઉમાના મરણની ખબરો વર્તમાનપત્રોમા છપાઈ મ્હારા મિત્રો તથા ઓળખીતાઓ તરફથી દીલાસા પત્રો આવ્યા, મ્હે પણ દીલાસા પત્રોનો એક જવાબ છાપામા છપાવ્યા ઉમાની એક મોટી છબી ચીતરાવી વળી એક બ્લોક તૈયાર કરાવી સારા માસિકોમા છબી છપાવી પણ ઘરમા હુ ને મ્હારી શાન્તા એજ રહ્યા ઉમા વિના બધુ સુનુ સુનુ લાગતુ કોલેજમા રજા પડી હતી તેથી શાન્તા પણ સાસરે જાય ત્યારે હુ એકલોજ રહેતો તેથી મ્હારી ઉમા મ્હને સાભરતી રાત્રે સ્વપ્નામા આવે મ્હને મ્હારૂ વચન પાળવા ટોકે હુ નિરાશા બતાવુ તેમ

તેમ તે વધારે આગ્રહ કરે. થોડે દહાડે ઉમાને વીસરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. શાન્તા જ્યાં સુધી ઘેર હોય ત્યાં સુધી તો મ્હને કાંઈ લાગે નહિ પણ જ્યારે જ્યારે એકલો પડું ત્યારે કોઈ પુસ્તક લઈ વાંચવા બેસું પણ વાંચવામાં ચિત્ત ચોંટેજ નહિ. ને વ્હાલી સાંભરે, "પ્રભુ, મ્હારી ઉમાને સંભાળજે." એમ વારંવાર બોલી મનને શાંતિ આપતો. પણ ઉમાના જવાથી મ્હારી પ્રગતી બધી શાંત પડી ગઈ. મ્હારી પાંખો કપાઈ ગઈ હતી, એટલામાં મ્હારા ઉપર એક પત્ર આવ્યો. તે ફોડયો ને વાંચ્યો,

પૂજ્ય શ્રી

ઉમા માશીને મરી ગંયે હવે પાંચ છ મહીના થયા છે, ને તેથી મ્હને લાગે છે કે જો હું વિનંતિ કરૂં તો ઉતાવળ કરી એમ આપ કહેશો નહિ. આપ એક સુધારક છો. આપ વિધવા વિવાહના હિમાયતી છો. આપે બાસુ બીલ, પટેલ બીલ ઉપર ભાષણો આપ્યાં છે. તો હું આપને એક વિનંતી કરૂં તો તે ઉપર જરા લક્ષ આપશો તો હું આપનો ઉપકાર માનીશ.

મ્હારી ઉમર હાલ વીસ વર્ષની છે. હું તમારી શાન્તાની સહાધ્યાયી હતી. શાન્તા સાથે તમારે ત્યાં આવતી હતી. ઉમા માશીનો મ્હારા ઉપર ઘણોજ પ્રેમ હતો. જો કે હું તમારી ન્યાતીની નથી પણ તમારા સહવાસમાં તમારા જેવાજ વિચારની છું. મ્હારી રહેણી કહેણી પણ તમારા જેવીજ છે. નાની હતી ત્યારે ઉમા માશી મ્હને ને શાન્તાને ભેગાં ખવડાવતાં ને કહેતાં કે "વ્હાલામાં વટાળ નહિ" તેથી તમારા જેવા સુધારકને ભાણા વ્યવહાર નડશે નહિં. વળી, તમે જાણો છો કે હું એક બાળ વિધવા છું બારે વર્ષેજ તમારી શાન્તાના લગ્નના દહાડેજ મ્હારાં લગ્ન થયાં હતાં. પણ તરતજ વિધવા થઈ હતી. જ્યારે જ્યારે આપને ત્યાં હું આવતી ત્યારે ઘણીવાર તમે ઉમા માશીને કહેતાં હતાં કે "આવી વિધવાંઓ પરણે તેમાં હિંદુ શાસ્ત્રને શી હરકત. શાસ્ત્રે પણ આવાં લગ્નની છુટ આપી છે." તમારે ત્યાં આવવા જવાથી ને તમારા ગૃહના વાતાવરણમાં ઘણો વખત રહેવાથી મ્હને પણ એમ લાગે છે કે મ્હારૂં લગ્ન થયું હતું તે તો ફકત સ્વપ્નુંજ હતું માટે ખરૂં લગ્ન થવું જોઈએ. આપના વીચારોથી મ્હને લાગે છે કે આપ યોગ્યજ પતિ નીવડશો ને તેથી આપને વિનંતી કરૂં છું કે આપ મ્હને સ્વીકારી આ દુઃખીઆરીને ઉમા માશીની જગ્યાએ સ્થાપશો. પત્ર ખાનગી રાખજો.

લી૦ આપની હમેશાની દાસી થવાને આતુર,
"કાન્તા."

પત્ર વાંચી મ્હારો મિજાજ ખસી ગયો શી હિંમત! શી નાગાઇ! હજુ તો મ્હારી ઉમાની ચ્હે બળે છે હજુ તો મ્હારા આંસુ પણ સુકાયા નથી ને લોકો કેટલા નિષ્ઠુર છે પત્ર ફાડતો હતો પણ અચાનક કાંઈ થવાથી પાસેના પુસ્તકમાં મૂક્યો

૬.

મ્હારા ધંધાને અર્થે મ્હારે મુંબાઈ જવાનું થયુ મ્હારી ખરી જુવાનીના દિવસો અહીં ગાળેલા મ્હારા મિત્રો મ્હને દિલાસો આપવા આવ્યા વળી મ્હારા કેટલાક સુધારક મિત્રો સલાહ આપવા લાગ્યા, કે, "હવે પ્રભુએ તમને જે કહેતા હતા તે કરી બતાવવાનો પ્રસંગ આપ્યો છે ખરેખર, એક પતિવ્રત ઈચ્છવા યોગ્ય છે પણ આપ તો સાક્ષર છે સાક્ષરને સંન્યાસ હોઈ શકેજ નહિ ક્યા સાક્ષરે એક પત્નિ મરી ગયા પછી બીજી નથી કરી, ને તેમજ તમારી સાક્ષરતામાં સંપૂર્ણતા કરવા પ્રભુએ તમને પ્રસંગ આપ્યો તમારા જેવા સુધારકે તો હવે દાખલો બેસાડી ભદ્રંભદ્રના મોં બંધ કરવા જોઈએ" મ્હેં તો કાંઈ જવાબજ ના આપ્યો ફક્ત એકજ જવાબ આપ્યો કે જ્યારે વિચાર થશે ત્યારે જોઈશ મ્હારૂ કામ પરવારી પાછો અમદાવાદ આવ્યો શાન્તા સાસરે હતી ત્યાંથી આવી પણ મ્હારા તરફ ગુસ્સે હોય તેમ જણાયું હું બોલાવું તો બોલેજ નહિ પુછુ તેનો ઉત્તર પણ આપે નહિ. મ્હને લાગ્યું કે કાંઈ નવાજુની થઈ છે શાન્તાને પૂછ્યું, "બ્હેન આમ મ્હોં ચડાવીને કેમ ફરો છો?"

"સારૂ થયું કે મ્હારા માતુશ્રી મ્હને પરણાવીને ગયા અગર તમે તો
૮ મ્હને કોઇ ઢેડ ભંગીયા સાથે પરણાવત" તે એકદમ ફડફડી

"પણ છે શું?"

"તમે નાતરૂં કરવાના છો લોકો પણ કહે છે કે પેલી રાંડ કાન્તા સાથે તમે નાતરૂં કરવાના છો એ રાંડે તમને ફસાવ્યાં લાગે છે વડીલોનું નામ બોળવા માગો છો"

શાન્તા જોકે મ્હારી સાથે આટલા વર્ષ રહેલી તોપણ મ્હારા વિચારોની વિરૂદ્ધ કોઈ દહાડો તે બોલી નથી બલ્કે જ્યારે સંસાર સુધારા સમાજોમાં
૯ જાઉં ને સુધારાના વિષયો ઉપર ભાષણો આપું ત્યારે તો તે મ્હારા ભાષણો વખાણતી વિધવાઓની દુઃખમય સ્થીતિની દયા ખાતી ઘણા વિધવા વિવાહના

મ્હોત્સવોમાં આનંદથી ભાગ લેતી. વનિતાવિશ્રામોમાં જતી ને વિધવાઓની સ્થીતિ સુધારવા પ્રયત્ન કરતી. હું તો એમજ માનતો કે તે મ્હારા જેવી સુધારક હશે. પણ આ તો કાંઈ જુદુજ જોઉં છું, ઉમા પણ મ્હને ટેકો આપતી પણ તે મ્હારા વિચારોથી વિરૂદ્ધ વર્તન કરાવતી. તેમજ અહીં થયું. મ્હેં તો ફરી પરણવાનો વિચારજ નહોતો કર્યો. પણ મ્હારી શાન્તાએ મ્હારૂં ઘર ફરી મંડાવવાનો ઠરાવ કર્યો હોય એમ જણાયું.

મ્હેં પૂછ્યું. "બ્હેન, ત્હને કોણે કહ્યું ?"

"કોણ કહેતું હશે. તે રાંડે તમને કાગળ લખ્યો છે, તે મ્હેં વાંચ્યો. વાંચીને ફાડી નાંખ્યો અને બ્હાર પણ ફેંકી દીધો."

એટલામાં મ્હારા ઘરડાં કાકી આવ્યાં. તે તો પેસતાંજ મ્હને ધાંટા પાડવા લાગ્યા. મ્હારી ઉમાના મરી ગયા પછી મ્હારૂં ગૃહકાર્ય કેમ ચાલે છે તે જોવા માટે તે કોઈ દહાડાએ આવેલાં નહિ પણ આતો ન્યાતમાં નાક કપાવાની વાત આવી એમ લાગ્યું તેથી તે મ્હને ઠપકો આપવા આવ્યાં ને એકદમ બોલ્યા.

"ભાઈ સુધાકર, શું તને ન્યાતમાં કન્યા નથી મળતી કે વળી રાંડ કાન્તા સાથે નાતરૂં કરે છે. ખરેખર કળીયુગ આવ્યો. અંગ્રેજી ભણેલા બાપ દાદાનું નામ બોળે એ વાત નક્કીજ."

"કાકી, તમને કોણે કહ્યું. મ્હેં તો હજુ કાંઈ વિચારજ કર્યો નથી. અને હજી વર્ષ દહાડામાં એ સંબંધી તમે વાત કરો છો તેજ મ્હને નવાઈ લાગે છે."

"ત્હારૂં ડહાપણ જવા દે," કાકી બોલ્યા. "તમને બધાને રાંડેલી તરફ બહુ મોહ છે. એમના નસીબમાં સૌભાગ્ય હોત તો તે રાંડેજ કેમ. એના કરમમાં રંડાપો છે ને ભાઈ જો તું પરણીશ તો તે પાછી રાંડશે કેમકે પરમેશ્વરે તેના ગયા જન્મના ફળ રૂપ તેને રંડાપો આપ્યો છે. તું ક્યાં ને એ ક્યાં ?"

મ્હને વિચાર આવ્યો કે આ વાત બ્હાર શી રીતે આવી. કાગળ મ્હેંજ વાંચ્યો હતો. શાન્તાએ વાંચી ફાડી નાંખેલો. પણ તપાસ કરતાં માલૂમ પડી કે ફાડીને કાગળ બ્હાર નાંખેલો ને કાકીનું ઘર પાડોશમાં તે કાગળો ઉડી તેમને ઓટલે પરેલા તે કકડા તેમના છોકરાંઓએ એકઠા કરી તુટક તુટક વાંચેલું. પણ ઉપર મ્હારૂં નામને છેવટે "ઉમા માશીની જગ્યાએ સ્થાપશો"

ને કાન્તાની સહીવાળો આખો કકડો રહી ગયેલો તેથી વાત બહાર આવી મ્હારા આવ્યા પહેલા કાકી શાન્તાને મળેલા ને તેમને શાન્તાની પાસે મ્હને ફરી પરણાવવાને હા પડાવેલી શાન્તાની મરજી વિરૂદ્ધ શાન્તાએ હા પાડેલી પણ તેને બ્હીક હતી કે જો હુ ફરી નહીં પરણુ તો મ્હારા મુંબઈના મિત્રોના દબાણથી હુ કદાચ પુનર્લગ્ન કરીશ તેથી તે કાકી ભત્રીજી એક થયેલા તે એક અરાઢ વરસની કન્યા પણ શોધી લાવ્યા તે કન્યા ગરીબ ઘરની હતી પણ દેખાવડી તથા ભણેલી હતી વનિતાવિશ્રામમા રહી ભણતી હતી ને તે અમારી ન્યાતની તેથી શાન્તાને મનને ભાવી હતી શાન્તા પોતાની માની જગ્યાએ તેને સ્થાપવા જો કે તૈયાર નહોતી પણ કદાચ કોઈ પરન્યાતની ને વળી વિધવા આવે તેના કરતા પોતે પસદ કરેલી માતુશ્રી મળે તો ન્યાત જાતમા આબરૂ રહે

મ્હારા કાકી પણ તૈયાર હતા તે મ્હારી ઉમાના વર્ષ દહાડા પહેલા મ્હને ફરી નાથવા યુક્તિ રચી રહ્યા હતા આવતુ વર્ષ ગોદાવરી યાત્રાનુ છે તેથી લગ્ન તો થાયજ નહિ, માટે આ વર્ષેજ મ્હારે લગ્ન કરવુ એમ શાન્તા સાથે નક્કી કર્યું મ્હે કહ્યુ, મ્હારો વિચાર નથી, કરવુ હશે તો વર્ષ દહાડા પછી, મ્હોર નહીં થાય તો બે વર્ષ પછી હાલ મ્હારો વિચાર લગાર નથી દઢ થવાનો વિચાર કર્યો

એકદમ કાકી ધૂસ્યા, "ના મ્હારા મરણ પહેલા તને પરણાવવો જોઈએ. જો શાન્તા એકલી કેટલી હીજરાય છે તે વળી સાસરે રહે તેની સાસુની તબીયત પણ ઘણીજ નરમ રહે છે તેથી તેનાથી બે ઘરનો બોજો ઉપાડી શકાય નહિ "

" પણ તેની તમે શું કરવા ફીકર કરો છો ? હુ એકલો રહેવાને તૈયાર છુ "

" ના, ભાઈ આવી ગાડાઈ ના કર, રાંડનીઓના છ દો તુ ના જાણે એ રાંડ કાન્તાએ કેટલા ભોળા આદમીઓને ફસાવ્યા છે અમારા મદીરોમા બીચારા મહારાજોને તે લોકોજ બગાડે છે ઘણી મરી ગયે મહારાજને ત્યા લાલજીના જન્મ વખતે ઉત્સવમા સુડીઓ ચાટલા કરી મહારાજની ઘણીયાણીઓ થઈ ફરે છે ભાઈ, તુ તો સ્ત્રીઓના છ દ ના સમજે સ્ત્રીચરિત્ર જાણવુ ઘણુ જ અઘરૂ છે તારી ઉમા જો હા હા કરતી હતી પણ શાન્તાનુ લગ્ન કેવુ તારા વિચાર વિરૂદ્ધ થવાનુ તારી શાન્તાની પણ એવી ઈચ્છા છે કે ન્યાતની કુમારીકાજ તને પરણાવવી ઉમા તરફ જો તને પ્રેમ હોય તો શાન્તાને દીલગીર

ના કરવી. તેને સંતોષ મળે તો ઉમાના આત્માને શાન્તી મળશે. તે અહીં દુઃખી હશે તો ઉમા સ્વર્ગમાં પણ દુઃખી થશે, માટે ઉમા તરફ તારો પ્રેમ હોય તો શાન્તાની ઇચ્છા પ્રમાણે કર. જો પેલી ચંપા તે ગરીબ ઘરની છે, માબાપ વીનાની છે ને તારૂં ઘર સંભાળે એવી છે. શાન્તાએ પણ તેને પસંદ કરી છે. તે છોરૂ પણ પરણવા તૈયાર છે. તમારા સુધારાવાળાના નિયમ પ્રમાણે મોટી વયની છે ને પેલી રાંડ કાન્તા કરતાં કાંઈ દેખાવમાં કે રિતભાતમાં ઉતરે એમ નથી."

પસંદગી તો કાકી અને શાન્તાએ બરોબર કરેલી. ન્યાતમાંજ જો પરણું તો લાયક કન્યા એજ હતી. પરન્યાતમાં એટલી ઉમરની કુંવારીકા તો મળેજ ક્યાંથી પણ વિધવા બહુ મોટી ઉમરની મ્હને પસંદ નહોતી.

મ્હેં ફક્ત કહ્યું, "ઠીક, ત્યારે."

કાકી જવાબ સાંભળી સંતોષ પામ્યા ને તરતજ બોલ્યા કે, "મહીના પછી લગ્ન નક્કી કર્યું છે. જોશીને ત્યાં હું તથા શાન્તા ગયા હતા ને તેમણે જેઠ શુદ ત્રીજનું મહુરત આપ્યું છે."

"હું તો હવે ગભરાયો. આતો બધું નક્કી કરી ચૂક્યા છે. આ કાન્તાના કાગળે તો દાટ વાળ્યો. તો કાન્તા આવે કેટલું દુઃખ થાત તેનો વિચાર કરવા લાગ્યો.

મ્હારો આત્મનિર્ણય જતો રહ્યો. મહીના પછી મ્હારા સુરબ્બીના તથા પુત્રીના નિર્ણયે જય મેળવ્યો. મ્હારી ઉમાની જગ્યાએ ચંપાને જોઈને શાન્તા પણ ખુશી થઈ. શાન્તા ચંપાને બેન સમ ગણતી પણ ચંપા શાન્તાને મોટી બેન સમ ગણતી કેમકે ચંપાને કેળવવામાં શાન્તાનો પણ હાથ હતો.

વર્ષ દહાડા પછી ચંપાને પુત્ર આવ્યો. એક દિવસે તે પુત્રને લઈને હું ને ચંપા અગાસીમાં આનંદ કરતાં હતાં ત્યાં શાન્તા આવીને બોલી "કેમ, ભાઈ સુધારાનો આવોજ આત્મનિર્ણય કે."

હરિસુખ.



## 'વસ્લ વીણા.'

ઓ જીવન મોંઘા ! દિવ્ય જીવન ! દિવ્ય રહાગી આરતી !
જય દિવ્ય જ્યોતિ ! દિવ્ય ચેતન ! દિવ્ય પ્રતિબિમ્બિત કૃતી !
તુજ દિવ્ય દર્શન દાખતા નયનો રમે રસ ઘેલ થઈ
રાતે જુવે સ્વપ્નો મહીં તસ્વર તરની ચાહની !
હજાર ખોલે બોધ–મન્દિરો જગતના માનવી
પ્રેમી જનો તુજ હુસ્ન મન્દિરે ભમે છે મસ્ત થઈ !
પ્રત્યેક શબ્દે ગાત સાક્ષી પૂરતા તુજ સગુનમા
જ્યાં તુજ કઝાની વિશ્વ જ્યોતિ હુસ્ન માંહે ઝગકતી !
રમણીય તુજ દરીયાવમા તુજ દીવડુ લેતુ મઝા !
ઈન્દુપ્રભા મુખ પર રમે ! આનન્દ હેલી ઝળકતી !
તુંજ આત્મના અંદર પ્રેમથી જ્ઞાનની સરિતા વહે,
ગતિ લોપતા લોપાય ના, દવત મધુરા ખેનની !
દુનીયાની મુદ્દી લાખ આવે કાંઈ કટાક્ષો ફન્ની
પણ સર્વ નખરા બાજથી હે યાર ! તુજ મૂર્તિ જુદી !
આનન બને આખી ખુદે ના ખ ફના અન્તમમા !
લફ્ઝો સુણુ છુ પ્રેમના, તુજ પાખમા બેસી સદા,
રહેતો કદમ બોસી સદા જ્યા યાર મહોબ્બત આપણી !
બસ સમીપમા મસ્તાન થઈ, અનુભવી રહુ મોજે મીઠી !
તુજ વસ્લ વીણા નિત માઝે પ્રભુ દ સુખે ગાજતી !

મુગ્ધ

— ० —

## आपणा लग्नने लगता रीवाजोमां मुख्य सुधारा क्या क्या ?

છ રી વતમસરામા બેનાના ગાવેલી કેટલીક બાબતો ઉપરથી રા૦ રતનપ્રસાદ છોટાલાલ દેસાઈએ ટલીક ટીકા અને સૂચના બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકના જુલાઈ ૧૯૨૦ ના અંકમા કરી છે આ વિષય એટલો મહત્વનો છે તેની જેટલી ચર્ચા કરિયે તેટલી થોડી એવી માન્યતાથી હુ પણ કેટલીક ટીકા અને સૂચના કરવા રજા લઉ છુ

*આ વિષયના મુખ્ય ત્રણ અંગ છે. ધર્મનું અંગ; સંસારનું અંગ; અને વિનયનું અંગ. આમાંથી સંસાર અને વિનયનાં અંગોમાં અમુકને, અમુકજ રીતે, થવું જોઇએ એવો આગ્રહ અસ્થાને છે, અગર જો કે દુનિયામાં કોઈ પણ બાબત એવી નથી કે જે જુદી જુદી અનેક રીતે ન થઈ શકે, અને એ સર્વમાંથી કોઈને એક રીતે સૌથી વધારે અનુકૂલ આવે અને બીજાને બીજી.

## ૧. વિનયનું અંગ.

નહોતરેલાં સ્ત્રી પુરૂષોને બેસાડવા વગેરેની યોગ્ય વ્યવસ્થા જોઈયે અને તે રાખવાની ફરજ નહોતરનાર ઘરધણીની છે એ કહેવું બહુ સહેલું છે.

પરંતુ આમાં બે ચાર બાબત ધ્યાનમાં રાખવાની છે.

(૧) આવા પ્રસંગોમાં નહોતરેલાઓમાં સૌથી વધારે માનને યોગ્ય કુટુંબનાં અને નાતનાં ઘરડાં સ્ત્રી પુરૂષો ગણાય છે અને એ ઘરડાં સ્ત્રી પુરૂષો બેસવા વગેરે માટે કશી વ્યવસ્થા માગતાંજ નથી, ખુરશી કોચ આદિની વ્યવસ્થા રાખવામાં આવેલી હોય છે તોપણ તેનો લાભ લેતાં નથી, એ પણ જાણીતું છે. ઘરડી સાસૂ આવીને ચૉરી આગળ બોંય પર બેસે છે; ત્યારે મોજાં, પંપશુ, કસબી કોરની સાડી પોલકું વગેરે પહેરીને આવેલી તથા મ્હોં અને હાથને પંદર પંદર મિનિટ સાબૂથી સાફ કરીને આવેલી વહૂને માટે બેશક ખુરશી કે કોચ જોઈયે અને તેપણ ચૉરીની પાસેજ જોઈએ. એવી આપણી કફોડી સ્થિતિ થઈ છે આપણી નાતમાં આમ છે એટલુંજ નહીં પણ ગુજરાત કાઠિયાવાડની ઘણી ખરી નાતોમાં આ પ્રકાર જોવામાં આવે છે, તેનું કારણ આપણે ગુજરાતી સ્ત્રી પુરૂષો અવિચારી છિયે એજ છે. દક્ષિણમાં* આ સ્થિતિ જોવામાં આવતી નથી, કારણ કે દક્ષિણીઓમાં પ્રસંગાનુસાર કપડાં પહેરાય છે. દક્ષિણી સ્ત્રીઓ આવે પ્રસંગે નકામી મડમડીઓ બનીને આવતી નથી. ઘરેણાં ઉંચકી શકાય એટલાં બધાંજ પહેરવાની જરાયે હરકત નથી, કેમકે ચૉરી પાસે લીંપણ ઉપર કે ચોકમાં પણ બેસવાથી ઘરેણાંને મેલ લાગવાની દેહશત નથી. વરઘોડામાં પણ કોટ પાટલૂન બૂટ પહેરીને આવે તે જુવાનોએ ખરા ટીકા કરવાનું સ્થાન ઘરધણીની વ્યવસ્થાની કચાશનું નથી, પોતાની અઘટિતતાનુંજ છે. આપણા દેશની એકક વ્યવસ્થા પરાપૂર્વથી ચોક, લીંપણ, ઓટલા, અને જાજમ ગાલીચાની છે તે તેવીજ રહેશે, અને તેવી રહેવીજ ઈષ્ટ છે.

( ૨ ) સ્વય સેવક થવાની અને સહકાર કરવાની લાલસાવાળા ઘણુ જુવાનો મ્હે જોયા છે, જેઓને આપણા ઘર ખટવા તરફ અને આપણા લગ્નાદિ પ્રસગા તરફ એટલી તો ઉંડી સુગ રોમે રોમ વ્યાપી ગયેલી હોય છે, કે પોતાનુ કુટુબ અને પોતાની શેરી અને પોતાની નાત જાત પણ સહકારિતા અને સ્વયસેવા માટેના યોગ્ય ક્ષેત્ર હોઈ શકે, એ વિચાર સરખો તેઓને સુઝતો નથી અને તેની અધન્યતા કહેવી-તેનુ કમનસીબ ગણવુ, એ યુવકોનુ, કે જે ટોળાના એવા યુવકો પેદા થાય તેનુ, કે જે કેળવણીએ એ યુવકોના રોમેરોમમા આ ઉંડી સુગ ઉત્પન્ન કરી તેનુ, એના વિચાર હુ વાચનારાઓને સોપી દઉ છુ

માણસ એકલવાયુ પ્રાણી નથી સઘચારી પ્રાણી છે, એ આપણી સૌની ખાસિયત આપણે ખાસ આનદ અને ખાસ શોકના પ્રસગોમા ખાસ જોઈયે છિયે લગ્ન જેવા પ્રસગો માત્ર હુતોહુતીને ગાઠવાના પ્રસગ નથી, સામાજિક પ્રસગો પણ છે અને પ્રસગોમા સામાજિક ભોજન આવશ્યક છે એ ભોજન વગેરેની વ્યવસ્થા સારી રાખવાની ફરજ એકલા ઘરધણીને માથે છે ? નહીં, નહીં આખા ટોળામાની દરેક નહાની મોટી વ્યક્તિને માથે પણ એ ફરજ વત્તા ઓછા પ્રમાણમા છે કેટલીક નાતોમા રસોઈ પણ હજી નાતીલા હાથે કરી લે છે વેડમીની નાતો આગળ થતી, ત્યારે જરૂર પ્રમાણે પદર-પચ્ચીશ ક્ષત્રાણીઓજ તે વણી લેતી હતી, એ હકીકત હજી પણ ઘરડાઓ કહી આપશે શાક વગેરે સમારવા માટે અને સ્ત્રીઓ પૂરતી સખ્યામા હાજર થતા-પછી કોઈ પાચજ મિનિટ બેસે અને કોઈ આખી સવાર બેસે, તો બે ચાર જણ આખો દિવસ પણ આવી બહારકામ અને રસોઈની દેખરેખમા ઘરધણીને મદદ કરે, એ સ્થિતિ તો આપણામા છેક ગઈ કાલ સુધી હતી આજની સ્થિતિ શી છે ? પીરસવા માટે પણ સ્વયસેવકો મળતા નથી, જે મળે છે તેપણ પોતાનુ કામ સહકાર-વૃત્તિથી કરતા નથી, અને જમનારા પણ એટલો અવિનય બતાવે છે અને એટલો બગાડ કરે છે અને પોતાના તામસી સ્વભાવથી એવા તો સ્વરા માલુમ પડે છે કે તોબા ! સ્વયસેવા અને સહકારિતાના વિનય અને સામાજિક આનદના, નિર્દોષ વિનોદ અને મૈત્રી સુખના આવા પ્રસગો પણ યોગ્ય સ્થાન છે, એવી ભાવના પાછી આ વિષયોમા પ્રવર્તે, તોજ એ સર્વ સુધરે એમ છે ઘરધણી નાત જમાડે તેમા એ બીચારે જાણે અગમ્ય પાપ કરતો હોય ને, તેમ એને જેમ બને તેમ વધારે કનડવો, એને ત્યા જેમ બને તેમ વધારે બગાડ કરવો, અને ત્યા પણ પોતાનો મિજાજ ખોવો અને પોતાના

અંગત વિરોધો ખેડવા, એવું એવું ચાલ્યા કરશે તો તો નાતો બંધ થાય એજ ઉત્તમ છે. આ સર્વ બાબતોમાં દક્ષિણી સમાજની વર્તણુંક ઉપરથી આપણા સર્વ ગુજરાતી ભાઈઓએ ધડો લેવાનો છે.

## ૨. સંસારનું અંગ.

રા૦ ભાઈ કેશવપ્રસાદે કરેલી ચર્ચામાંથી વિનયની દષ્ટિએ બીજી પણ કેટલીક બાબતો તપાસવા જેવી છે, પરંતુ લખાણને બનતાં સુધી ટુંકું રાખવાની ઈચ્છાથી વિષયના ત્રણે અંગોમાંની ખાસ મહત્વની બાબતો વિશેજ ચર્ચા કરવા ઈચ્છું છુ, એથી કરીને લગ્નાદિ પ્રસંગોમાં આપણે હાલ જે રીતે વર્તિયે છીયે તેના સાંસારિક પરિણામોમાંના મુખ્ય તપાસવા તરફ હવે વળિયે.

(૩) હાલ નાત વગેરેના જમણમાં અને મિજલસ વગેરેમાં જે અવિનય અવિચાર અને સભ્યતા તથા કુલીનતાને ન છાજે એવી વર્તણુંક વધી ગઈ છે તેમાં સુધારો નહીં થાય તો નાતો અને વરઘોડા અને મિજલસો બંધ પડશે અને બંધ પડે એજ બેહતર છે એ ઉપર લખાઈ-ગયું છે. પણ આ પ્રસંગો માત્ર હુતો હુતીને ગાંઠણના નથી સાંસારિક પણ છે અને માણસ સામાજિક પ્રાણી છે, એ પણ લખાઈ ગયું છે. માટે પરાપૂર્વથી ચાલતી આવેલી નાતો વરઘોડા અને મિજલસોમાં હાલનો બગાડ વધતો જતાં તે અટકશે, એટલેથીજ વાત થોભવાની નથી. એને બદલે એવુંજ કંઈ કરવું આવશ્યક જણાયા વગર નહીંજ રહે. એને બદલે શું કરશો ? (૧) આખા સાજને ભાડાની ગાડીઓને મોટરોમાં જવું ? (૨) માત્ર સ્નેહસમેલન અને ઉદ્યાન જમણ કરવાં ? (૩) ઘરમાં ને ઘરમાં જેટલાં માણસને સુખે જમાડી શકાય તેટલાંને નહોતરી પ્રસંગને દશ વીશ દિવસ લંબાવવો ? (૪) વરરાજા અને વહુ બેનેજ સ્ટેશને મુકી આવવાં ત્યાંથી તેઓ છડાં પરગામ ચાલ્યાં જાય અને પચીશ પચાશ દિવસે પાછાં આવે, એટલામાં લગ્ન સમારંભની બધી ક્રિયા થઈ ગઈ ગણી લેવી ? વરઘોડો, મિજલસ અને જ્ઞાતિ ભોજન એના બદલામાં બીજી પણ જે જે કંઈ સૂચનાઓ કરવી હોય તે કરો. બધી સૂચનાઓ એકઠી થયા પછી-ખર્ચ, સુગમતા, અને આપણા ગરીબ તવંગર સર્વે ભાઈઓની શક્તિ અને રૂચિ, એ ત્રણ દ્રષ્ટિબિન્દુથી-એ દરેક યોજના તપાસો અને સર્વે યોજનાઓને એક બીજા સાથે સરખાવી જુવો. આ પ્રમાણે પૂરો વિચાર કરી જોશો તો જણાશે કે એ પરાપૂર્વથી ચાલતા આવેલા જ્ઞાતિભોજન, મિજલસ અને વરઘોડાના રિવાજ જ આપણા સમાજની આદતો વગેરે જોતાં ઉત્તમ છે. એ રિવાજોને આપણે આપણા અવિવેક અને અવિચારથી અધોગતિએ પહોંચાડયા છે તેમાં

ગા પચાશ વર્ષ દરમિયાનની ગુજરાતીઓની પેઢીગોની ગેક મહા ગભીર ભુલ થઈ છે અને આ બાબતમા ખરો સુધારો કરવાનો છે તે એજ છે કે એ રિવાજોમા પહેલા જે સાદાઈ સહકારિતા અને સેવાવૃત્તિ પ્રવર્ત્તતા હતા તે પાછા આણવા આ પ્રમાણે થઈ શકશે તો એજ રિવાજોદ્વારા જેમ આગના જમાનાઓમા તેમ હજી પણ લાગતાવળગતાઓના હોસ અને ઉમગ અને નાતભાઈગોના આનદ ગને મૈત્રી સાભાર થશે અને સમયના ફરકારને અનુરૂપ થોડી ઘણી વિગતોમા જે જે નહાના માટા ફરફાર જરૂરના હશે તેપણ વખતો વખત થતા રહેશે

(૪) રા૦ કેશવપ્રસાદ માનતા લાગે છે કે ગઈ વસ્તીમા પુષ્કળ લ નો થઈ જતા હવ કેટલીક છોકરીઓ રહીજ જવાનો ભય દૂર થશે ગણવાનો છે મ રૂ મત જુદુ છ એ ભય હજી એવાને એવા ને એટલાને એટલો આપણા ટોળાને માથે છેજ બધીજ મોટી ઉમરની છોકરીઓ પરણી નથી ઈ દાયકે કોઈ કોઈ રહી જશે જે કારણોને લીધે આ ભય પ્રથમ પેદા થયેલો તે કારણો હજી એવા ને એવા પ્રવત્ત છે એ કારણો ક્યા ? મુખ્ય પાચ છે —

(૧) **બાળલગ્નોમા ઘટ,** આ ઘટનુ પ્રમાણ વધતુજ જાય છે અને વધવુજ જશે બાળલગ્ન ઘટયા છે એ ખોટુ થયુ છે, એમ સૂચવવાનો મારો આશય છેજ નહીં પણ આ વિશે થોડી લીટીઓ પછી થોડુક લખવામા આવશે (૨) **વિધુરોના લગ્નોમા ઘટ,** ચાળીશથી વધારે ઉમર થઇ ગઈ હોય એવા વિધુરો પણ ફરી પરણે તો સારૂ એમ કહેવાનો મારો આશય નથી આ બાબત દરેક વિધુરે પોતેજ પોતાને માટે નક્કી કરવાની છે એજ મારૂ મત છે અને તોપણ ચાળીશથી ઓછી વયના વિધુરો પણ મોટી સખ્યામા ન પરણે ગેને એ ટોળાનુ એક કમનસીબ ગણવુ જોઈને એવુ પણ મારૂ મત છે ગે વિધુરો પણ લાયક વરોની ન ખ્યામા ન ગણાય તો કેટલીક કન્યાઓને રહી જવાનો એનો સભવ વધે એ ઉઘાડુ છે (૩) **વર માટે લેવામા આવતી રકમ** કન્યા બીજી રીતે લાયક હોય વરવાળાને અને વરને ગે કન્યા પસદ પડતી હોય તેમ કન્યાવાળાને અને કન્યાને એ વર પસદ હોય તથાપિ કન્યાવાળાની વરવાળા માગે એટલી રકમ આપવા શક્તિ કે વૃત્તિ ન હોય એવા કારણથીજ આપણામા કેટલીક કન્યાઓ એ સ્થાને ગોઠવાતી રહી જાય છે એ જાણીતુ છે (૪) **પસદગીના અવિચારી ધોરણ** કેટલાક લોક કન્યાનુ રૂપ જુવે છે વરની મિલ્કત જુવે છે પૈસોજ જુવે છે, વગેરે આ અતિ મહત્ત્વની બાબતમા ઘણો અવિચાર પ્રવર્ત્તે છે આવા

અવિચારી ધોરણોથી પણ ઘણા લગ્નસંબંધ જોડાતાં અટકી પડે છે, અને કન્યાઓ રહી જવાનો સંભવ વધે છે. પૈસાને અતિઘણું વજન અપાય છે, વિદ્યા પણ થોડીઘણી જોવાય છે; તનદુરસ્તી અને ચારિત્ર્ય જોવાતાંજ નથી, એમ કહિયે તો તેમાં અતિશયોક્તિ નથી; અને આવાં ધોરણ છેકજ અવિચારી છે, તથા તે ચાલ્યા કરશે ત્યાં સુધી આપણામાં સારાં જોડાં બહુજ થોડાં સંધાશે એમાં શક નથી. આમાંથી (૩) અને (૪) એ બંનેને એકજ કારણ ગણિયે તોયે ખોટું નથી. અને દ્રવ્યલોભને આપણી અત્યારે મોટામાં મોટી બદી ગણિયે તોયે આપણે આપણી નાતને અન્યાય કરીશું નહીં. (૫) ભણવામાં અને પછી ધંધે લાગવામાં આપણી નાતના જે જુવાનો સારા નીવડે છે તેમનામાં પણ લગ્નને ન ઈચ્છનારાની સંખ્યા વધતીજ જાય છે. કપડાંલત્તાં, મકાન, નોકર આદિ ભોગવિલાસના અમુક પ્રકારો કાયમ ન ભોગવાય તો જીવ્યું વ્યર્થ એવી સમજ આનું મૂલ કારણ છે. આ પણ **દ્રવ્ય લોભને મળતી ભૌતિક (materialistic) ભોગ લાલસા છે જે હાલની કેળવણીમાંથી ઉત્પન્ન થતી એક બદી છે.** ખરી રીતે આ સારા નીવડેલા જુવાનોમાંના દરેકે દરેકે નોકરી ઉપર ચ્હડયા સાથે કે તે પછી બનતી ત્વરાએ પરણવું જોઈયે; કેમકે, **"છે લગ્ન સંસારીનો ધર્મ મોટો."**

હવે આ પાંચ કારણોમાંથી (૪), અને (૫) ધીમે ધીમે જ ઓસરે એવાં છે. (૨) માં સુધારો આપણી નાતનો મત ફરે તેમ તેમ જ થાય. ચાળીશથી ઓછી વયના વિધુરોમાંના ઘણા અંદરખાનેથી ફરી પરણવા ઈચ્છતા હોય, તથાપિ નાત એમને સારા વરમાં ગણેજ નહી, ત્યાંસુધી આવાં લગ્નોની સંખ્યા ક્યાંથી વધી શકે? ગુજરાતની બીજી કોઈકજ નાતમાં આ વિશે લોકમત આપણી નાતના જેવો છે. અને મને લખવું પડે છે કે આમાં આપણી નાતના લોકમતની જે વિચિત્રતા છે તે આપણી નાતની મૂર્ખાઈજ છે. હવે કારણ (૧) ઉપર આવિયે. પહેલાં જેવાં બાળલગ્ન હવે કોઈ પણ વખાણે એ સંભવતું નથી. હું પણ તે વખાણવા ઈચ્છતોજ નથી. પરંતુ એ અસલના વિચાર રિવાજ આદિમાં એક બે અંશ સુદાના હતા. બાળલગ્ન હાનિકારક છે તો શું અતિ મોટી વય સુધી લગ્ન ન થાય એ પણ હાનિકારક નથી? અતિ મોટી વય સુધી લગ્ન ન થાય એવી જુવાન વ્યક્તિઓ ટોળામાં વધતી જાય એ સ્થિતિ પણ ટોળાને ઓછી હાનિકારક નથી. અને **અતિ મોટી વય એટલે શું** એ સવાલનો જવાબ આમાં મુખ્યત્વે કન્યાના વય ઉપરથીજ આપવાનો છે. સ્ત્રીની અમુક વય પછી થતાં બાલક તેમ પુરૂષની અમુક વય પછી થતાં

બાળક શરીર બુદ્ધિ અને ચારિત્ર્યની શક્તિઓમાં ઉતરતાંજ નીવડે છે એ નિર્વિવાદ છે. કન્યાઓને પરણાવવામાં અઢાર ઓગણીશના વયથી જેટલું મોડુ થાય તેટલું આખા સમાજને નુકસાન છે એમાં શક નથી જુના વખતના લોકો અગિયારથી તેર ચોદની વયને કન્યાકાળ ગણતા હતા, અને એ દરમિયાન લગ્ન સાંધી લેવા માટે આકાશ પાતાળ એક કરતા, ગમે તે ભોગ આપવા તેયાર રહેતા, અને છેક જ નહી એવો કોઇ વર મળે તો તેને પણ સ્વીકારી લેવા તૈયાર રહેતા કન્યાના માબાપજ આમ વર્તતાં એટલુંજ નહી, માબાપ હયાત ન હોય તો ભાઈ, કાકા, મામા જે કોઈ વડીલને માથે કન્યાનું હિત સાધવાની જુમ્મેદારી પડતી તે સર્વે પણ એમજ વર્તતા, અને તેઓની એ પ્રમાણે વર્તવાની ફરજજ હતી એ પ્રમાણેનો લોકમત પણ પ્રવર્તતો હતો હવે એ લોકમત નથી, કન્યાકાળ વિશે એ પ્રકારની સમજ ઉડી ગયેલી છે, અને છોકરીઓ પોતે પણ સત્તર અઢાર થયા હોય પછી એમણે ઉલટું પસંદગીના ઢીલાં ધોરણ સ્વીકારવા જોઈયે તેને બદલે આ વર તો ઠીંગણો છે, આને ત્યા તો આગલી વહુનાં નહાનાં બાળકોની ઉઠવેઠ, આને ત્યાં તળે ઉપરના ભાઈબહેનોનું લશ્કર છે, આવી સાસુ સાથે કેમ પરવડે, એવા એવા વાધા આગળ કરતી જણાય છે એવી છોકરીઓના વડીલો અને ભાઈઓ પણ તેની આવી આવી દલીલોને સહાનુભૂતિથી ટેકો આપે છે. મ્હને લખવું પડે છે કે આ સર્વ કેવળ બેસમઝ છે, ખરા હિતનુ કેવળ અજ્ઞાન છે, અને ઘર માંડી ચલાવીને ગૃહિણીધર્મ અદા કરવાની કેવળ બેપરવાઈ છે. આવી છોકરીઓ પ્રથમથી નિશ્ચય કરે કે ગૃહિણીધર્મ મારે નથી સ્વીકારવો, મારે સન્યાસિની રહેવુ છે અને સેવાધર્મ સ્વીકારવો છે, અને એ પ્રમાણે દીક્ષા લઈ, ખાનપાન, વસ્ત્ર આદિનું નિયમન પૂરેપૂરું પાળે, અને જે પ્રકારની સેવા વૃત્તિ હોય તેનું શિક્ષણ મેળવે, એમા કોઈને વાધો હોય નહી એવી સેવિકાઓ આપણા સમાજમા જેટલી પાકે તેટલી ઓછી છે પણ **જુવાનીનાં વર્ષોમાં એવું સેવિકાનું સન્યસ્ત વ્રત તે અસિધારા વ્રત છે**, લાખમા એક છોકરી પણ એ વ્રત પાળી શકે એવી ભાગ્યે નીવડે, અને ઘણીખરી સામાન્ય ચારિત્ર્ય બલની છોકરીઓ માટે તો **ગૃહિણીધર્મજ ઉત્તમ માર્ગ છે .માટે કન્યાકાળ વીતી ન જવા દેવાનો આગ્રહ જેવો પહેલાં તેવોજ અત્યારે પણ આવશ્યક છે**, ભલે એ માટેની હદ અગિયારથી ચૌદને બદલે પંદરથી અઢારની વયની ગણાય આ બાબતમા આપણી નાતમા લોકમત પણ જુદા જુદા અનુભવો યોગથી કેળવાઈ ગયો છે એટલે નાતના લેખકો અને વિચારકો

'સુધારા'ના મનાતા પક્ષને વળગી ન રહેતાં વસ્તુસ્થિતિ પ્રમાણેનો બોધ કરી ખરા હિતના માર્ગને ઉત્તેજન આપશે તો આ સુધારો થવામાં હવે વિલંબ નથી એમ માનું છું.

છેવટ વિચારવાનું કારણ (૨) માત્ર રહ્યું. વરને માટે પૈસા લેવાના રિવાજથી સીધી અને આડકતરી તાત્કાલિક અને ધીરે ધીરે ઉત્પન્ન થતી કેટલી બધી હાનિ છે, એ પણ હવે આપણી નાતના સ્ત્રીપુરૂષોથી અજાણ્યું નથી. આપવા પડે તો ભલે આપવા પણ પોતે પ્રસંગ હોય ત્યારે પણ પૈસા નજ લેવા એટલાં **મનોબળવાળાં સ્ત્રીપુરૂષો વધતાં જાય** તો આ બદી પણ ઓછી થતાં વાર ન લાગે પણ સામાન્ય કરતા વધારે મનોબળની જરૂર છે, અને આપણામાં દ્રવ્યલોભ બેહદ વધી ગયો છે એતો ઉપર લખાઇ ગયું છે.

બધા વિચારનો સાર કહાડતાં કન્યાઓ રહી જવાની ધાસ્તી હવે છે નહીં એ શા કેશવપ્રસાદના મતને હું ટેકો આપી શકતો નથી. એ ભય હજી આપણે માથે એવો ને એવો છે અને ઉપર ચર્ચેલાં પાંચ કારણોનાં બલ ઘટશે તોજ તે ઓછો થશે. એકાદ લગ્નસરામાં ધારણધારી સંખ્યામાં લગ્નો થયાનો અકસ્માત બની જાય એટલાથી આપણે એ ભયમાંથી ઉગરી જઇયે એમ છે નહીં, પણ સંસાર-અંગની ચર્ચામાં ધાર્યા કરતાં વધુ લંબાણ થઈ ગયું, એટલે હવે આપણે ધર્મ-અંગ તરફ વળિયે (અપૂર્ણ.)

પરવારતો.

—:૦:—

## आपणा लग्नोने तेमां थवा जोइता सुधारा.

**લગ્નસરા** એ વિષયપર ભાઈ કેશવપ્રસાદનો લેખ વાંચી કેટલોક વખતથી મનમાં ઘોળાયા કરતા બાબતપર કંઈ લખવાનું મન થયું. કે જેમાં આપણે સુધારો કરવાની જરૂરજ છે ને તેમાં પ્રથમ તો આપણે નવો દાખલ કરેલો રીવાજ કન્યાની ભેટ છે આ રિવાજ આપણા શિવાય બીજી કોઈ કોમમાં હસ્તિ ધરાવતો નથી આપણામાં પણ તે હમણા હમણાજ દાખલ થયો છે જે જમાનામાં આપણે કન્યાઓ મોટી કરીયે છીયે, કેળવીયે છીયે, સ્ત્રી સ્વાતંત્રની વાતો કરિયે છીયે તેજ જમાનામાં કન્યાઓને હલકી પાડનારો અપમાન્ય જનક રિવાજ એક ક્ષણભર પણ રહેવો ન જોઈએ, જાણે આપણે કન્યાને લઈને વેચવાજ જઈએ છીયે એટલું પણ જાણે ઓછું હોય તેમ લગ્નની બાબત તો

હજી બાકીજ હોય છે આ સઘળા રિવાજથી એવું લાગે છે સ્વભાવીક રીતેજ કન્યાને પોતાની જાતને માટે અપમાનનો આઘાત લાગ્યા શિવાય રહેજ નહી આ રિવાજ આપણે નાબુદ કરવોજ જોઈયે

બીજો વિષય બાબતનો છે તેપણ તેટલોજ નિંદાપાત્ર છે ને તેને માટે તો આપણા ઓણના લગ્નસરામા જમે બાજુ શન્યજ છે ને તદ્દન શરમ ભરેલી રિતે એ રિવાજને આપણે રાખી-રહેવા દઈયે એ આપણા જેવી સુધારા ને કેળવણીમા આગળ પડતી કહેવાતી કોમને માટે ઘણુંજ શરમ ભરેલું છે હવે આપણામા બધાજ લગ્નો મોટી ઉમ્મરે થાય છે એટલે આ દોષ તદ્દન માબાપને માથે ઢોળી દેવો એ એક જાતનું બ્હાનું છે આવતુ વર્ષ સીંહસ્થનું હોવાથી ઓણ ઘણા લગ્નો થયા છે ને આપણે જોઈશું તો ઘણાએ સ્વતંત્ર કમાનારા યુવકો ગ્રેજ્યુએટો ને કોન્ફરન્સને સુધારાના હિમાયતીયોના ઘરે પણ લગ્ન વખતે આ દુષ્ટ રિવાજને છોડી શકયા નથી. ખરેખર આ બીના આપણને શરમાવનારી ને શોચનિય છે, આથી આપણા નવા સબંધીઓમાં કડવાસ આવે છે, લગ્નનો ઉમંગ બહુધા જતો રહે છે. લગ્નની પવિત્રતાને સોદાના રૂપમા મૂકીને આપણે અપવિત્ર કરિયે છીયે. જ્યારે આપણે પોતાનેજ માટે, ધર્મને માટે આવા દુષ્ટ રિવાજને છોડવા જેટલું આત્મબળ ન વાપરી શકિયે, આવા નિંદ્ય રિવાજને માટે પોતાનો ભોગ ન આપી શકિયે તો પછી ન્યાતને માટે દેશને માટે આપણે શું કરી શકીશું! આપણી સર્વ વિષયમાં આગળ પડતી કહેવાતી કોમમાથી આપણે આ રિવાજ નાબુદ કરી બ્હાર આપણી હાંસી થતી અટકાવવી જોઈયે

આ પછી ત્રીજો વિષય ધર્મક્રિયાનો છે એમાં જોશીશાસ્ત્રને ડોશીશાસ્ત્ર બન્ને એવા ઓતપ્રોત થઈ ગયા છે અને આપણા મનપર એવા સજ્જડ ઘરઘાલી બેઠા છે કે એમાથી એકપણ ઓછું કરવુ એ જાણે આફતને આમંત્રણ કરવા જેવુ સમજીયે છીયે, ને જાણે શુંએ સંકટ આવશે એમ ધારી આપણે વખત અને પૈસાનો ભોગ આપીયે છીયે શાખરણુની માણ, દૈયાણી એમાં શાસ્ત્રાર્થ કયાય જોવામા આવતો નથી, ઉભયપક્ષમા જમણ હોવાથી રાંધું ધાન ગતે પાડવા જેવી રીતે વાપરીયે છીયે ને એ લઈને વખત બન્નેનો નકામોજ વ્યય કરિયે છીયે કન્યાને બયેમા બેસાડવી, વડી સુખડી વી પણ તેટલુંજ નિરૂપયોગી છે કાગળની મોંઘવારીમા વડીના પટારામા થતો ખર્ચ બીજી કોઈ ઉપયોગી ચીજમા કર્યો હોય તો તે કામ પણ લાગે આ તો માત્ર ઉંદરને ઉધેઈનેજ કામનો થાય છે. લગ્નમા પ્રથમ ત્રણ ચાર દિવસ થતા હતા તે ઘટાડીને આપણે આજે બે

દીવસ કર્યા છે તે છતાં પણ આપણે એકે વિષય મૂકી દેતા નથી એટલે ટુંકા વખતમાં જેમ નાની છોકરીએ કુકા રમતાં વાસીદા ઓટા કરે છે તેમ આપણે પણ બધું ઝટ આટોપી લઈએ છીએ. કેટલાક રિવાજો તે વખતના દેશકાળને લઈને ને કેટલાક ગમ્મતને ખાતર દાખલ કરેલા તે આજે દેશકાળ બદલાતા સઘળું નિરૂપયોગી લાગે છે. વડી મુખડીનો રિવાજ નાના પરણતાં તે વખતે લગ્ન પછી ગમ્મતને ખાતર રાખેલો આજે હવે તે નકામો વખત ગાળવા જેવું લાગે છે ને આમાં ગુમાવાતો વખત લગ્નની ધાર્મિક ક્રિયામાંથી કાપીયે છીયે ને પછી જેમ બને તેમ જલ્દી આટોપવાની સૂચના કરિયે છીયે. રૂઢી અને ધાર્મિક ક્રિયા બન્ને એક થઈ જવાથી આપણી ખરી શાસ્ત્રીય ક્રિયામાંથી શ્રદ્ધા ઉડી ગઈ છે ને તેનું બીજું કારણ સઘળી ક્રિયાઓ સંસ્કૃતમાં થતી હોવાથી આપણાથી તે સમજી શકાતી નથી એટલે એમાં પણ વખત આપણને સ્વભાવીકજ નકામો લાગે છે. આ સઘળું જો ગુજરાતીમાં થાય તો સમજી શકાય અને તેમ થવુંજ જોઈયે કે જેથી પ્રતિજ્ઞા લેનાર વરકન્યાને દાન આપનાર માતા પિતા બન્ને સમજી શકે. હાલની પ્રતિજ્ઞાઓ તો વગર વાંચ્યા દસ્તાવેજ પર કરેલી સહી જેવી છે. એક નહી જેવી બાબતપર પણ જો મતું મારવાનું હોય તો તે સમજ્યા વગર નહી મારીયે પરંતુ આ જીંદગી સુધીના અરે આ લોક પરલોકમાં જે સંબંધ કાયમ રહે છે તેવા પવીત્ર સંબંધની ધાર્મિક ક્રિયાઓમાં અગ્નિ, દેવ, વડીલો, સમક્ષ લેવાની પ્રતિજ્ઞાઓથી તદ્દન અજાણ્યા રહીયે છીયે એ ચલાવી નહી લેવાય તેવું છે. આ ધાર્મિક ક્રિયાઓ જેમ બને તેમ વધુ સરલ કરવી જોઈયે કે જેથી લગ્નની પવિત્રતા ને તેનું રહસ્ય સમજાય. લગ્ન વખતે અપાતી પ્રેઝંટો વીગેરે ને બીજા દરેક કારણોને લઈને થતી ગરબડને બદલે જેમ બને તેમ શાન્તિ રાખવી જોઈયે.

આ સઘળા રિવાજોમાં ધાર્મિકપણું બીલકુલ નથી ને તેથી તેમાં શ્રદ્ધા પણ રહેતી નથી. રહે તેમ છે પણ નહી તોપણી ઉભયપક્ષે મલીને આમાં સુધારો કરવો જોઈયે. માત્ર આપણા મનની નબળાઈને લઈનેજ આ રિવાજો રહેલા છે ને સર્વ બ્હેનો જો ધારે તો આ સુધારો કરવાનું કંઈ મૂશ્કેલ નથી. ઉભયપક્ષે મલીને કરવાથી આ રિવાજ સહજ નિકલી જશે. જેમ આ સર્વમાં સુધારો કરવો સર્વ બ્હેનોને માથે આવે છે તેમજ લેવાની બાબતોમાં તો એકલા પરણનાર યુવકેજ સત્યાગ્રહ કરવાનો છે તે શિવાય એ રિવાજ નિકલી શકે તેમ છેજ નહી. આશા છે કે આપણા આવતા લગ્નસરામાં સુધારા થશેજ—ને વિક્રયનો દુષ્ટ રિવાજ તો જરૂર જશે.

ગોધરા. સૌ. હીરાલક્ષ્મી દેસાઈ.

—:o:—

## જ્ઞાતિને ભેટ.

માંદગીના પ્રસંગમાં જ્ઞાતિબંધુઓના વપરાસ માટે આઈસ બેગ, હોટ વોટર બેગ, થર્મોમીટર, બેડ પેન, યુરીન બોટલ્સ, ડુશ વગેરે સુરત, ભરૂચ, આમોદ, વડોદરે અને જુનાગઢ મોકલ્યાં છે. સદહુ ચીજો નીચે લખેલા ગૃહસ્થો પાસેથી મળી શકશે.

**સુરત**—રા. ઠાકોરલાલ માણેકલાલ ઠાકોર વકીલ.
**ભરૂચ**—રા. દીનકરરાવ નરભેરામ દેસાઈ વકીલ
**આમોદ**—રા. બલવંતરાય રતનરામ દેસાઈ.
**વડોદરા**—રા. શ્રીપતરાય બદનરાય વકીલ
**જુનાગઢ**—રા. રતીલાલ દુર્ગાદાસ દેસાઈ.

## જ્ઞાતિના ખબર અંતર.

### નિમણુકો, ફેરબદલીઓ વગેરે.

—સર ચીમનલાલ હરિલાલ સેતલવાડ મુંબઈની હાઈ કોર્ટના જડજે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું છે, અને નવી ધારાસભા સારૂ ઉમેદવારી બહાર પાડી છે

—રા બા ચુનીલાલ હરિલાલ સેતલવાડ-મુંબઈના કામચલાઉ ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ પાછા પોતાની જગ્યાએ ફર્યા છે

—રા પ્રાણલાલ હરિપ્રસાદ દિવાનની નિમણુંક અમદાવાદ જીલ્લાના કા ચ ન ડે કલેક્ટર તરીકે થઈ છે

—ભરૂચ જીલ્લાના આસીસ્ટંટ ડેપ્યુટી અને અમદાવાદ મ્યુ સ્કુલોના સુપ્રીન્ટેન્ડંટ રા પ્રાણલાલ કીરપારામ દેસાઇને એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટમા રૂ ૧૫૦)ની ગ્રેડમા મૂકવામા આવ્યા છે

—રા ઠાકોરલાલ જીવનરામ દિવાનની મુંબઈની ધી ધરમસી મોરારજી વુવન મીલ્સ કુ લી ની ઓફીસમા નિમણુંક થઈ છે

—રા ખુરાવદનલાલ ચંદુલાલ ઠાકોર બી એ ની નિમણુંક ભરૂચ યુનિયન હાઈસ્કુલમા રૂ ૭૦)ના પગારથી થઈ છે

—રા કાન્તિલાલ બલવંતરાય દેસાઈ બી એ ની નિમણુંક ભરૂચ સરકારી હાઈસ્કુલમા રૂ. ૫૦)ના પગારથી થઈ છે

—રા ચંદ્રકાન્ત ધીરજલાલ ઠાકોર બી. એ ની નિમણુંક મુંબઈની ધી રજપુતાના ટેક્સ્ટાઈલ એન્ડ ટ્રાન્સપોર્ટ કોરપોરેશન લી ની ઓફીસમા રૂ ૧૦૦)ના પગારથી થઈ છે

—રા કૃષ્ણલાલ ચંદુલાલ ઠાકોર (મુંબઈ ધી બગ્યા મીલ્સ લી ની ઓફીસમા)નો પગાર વધી રૂ ૧૨૫) થયા છે

—મુંબઈની પોષ્ટ ખાતામાં બ્દલાવ હોવાથી રા લીરાલાલ કીરપારામ દેસાઈની ચાગામી બદલી ભરૂચથી મુંબઈ થઈ છે

—રા નાનનલાલ ભવાનલાલ છત્રપતિ (જુનાગઢ)નો પગાર વધી રૂ ૧૨૫) થયો છે.

—બ્હેન ઉર્મિલા વૈકુંઠરાય દેસાઈ બી એ વધુ અભ્યાસાર્થે ઇગ્લાંડ ગયા છે તેમને અમ્હે મુબારકબાદી આપીએ છીએ અને ઈચ્છીએ છીએ કે તેમના પ્રયાસમા તેમને ફત્તેહ મળે

—રા. ઈચ્છારામ ગજદાસ દેસાઈ (જુનાગઢ)નો પગાર વધી રૂ. ૯૦) થયો છે.

—ધી મેન્યુફેકચરર્સ લાઈફ ઈ. કું.ના અમદાવાદના એજન્ટ તરીકે રા. નટવરલાલ અંબાલાલ લાખીયા નિમાયા છે.

—રા. રતીલાલ જીવનલાલ લાખીયાની નિમણુંક ૧૯૨૩ના સપ્ટેમ્બરની તા૦ ૩૦મી સુધી ખેડા જીલ્લાના પબ્લીક પ્રોસીક્યુટરના બીજા મદદનીશ તરીકે થઈ છે.

## जाहेर जीवन.

—મુંબઈની નાગરદાસ રૂગનાથદાસ સ્કુલનો ઈનામનો મેળાવડો સર ચીમનલાલ હરિલાલ સેતલવાડના પ્રમુખપણા નીચે થયો હતો.

—મુંબઈ યુનિવર્સિટીના કોન્વોકેશનનાં વાર્ષિક મેળાવડા વખતે વાઈસ ચેન્સેલર તરીકે સર ચીમનલાલ સેતલવાડે આપેલું ભાષણ મનનીય હતું.

—ચોથી ગુજરાત સંસાર સુધારા પરિષદના કાર્યવાહક મંડળમાં રા. જીવનલાલ વ્રજરાય દેસાઈ અને રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ જોઈન્ટ સેક્રેટરી નિમાયા હતા.

—લોકમાન્ય તિલકના સ્વર્ગવાસની દીલગીરી પ્રદર્શિત કરવા અમદાવાદમાં મળેલી જાહેર સભાનું પ્રમુખસ્થાન રા. જીવનલાલ વ્રજરાય દેસાઈ અને ભરૂચમાં રા. બા. અંબાશંકર મલજીને આપવામાં આવ્યું હતું.

—મુંબઈ ઈલાકાની પુનામાં મળેલી કોઓપરેટીવ કોન્ફરન્સમાં ભાગ લેવા ડેલીગેટ તરીકે રા. બા. અંબાશંકર મલજી, રા. સા. ગુણવંતરાય દેસાઈ, રા. ચુનીલાલ હુકુમતરાય, રા. મણીલાલ અજીતરાય, રા. નરભેરામ કીરપારામ અને રા. વૈકુંઠલાલ મગનલાલ દિવાનજી તથા પ્રેક્ષક તરીકે રા. જીવનલાલ માધવલાલ ઠાકોર ગયા હતા.

—હાલની રાજકીય પરિસ્થિતિપર વિચાર કરવાને નડીયાદ મુકામે ગુજરાત રાજકીય મંડળની સભા રા. કૃષ્ણલાલ નરસિંલાલ દેસાઈના પ્રમુખપણા નીચે મળી હતી.

—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની મેનેજીંગ કમીટીના સભ્ય તરીકે રા. કૃષ્ણલાલ નરસિંલાલ દેસાઈ ચુંટાયા છે.

—અમદાવાદ પ્રેમાભાઈ હોલમા સોશીયલ સર્વીસ લીગ સ્થાપવા મળેલી સભામા ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ તથા રા કેશવપ્રસાદ મણીલાલ ઠાકોરે પ્રસગોપાત વિવેચન કર્યા હતા

—ભરૂચમા રાજકીય સ્થીતિ ઉપર વિચાર કરવા મળેલી સભામા રા વૈકુંઠનાથ મગનલાલ દિવાનજીએ પ્રસગને અનુરૂપ ભાષણ આપ્યુ હતુ

—જુનાગઢ મુકામે આપણી જ્ઞાતિ સમક્ષ ભરૂચના રા માધવલાલે (પુરાહીત) ત્રિલોકદેશ ઉપર એક વ્યાખ્યાન આપ્યુ હતુ

—ગુજરાત કેળવણી મડળ તરફથી લેવાતી માધ્યમિક શિક્ષણની છેલ્લી પરીક્ષામા નીચેની બાળાઓ પાસ થઈ છ

અરવિદા ગીરધરલાલ ઠાકોર*

નદગૌરી છોટાલાલ નેતલવાડ

—અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કુલના ચાલકો રા જીવનલાલ હરિપ્રસાદ દિવાન અને રા બનનતરાય પરમોદરાય ઠાકોરે અસહકારનો ઠરાવ રવીકારીને શાળામા સરકારી સત્તા છોડી દીધાનુ જાહેર કર્યું છે

— ० —

## ग्राहकोने सूचना.

હવે પછીનો ત્રિમાસિકનો અક એટલે જાન્યુઆરી ૧૯૨૧નો અક વી પી થી મોકલવામા આવશે હાલમા પોષ્ટ ખાતા તરફથી અનરજીસ્ટર્ડ વી પી નુ ધોરણ કાઢી નાખી દરેક ચોપાનીયુ રજીસ્ટર્ડ વી પી સ્વીકારવાનુ ધોરણ દાખલ કર્યાથી ત્રિમાસિક વી પી કરવા પાછળ ૦-૩-૬નો ખર્ચ વધ્યો છે તેથી અમોએ હાલ ત્રિમાસિકના લવાજમનો રૂ ૧-૪-૦ લઇએ છીએ તેને બદલે આવતા વર્ષથી રૂ ૧ ૮ ૦ લઇશુ આવતો અક રજીસ્ટર્ડ વી પી થી મોકલીશુ તે રૂ ૧-૮ ૦ ભરીને સ્વીકારી લેવા વિનતિ છે જે કોઈ ગ્રાહકને ત્રિમાસિકના ગ્રાહક તરીકે રહેવુ ન હોય તેમણે અમને પ્રથમથી લખી જણાવવુ. ટપાલ આવાની હડતાલને લીધે દેશાવરના ખબર અત્રે વખતને મળી શક્યા નથી

પ્રકાશક—બ્ર ક્ષ ત્રિમાસિક,
ગાયવાડી, ગીરગામ, મુંબઈ

* એ મેટ્રીક તથા સસ્કૃતનુ રૂ ૨૦)નુ બીજા નબરનુ ઈનામ મળ્યુ છે

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| ા. મુક્તા કૃષ્ણલાલ જીવનલાલ | ને | પુત્ર | જુનાગઢ |
| ા. જયાગૌરી અજીતરાય | ,, | પુત્રી | અમદાવાદ |

---

## મરણ.

| | ઉ. વ. | રોગ | સ્થળ. |
|---|---|---|---|
| ્ષ્ણલાલ બલવંતરાય દેસાઈ | ૨૪ | ડાયરીયા | ભરૂચ |
| ૌ. નિર્મળગૌરી પ્રીતમરાય મજરાય | ૨૨ | તાવ | અમદાવાદ |
| ોતમલાલ ભગવાનલાલનો પુત્ર | ૧ | તાવ | જુનાગઢ |
| ા. સ્વ. ન્હાની ગૌરી ચીમનલાલ | ૩૬ | | લીંબડી |

# વખત અને પૈસાનો બચાવ કેમ કરવો?

"A good Dress is a letter of Recommendation"

## સારો પોશાક એ એક ઊત્તમમાં ઊત્તમ ભલામણપત્ર છે.

---

મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો?

જો તમને તમારા વખત અને પૈસાનો બચાવ કરવો હોય તો એક વખત અમારી દુકાનની મુલાકાત લો, અમારે ત્યાં ઘણોજ સારો **હોઝીયરી માલ** કીફાયત ભાવે મળશે તે બતા કાંઈ પણ જાતની ગ્રાહકોને છેતરવાની મુદ્દલ ધાસ્તી નથી કેમકે અમારે ત્યાંથી લીધેલો માલ જો પસંદ નહી પડે તો આઠ દિવસની અંદર અમે પાછો લઇ તેના પૈસા પાછા આપીએ છીએ, તેમજ બદલી આપીએ છીએ, અમારે ત્યાં **બધી જાતની હોઝીયરી,** ગરમ તથા કૉટન અને કુલન, જેવા કે —ગંજીફરાક. મોજા, રૂમાલ, **ખમીસો. કૉલર્સ. નેકટાઈઓ, શાલ. બ્રેઈસીસ. બચ્ચાંઓનાં ફ્રાક. હેન્ડગ્લવ્ઝ. બચ્ચાંઓનાં મોજા** વગેરે ઘણીજ **સરસ ક્વૉલીટી-અપટુડેટ** મળશે

ખાસ વિનંતિ—એક વખત અમારી દુકાનની મુલાકાત કરવાની ભલામણ કરીએ છીએ.

બહારગામના ઑરડરો ઉપર પુરતુ ધ્યાન આપવામાં આવે છે

**હાજી અબુબક્કર તાહેરમહમદ,**

**હોઝીયરી** મરચંટ.

પાંજરાપોળની સામે, ભુલેશ્વર રોડ, મુંબઈ.

# જાહેર ખબર.

---

અમો ચાંદો તથા "સર્ટીફીકેટ"ની સીફારસો કરી ગ્રાહકોને લાલચમાં નાખવા માંગતા નથી પણ ઉત્તમ પ્રકારનો માલ આપી ગ્રાહકોને રાજી રાખવા એજ અમારી કું૦ નો મુદ્રાલેખ છે; **નાતાલ** વાસ્તે **ભેટ** આપવા લાયક તરેહવાર જાતના **"ફેન્સી-બૉકસૉ"** તથા **"ટીનો"** મોટા જથ્થામાં મળશે તથા ઘરખર્ચ વાસ્તે વીણી સાફ કરેલો **"મેવો"** તથા **"મસાલો"** તથા **"ઊંચી હીંગ"** વગેરે મળી શકશે.

બ્હારગામના ઑર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

તરેહવાર સુકા મેવાના પાયોનીયર વેપારી

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦—જુમા મસીદ સામે; મુંબઈ.

---

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ન આશય જ્યાં સુધી.—

ઉપનિષદ.


વર્ષ ૧૪ મું.] જુલાઇ ૧૯૨૧. [ અંક ૩ જો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂા. ૧-૮-૦.

તંત્રીઃ—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ. બી.

પ્રકાશકઃ—જીવનલાલ માધવલાલ ઠાકોર,

કેશવાશ્રમ, પારેખ સ્ટ્રીટ, ગિરગામ, મુબઈ.



| | | |
|---|---|---|
| અમારી માતાને માટે! (કાવ્ય) ... | રા. વસંત જ્યોતિ ... | ૯૯ |
| વિવાહ વિચાર ... ... ... | રા. પાન્થ ... ... | ૧૦૦ |
| પ્રભો! ચહું એજ મહાવરદાન ... | રા. ખુશાવદન ચંદુલાલ ઠાકોર... ... | ૧૦૭ |
| તાજનો મર્મ ... ... ... | રા. વસંત જ્યોતિ ... | ૧૦૮ |
| સુન્દરી (કાવ્ય) ... ... ... | રા. મધુકર ... ... | ૧૧૧ |
| શુ. બ્ર. ક્ષ. કો. સોસાયટીની સભા ... | ... ... | ૧૧૨ |
| " " " " " નું સરવાયું ... | ... ... | ૧૧૪ |
| સુરત બ્ર. ક્ષ. જ્ઞાતિપંચનો હિસાબ ... | ... ... | ૧૧૬ |
| જસોદાની સેવાબુદ્ધી (વાર્તા) ... | રા. કેશવપ્રસાદ દેસાઈ... | ૧૧૭ |
| શુ. બ્ર. ક્ષ. કો. સોસાયટીનો ત્રિમાસિક હિસાબ ... ... ... | ... ... | ૧૨૯ |
| એક વિનંતી ... ... ... | ... ... | ૧૩૦ |
| સાભાર સ્વીકાર ... ... ... | રા. કેશવ પ્રસાદ દેસાઈ ... | ૧૩૧ |
| જ્ઞાતિના ખબર અંતર વગેરે ... ... | ... ત્રિમાક ઓફીસ ... | ૧૩૨ |



છાપનાર—શૉ. મગનલાલ જગજીવનદાસ. [ ૭૮૧૪૭૭.

છાપખાનાનું નામ—શ્રી સરસ્વતી છાપખાનું, ૩૫૧, નાગદેવી રસ્તો, મુંબઈ.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર.

પ્રકટ કરવાનું ઠેકાણું—કેશવાશ્રમ, પારેખ સ્ટ્રીટ, ગીરગામ—મુંબઈ

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૪ મું ] જુલાઈ ૧૯૨૧ [ અંક ૩ જો

## અમારી માતને માટે !

અમારી માતને માટે અમો નિજ જાત હોમીશું,
જગાવી ભક્તિની અહાલેક્ રણે સત્સ્નેહથી ઘૂમશું!
સુધારસ સત્યને પ્યાલે અમારી ટેક ભારી છે,
ડરાવે નહિં કદી ડરશું અમારી વાત ન્યારી છે!
અમારાં પ્રાણની પરવા ન ધરશું માતને માટે,
અમો સત્યે શૂરા ક્ષત્રી અમો સત્યાગ્રહી થઈશું!
જીતીશું જંગ પ્રેમે રંગ છાંટી કૈં અનેરાં એ,
ઝીલીશું ઘાવ દુશ્મનનાં અમારાં પ્રેમથી આજે!

વસંતજ્યોતિ.

# વિવાહવિચાર.

## ૧-દેહલગ્ન.

"છે લગ્ન સંસારીનો ધર્મ મોટો
મથો સર્વથા લગ્ન ઉદ્ધાર માટે"

મનુષ્યની જીંદગીમા વિવાહ વિચારનો વિષય સર્વથી મહત્વનો અને અગત્યનો છે એતો જાણીતી વાત છે એ વિષય સબંધે જેટલી ચર્ચા થાય તેટલી થોડી છે. ઘણા આનંદની વાત છે કે એ વિષયની ચર્ચા ઘણા વખતથી "ત્રિમાસીક" મા થયાજ કરે છે અને તેથી આપણે લગ્નના ઉદ્ધાર માટે સર્વથા મંથન કરતાજ રહીએ છીએ તે વાત જણાઈ આવે છે. ગઇ લગ્નસરાથી એ વિષયમાં આપણે વધારે રસ લેવા માંડયો છે અને એ વિષયની ચર્ચામાં ઘણા ઉત્સાહથી ઉતર્યો છીએ તે વાત ત્રિમાસીકના વાચનારાઓને સારી રીતે વિદિત હોવાથી એ સંબંધે વિશેષ કહેવાની અગત્યતા રહેતી નથી પરંતુ જે ઉત્સાહ અને રસથી એ વિષયમા ભાગ લેવા માંડયો છે તે ચર્ચા ચાલુ રાખી તેમાંથી કાંઈ સાર ખેંચી જે હીતકર માર્ગ જણાઈ આવે તે પ્રમાણે વર્તન કરવામાં આવે તોજ આ ચર્ચાનું કાંઈ ફળ મળ્યુ અથવા લાભ થયો કહેવાય. અત્યારે તો આપણે આ ચર્ચા લાભપ્રદ નિવડશે એ આશા સાથેજ આરંભીશુ

હિન્દુ સમાજમાનો ઘણો મોટો ભાગ વર્ણાશ્રમ ધર્મને માનનારો છે અને વર્ણાશ્રમ ધર્મ માર્ગમા ગૃહસ્થાશ્રમને સર્વથી શ્રેષ્ઠ આશ્રમ ગણ્યો છે. "ગૃહસ્થ" આ શબ્દથી ઘરમા રહેનાર, ઘરકરીને રહેનાર-એક સ્થાનમા વસનાર-વારંવાર સ્થાન નહી બદલનાર એવા સકુચીત અર્થ લેવામાં સમજવામા આવતા નથી પરંતુ જે ઘરમા "ગૃહીણી"-સ્ત્રી-ભાર્યા-હોય તેનેજ ખરેખરૂ ઘર કહેવામાં આવે છે સ્ત્રી વગરનુ ઘર તે ઘર ગણાતુંજ નથી આપણા હીન્દુ ધર્મને લગતા દરેક કાર્યમા સ્ત્રીની આવશ્યકતા દર્શાવેલી હોય છે. આપણા દરેક કાર્યમાં ધર્મભાવના મેળવેલી હોય છે અને તેમાંના ઘણા ખરામાં સ્ત્રીની જરૂરીઆત જણાવેલી હોય છે એટલે જ્યાં સ્ત્રી ના હોય તે ઘર-દેખીતુ ઘર છતાં વાસ્તવીક રીતે ઘર ગણાતું નથી અને તેમા રહેનાર ગૃહસ્થ ગણી શકાતો નથી તેથી ગૃહસ્થાશ્રમમા સ્ત્રીની ખાસ આવશ્યકતા સ્વિકારવામા આવી છે અને સ્ત્રીપુરૂષનો ભેગો સસાર વ્યવહાર તેનેજ ગૃહસ્થાશ્રમ કહેવામા આવે છે ટુંકામા સ્ત્રી અને પુરૂષ એ ગૃહસ્થાશ્રમનું એકત્ર છે અને એવાજ કારણસર

આ લેખને મથાળે ટાંકેલી પંક્તિની વાસ્તવીકતા જણાય છે-સંસારી-ગૃહસ્થાશ્રમી-નો મોટામાં મોટો ધર્મ લગ્ન-સ્ત્રીપુરૂષનું જોડાવું તે છે.

પૃથ્વિપર વસતી ભિન્નભિન્ન પ્રજાઓમાં લગ્ન બાબત ઘણા જુદાજુદા નિયમો તથા ઘણાઘણા વિચિત્ર રીતરીવાજો પ્રવર્તે છે. આપણી હીન્દુ જ્ઞાતીઓનાજ રીતીરીવાજો જોવામાં આવે તો તેમાં પણ ઘણી વિચિત્રતા માલમ પડયા વગર રહેશે નહી. આ સઘળા રીતરીવાજો સાથે એટલું પણ જણાઈ આવે છે કે તેમાં થોડે કે ઘણે દરજ્જે ધાર્મીક તત્વનું મીશ્રણ હોય છે તેથી તમામ માણસજાત આ વિષયને ઘણીજ અગત્યતા આપે છે એમ સ્હેજ જણાય છે.

મનુષ્ય વર્ગમાં બે મુખ્ય વિચારો આ જીવન સંબધે પ્રચલીત છે જન્મથી મૃત્યુ સુધીમાં આ જીવનની બધી પ્રવૃત્તીઓ આવી જાય છે. મૃત્યુ પછી કાંઇ નથી એવો માનનાર એક વર્ગ છે જ્યારે બીજો વર્ગ આ જન્મ પહેલાં અને મૃત્યુ પછી પણ જીવને કોઈ અવસ્થા ભોગવવાની હોય છે એવું માનનાર વર્ગ છે. પ્રથમ વર્ગ માત્ર આ દેહનેજ આ જીવનને માને છે જ્યારે બીજો વર્ગ આત્માને માને છે અને આત્મા મરતો નથી પણ જુદાજુદા દેહ ધારણ કરે છે એવું માને છે. આપણાં શાસ્ત્રો દેહની પરંપરા માનનારા હોવાથી તેના નિયમોની રચના આ દેહનાજ કલ્યાણ પુરતી નહી પરંતુ હવે પછી પણ થનારા જન્મોની કલ્યાણવાસનાથી રચવામાં આવેલી જણાય છે, અને તેમાં લગ્નની વાતને ઘણીજ અગત્યતા આપવામાં આવેલી છે; તેથી તેને સારૂ ઘણા આગળથી તૈયાર થઈ રહેવાની પણ જોગવાઈ કરવામાં આવેલી છે-ગૃહસ્થાશ્રમ જે શ્રેષ્ટ આશ્રમ તેના કાર્યો ઘણી સ્વસ્થતાથી નીપુણતાથી ચલાવી શકાય તેને સારૂ ઘણી કાળજીપુર્વક તેના પુર્વાશ્રમની વ્યવસ્થા કરી છે, એ પુર્વાશ્રમ તે બ્રહ્મચર્યાશ્રમ છે.

હાલમાં કેટલાક અંગ્રેજ લોકો કે પાશ્ચીમાત્ય પ્રજાજનો ૪૦-૫૦ વર્ષે પરણે છે તેના તરફ આપણે ઘણી આશ્ચર્યતાથી જોઈએ છીએ પરંતુ જો આપણે આપણા ધર્મ શાસ્ત્રો તરફ દ્રષ્ટિ જરાક પાછી ફેરવવાની કૃપા કરીએ તો તરત જણાઈ આવશે કે આપણા શાસ્ત્રમાં પણ એ વિચારને સ્થાન મળેલું છે. બાળક જન્મે ત્યારથી અને તે અગાઉ પણ શાસ્ત્રોની સત્તા નીચે તે આવે છે અને અમુક સંસ્કારોને પાત્ર થાય છે, બાળકની જીંદગી જેમજેમ આગળ વધે છે તેમતેમ તે દર્શાવનારા સંસ્કારો તેને સારૂ "સેન્ટ્રી"ની માફક તૈયાર ચોકી કરતા ખડાજ હોય છે. બાળપણુ વટાવી કુમારાવસ્થામાં દાખલ થતાંજ તેને દર્શનીય ચિન્હ મળે છે, આ સંસ્કારને

સંસારમાં પ્રવેશ કરવાની લાયકાત મેળવવી જોઈએ પોતાના ભાવી પતિની ઘરવ્યવસ્થા સંભાળી લેવા ઉપરાંત તેના મનની-હૃદયની-ઉત્સાહની-આનંદની-વેગની-સર્વ પ્રકારની લાગણીઓની ભાગીયણ થતાં શીખવું જોઈએ. તેની સર્વ પ્રકારની પ્રવૃત્તિમાં રસ લેવા જેટલી તેની બુદ્ધિ ખીલવી જોઇએ. ટુંકામાં તેના થનાર પતિની સર્વ પ્રકારની પ્રવૃત્તિમાં સરખી રીતે ભાગ લઈ શકે. એક તેને શીક્ષણને કેલવણી મળવાં જોઇએ. તેને માટે એવું કહેવાનો વખત ન આવવો જોઈએ કે:—

"ભાઈ તો ભૂગોળને ખગોળમાં ઘુમે છે,
બાઈનું તો ચિત્ત ચુલામાંહ્ય-દેશી કેવું આ કજોડું તે કહેવાય.
ભાઈ તો સ્વદેશને સુધારવા મથે છે,
બાઈ કહે હું જોઉં શી રીતે થાય-દેશી કેવું આ કજોડું તે કહેવાય."

પણ યોગ્ય વરને યોગ્ય કન્યા મળે એવી કન્યા તરફની પણ તૈયારી જોઇએ. જેમ બ્રહ્મચર્યાશ્રમમાં કુમાર પોતાની શરીરસંપત્તિ અખંડિત સાચવી રાખેછે તેમ કન્યાઓએ પણ પરણતા સુધી પોતાની શરીર સંપત્તિ અખંડિત સાચવી રાખવી જોઈએ. એક બીજાને યોગ્ય વર કન્યા મળે એ લગ્નની ઉત્તમમાં ઉત્તમ દશા થઈ અને એ દશાએ પહોંચવા દરેક વરકન્યાએ અને તેમનું હિત સાચવનાર વર્ગે જેટલો-બને તેટલો પ્રયાસ કરવો જોઇએ.

આવી ઈચ્છવા યોગ્ય સ્થિતિ હાલ કેટલે દરજ્જે બની શકે તેમ છે તે સર્વની જાણીની વાત છે. હાલ જે જે કાર્યો થાય છે તેમાં પાશ્ચિમાત્ય કેળવણીની પ્રબળ અસર માલુમ પડે છે. તેનુંજ અનુકરણ થાય છે તેનોજ આધાર લેવામાં આવે છે અને એજ શ્રેષ્ટ છે એમ ગણી લેવામાં જરાપણ વિચાર સંકોચ કે શંકાને સ્થાન મળતું નથી. પાશ્ચાત્ય બધું ખોટું ને પૌર્વાત્ય બધું સારૂં એમ મનાવવાનો જરાપણ આશય નથી. પરંતુ પાશ્ચિમાત્ય બધું સારૂં અને પૌર્વાત્ય બધું ખોટું-વગર વિચારનું એવું માની લેવાની ટેવ જે હાલમાં ઘણાકને પડેલી જણાય છે તે સામા પોકાર કરવાનું સ્થાન છે એટલું ઠસાવવાની તો ખાસ અગત્ય છે. વિવાહપ્રકરણ-લગ્નવિષય એમાં પણ પાશ્ચિમાત્ય કેળવણીને લઇને ઘણા વિચિત્ર વિચારો આપણામાં ઠસી બેઠેલા છે તે જાણવા જોવા અને જુની દ્રષ્ટિથી તેને તપાસવાનો વખત આવી લાગ્યો છે એમ જાણવામાં સમજવામાં આવે તો તેથી પણ કાંઈક વિશેષ લાભ થાય તેમ છે. આપણા જુના રીવાજો-ક્રીયાઓ-માં કાંઈ રહસ્ય છે એવું જણાવા લાગ્યું છે.

છઠી વાત એવી છે કે દેહલગ્ન કરવાથી કેટલેક દરજ્જે છોકરાંની જવાબદારીમાથી મુક્ત થવાય છે કારણકે કેટલીક વાર તો કુંવારી જીંદગીમાજ છોકરા થઈ ગયલા હોવાથી ફરી થતા નથી અગર એવા સંસારસુખ ભોગી જનોની સહાયમા આવનારાઓએ એવા ઉપાય શોધી કાઢયાછે કે જેથી છોકરાની જવાબદારી માથે લેવાનો વખતજ આવે નહી

સાતમી વાત આપણા પ્રખ્યાત કવિ નાનાલાલ ભાઈ કહેછે તેમ– "દેહલગ્નની વિધવાને પુનંલગ્ન સમ સિદ્ધી નથી" માટે દેહલગ્નનો સ્વિકાર કર્યા પછી વ્યક્તિ સ્વાતંત્ર્ય શાસ્ત્રના આધારે તેને ફરી પરણુવાની જરૂરજ પડશે એમ આપણા પ્રખ્યાત કવિ કહેછે, માટે પુનંલગ્ન સારૂ પણ પ્રથમથી જોગવાઈ કરી રાખવી પડશે જે જે જ્ઞાતિઓ દેહલગ્નનો સિદ્ધાંત સ્વિકારવા તૈયાર થાય તેમણે ઉપર જુદીજુદી કલમોમા જણાવેલા સુધારા ત્વરાથી પોતાની જ્ઞાતિમા દાખલ કરવાની તૈયારી કરવી જોઈએ કે જેથી તેમને ભવિષ્યમા કોઈ જાતની હરકત આવે નહી.

દેહ લગ્નનો સિદ્ધાંત આપણી ન્યાતમા દાખલ થયોછે એમ કહેવાનો હેતુ નથી, પરંતુ લગ્નની ઉમર ઘણી મોટી વધારવાથી એ સિદ્ધાંત દાખલ કરવાના માર્ગને સરળ કરી આપવામા આવ્યો છે એમતો કહેવુ પડશે અને વરકન્યાની મોટી વય થવાથી લગ્ન પ્રસંગોમા કેટલીક વિચિત્રતા દાખલ થવા પામીછે અને તેથી શુ પરિણામ થયા છે તે બાબત વિચાર લઈ ચર્ચા કરવામા આવે તો તેથી લાભ થવા સંભવ છે એમ ધારી આ વિષય લખવામા આવ્યોછે કન્યાની મોટી વય થવાથી તેમને સ્વતંત્ર થવા દીધાથી જે અનુભવો આજ સુધી થયાછે તે ઉપરથી ભવિષ્યમા શી રીતે વર્તવુ એ બાબત ખ્યાલ લેવાય તો તેપણ કાંઈ ઓછા લાભની વાત નથી

આ વિષયનો બાકીનો ભાગ આત્મીક લગ્ન આવતાઅંકમા ચર્ચવામા આવશે, જેથી પાશ્ચિમાત્ય અને પૌર્વાત્ય દેશોના વિચારોમા કેટલુ અંતર છે, આપણે શુ લાભ દાયી છે, વિવાહ વિચારમા મુખ્ય અગત્યની વાત શું છે એ વિગેરે હકીકત જણાવવા પ્રયત્ન થશે

અગાઉના "નવીન સૃષ્ટી" ના લેખમા જણાવેલી ઈચ્છા "દેહ લગ્નની અનાથ ભાવનાને આપણાં ધર્મપ્રધાન દેશમાથી જેટલી વહેલી મુક્તિ મળે તેમ સારૂ" પુર્ણ થવાની આશા સાથે આ લેખ અત્રેથીજ સમાપ્ત કરીશુ

"પાન્થ."

——:o:——

## "प्रभो ! चहुं एज महा वरदान."



પ્રભો! ચહું એજ મહા વરદાન.
અરવિન્દ* શા પુણ્ય તપસ્વિ,
અમર ટિળક સમ પૂર્ણ યશસ્વિ,
પરહિતમાં પરવરો! મનસ્વિ. ભારતના સંતાન-પ્રભો!

ક્લેશ, મલિનતા દઈએ છોડી,
પ્રેમ—ઐક્ય માંહે પ્રીત જોડી,
પરદેશીના બંધન તોડી; સ્વદેશીમાં ગુલ્તાન-પ્રભો!

દેશ બન્ધુના દુઃખ વિદારી,
સત્ય, સ્વત્વ, સૌન્દર્ય પ્રસારી,
અધમો ને સદસા ઉદ્ધારી; જગમાં ધરીએ માન-પ્રભો!

આળસ, દુર્ગુણ અતિ અકારા,
દેશ—ભક્તિ અમ જીવન—ધારા,
આત્મોન્નતિના માર્ગ હમારા; સ્વતંત્રતાનું ગાન-પ્રભો!

દુષ્ટ હેતુને દૂરે હઠાવી,
સદ્‌ભાવો શુ સ્નેહ લગાવી,
સ્વાર્થ ત્યાગની ધૂન મચાવી. ગાઇએ ભારત ગાન-પ્રભો!

આત્મ-દશાને પૂર્ણ નિરીક્ષી,
દેશ-દશા પર તનમન બક્ષી,
ધર્મ થકી નિજ ગૌરવ રક્ષી. અપૂર્વ ધરીએ જ્ઞાન-પ્રભો

'यूयं वयं'. ને 'वयं यूयं'. ના
અભેદ ભાવ ને અંતર ધરતાં:-
ખીલો! સત્યશીલ દિંદપુત્રથી, ભારતનો ઉથાન-પ્રભો!

ખુશાલદાસ અંદુલાલ ઠાકોર.

* બાબુ અરવિન્દ ઘોષ

અને આપખુદી નિવડત બાદશાહ તરીકે નહિ, પરંતુ એક પ્રેમી તરીકે મ્હે જીવન ગાળ્યું છે, મ્હારી સ્ત્રીએ પોતાનું સર્વસ્વ મ્હને સમર્પ્યું અને મ્હારૂં સર્વ મ્હે હેને અર્પ્યું અને આમ અર્પતાંજ મ્હને કીર્તી–યશ–મળ્યા પ્રેમ વિહોણી પ્રતિષ્ઠા, જેણે પ્રેમની સાંકળે ભૂત અને વર્તમાનને ગૂંથ્યા નથી ચીરંજીવી અને અચળ ન રહી શકે! સ્નેહશૂન્ય મનુષ્ય–સૂકાન વિનાના વ્હાણ જેવો છે. અકસ્માતથી કદાચ તે સ્નેહના કિનારા ઉપર બિરાજે પરંતુ જ્યાં સુધી પ્રેમનો નિર્દેશક હસ્ત સૂકાન પર નથી ત્યાં સુધી પરિભ્રમણ, ભ્રમિષ્ટ અને અનિશ્ચિત છે, પળે પળે નાશની ધાસ્તી રહે છે"

એક મૃદુ અવાજ—જાણે રૂપાની ઘંટડીનો નાદ વચમાંજ સંભળાયો

"મ્હારા પતિને અંતઃકરણથી, દેહથી અને આત્માથી જો હું ચ્હાતી ન હોત તો ઈતિહાસમાં મ્હારૂં નામ અત્યારે હોત પણ નહિ. પારિતોષકની ઈચ્છા વીના–મ્હારૂં સર્વસ્વ મ્હે હેમને હવાલે કર્યું, તેથીજ મ્હને બધુંજ મળ્યું" ઉધતા તાજ પ્રત્યે હાથ લંબાવી તેણે કહ્યું, "મ્હારા ખાવીંદને હું ચ્હાતી હતી તેથીજ મ્હારા સ્મારકચિન્હ તરીકે એમણે તાજ બંધાવ્યો, અને મ્હારૂં નામ ગતવર્ષોમાં અને અદ્યાપિપર્યંત અમર રાખ્યું પરંતુ મ્હારો પ્રેમ નામના મેળવવા માટે હતોજ નહિ. અંતઃકરણથી હું હેમને ચ્હાતી હતી માટેજ ચ્હાતી અને મ્હારી જાતને સંપૂર્ણ સ્વાધીન કરવામાંજ સ્નેહ રહેમજી હતી"

"અને આવી રીતે અન્યોન્ય પ્રેમથી બંને પ્રસિદ્ધિ પામ્યા પ્રલય સમયે જ્યારે પ્રારબ્ધના ત્રાજવામાં તુલના થશે ત્યારે જણાશે કે પ્રેમજ દૂનીયામાં સર્વથી ઉત્તમ અને મહાન છે–અને તે સમસ્ત કથીરને કાચનમય બનાવી દે છે!" શાહજહાનના ઓળાએ ઉમેર્યું

હાથમાં હાથ મેળવી, શીળી ચાદનીમાંથી, આરસની પગથીઆ ઉપર થઈ, વિસ્તીર્ણ ફર્શબંદી ઓળંગી, પ્રૌઢ ગુમ્મજમાં થઈ, ભોંયરાવાળી કબરના પગથીઆ ઉતરી–છેવટે મ્હારી દૃષ્ટિમર્યાદાની બ્હાર–તે પ્રેમી યુગલ ગયું! હળવેથી હું ઉઠ્યો. તાજનો મર્મ હું જાણી શક્યો!

વસંત જ્યોતિ



## 'सुन्दरी.'

### ( એક ચિત્ર )

( સોરઠા. )

પૂર્ણચન્દ્ર આકાશ, ઝરતો અમૃત બિંદુડાં;
શ્વેત વસ્ત્ર પરિધાન, સુન્દરી'શી લાગે ધરા. ૧
નિર્મળ ચન્દ્ર પ્રકાશ, મન્દ અનિલ શીળો વહે;
મીઠાં કોયલ ગાન, શાન્ત જગત સર્વે દિસે. ૨
મધુરાં પુષ્પ અનેક, મીઠી સૌરભ વેરતાં;
ચોપાસે રસમાટ, ભમરો દીસે ઉડતાં. ૩
'ગણુગણુ' કરતાં સાદ, ઉડે પુષ્પ સમિપમાં;
જાણે નિજ પ્રિય પાસ, કરતાં સ્નેહ સુયાચના. ૪
એ સમયે દેખાય, વિવિધાં પુષ્પે ઓપતાં;
'ફુલ-મંડપ' ની માંહ, સુન્દરી કો' બેઠેલ આ. ૫
ઉજ્જ્વલ ઓપે અંગ, ધવલ વસ્ત્ર દેહે ધર્યાં;
મોતીમાલા કંઠ, સુન્દરતા-પ્રતિમા અહા ? ૬
સુન્દર સુરસર કાંઠડે, ગાતી મીઠાં ગાન;
રસભર રમતી સુન્દરી, આવી શું તે આંહિ ? ૭
કોમલ કરમાંહે ધરી, ઝીણા વનિતા ત્યાંહ.
મધુરાં, ધીમાં સાદથી, ગાતી રસભર ગાન. ૮
સુન્દર, કોમલ અંગુલિ, કરતી ધીમો સ્વર;
હૈયાંતાર હલાવતી, વીણા-તારની સાથ. ૯
શો એ કોમલ કંઠ ? જાણે કોયલ કૂજતી;
સર્વે અંગે અંગ, રસ-સરિતા રેલાવતી. ૧૦
મીઠું ગાન થઈ રહે, વીણા મૂકી પાસ;
શ્રમિત થયેલી સુન્દરી, ધીમે લે છે શ્વાસ. ૧૧
કોમલ કરપર ટેકવી, નિજ શિર સુન્દરી ત્યાંહ;
કમલો સમ નયનો મિચે, ક્ષણમાં પોઢી જાય. ૧૨

મહાબલેશ્વર,
તા. ૧૯-૫-૨૧.

"મધુકર."

———:o:———

અને આપખુદી નિરંકુશ બાદશાહ તરીકે નહિ, પરંતુ એક પ્રેમી તરીકે મ્હે જીવન ગાળ્યું છે મ્હારી સ્ત્રીએ પોતાનું સર્વસ્વ મ્હને સમર્પ્યું અને મ્હારૂં સર્વ મ્હેં ત્હેને અર્પ્યું અને આમ અર્પનાજ મ્હને કીર્તી-યશ-મળ્યા પ્રેમ વિહોણી પ્રતિષ્ટા, જેો પ્રેમની સાંકળે ભૂત અને વર્તમાનને ગૂંથ્યા નથી ચીરંજીવી અને અચળ ન રહી શકે! સ્નેહસૂનો મનુષ્ય-સૂકાન વિનાના વહાણ જેવો છે અકસ્માતથી કદાચ તે કૃતેહના મિનારા ઉપર બિરાજે પરંતુ જ્યાં સુધી પ્રેમનો નિર્દેષક હસ્ત સૂકાન પર નથી ત્યાં સુધી પરિભ્રમણ અમિષ્ટ અને અનિશ્ચિત છે, પળે પળે નાશની ધાસ્તી રહે છે

એક મૃદુ અવાજ—જાણે રૂપાની ધંટડીનો નાદ વચમાંજ સંભળાયો

"મ્હારા પતિને અંતઃકરણથી, દેહથી અને આત્માથી જો હું ચ્હાતી ન હોત તો ઈતિહાસમાં મ્હારૂં નામ અત્યારે હોત પણ નહિ પારિતોષકની ઈચ્છા વીના-મ્હારૂં સર્વસ્વ મ્હેં ત્હેમને હવાલે કર્યું, તેથીજ મ્હને બધું જ મળ્યું" ઉધતા તાજ પ્રત્યે હાથ લંબાવી તેણે કહ્યું 'મ્હારા ખાવીંદને હું ચ્હાતી હતી તેથીજ મ્હારા સ્મારકચિન્હ તરીકે એમણે તાજ બંધાવ્યો, અને મ્હારૂં નામ ગત વર્ષોમાં અને અદ્યાપિપર્યંત અમર રાખ્યું પરંતુ મ્હારો પ્રેમ નામના મેળવવા માટે હતોજ નહિ અંતઃકરણથી હું ત્હેમને ચ્હાતી હતી માટેજ ચ્હાતી અને મ્હારી જાતને સંપૂર્ણ સ્વાધીન કરવામાંજ સ્નેહ મ્હમજી હતી

'અને આવી રીતે અન્યોન્ય પ્રેમથી બન્ને પ્રસિદ્ધિ પામ્યા પ્રલય સમયે જ્યારે પ્રારબ્ધના ત્રાજવામાં તુલના થશે ત્યારે જણાશે કે પ્રેમજ દુનીયામાં સર્વથી ઉત્તમ અને મહાન છે અને તે સમસ્ત ક્થીરને કાંચનમય બનાવી દે છે!" શાહજહાનના ઓળાએ ઉમેર્યું

હાથમાં હાથ મેળવી શીળી ચાંદનીમાંથી આરસનાં પગથીઆ ઉપર થઈ, વિસ્તીર્ણ ફર્શબંદી ઓળંગી પ્રૌઢ ગુંમજમાં થઈ, ભોંયરાવાળી કબરના પગથીઆ ઉતરી છેવટે મ્હારી દ્રષ્ટિમર્યાદાની બ્હાર-તે પ્રેમી યુગલ ગયું! હળવેથી હું ઉઠયો. તાજનો મર્મ હું જાણી ગયો!

વસંત જ્યોતિ



# ‘ सुन्दरी. ’

## ( એક ચિત્ર )

( સોરઠા. )

પૂર્ણચન્દ્ર આકાશ, ઝરતો અમૃત બિંદુડાં;
શ્વેત વસ્ત્ર પરિધાન, સુન્દરી’શી લાગે ધરા. ૧
નિર્મળ ચન્દ્ર પ્રકાશ, મન્દ અનિલ શીળો વહે;
મીઠાં કોયલ ગાન, શાન્ત જગત સર્વે દિસે. ૨
મધુરાં પુષ્પ અનેક, મીઠી સૌરભ વેરતાં;
ચોપાસે રસમાટ, ભ્રમરો દીસે ઉડતાં ૩
‘ ગણગણ ’ કરતાં સાદ, ઉડે પુષ્પ સમિપમા;
જાણે નિજ પ્રિય પાસ, કરતાં સ્નેહ સુયાચના. ૪
એ સમયે દેખાય, વિવિધાં પુષ્પે ઓપતાં;
‘ફુલ-મંડપ’ ની માંહ, સુન્દરી કો’ બેઠેલ આ. ૫
ઉજ્વલ ઓપે અંગ, ધવલ વસ્ત્ર દેહે ધર્યાં;
મોતીમાલા કંઠ, સુન્દરતા-પ્રતિમા અહા ? ૬
સુન્દર સુરસર કાંઠડે, ગાતી મીઠાં ગાન;
રસભર રમતી સુન્દરી, આવી શું તે આંહિ ? ૭
કોમલ કરમાંહે ધરી, બીણા વનિતા ત્યાંહ
મધુરાં, ધીમાં સાદથી, ગાતી રસભર ગાન. ૮
સુન્દર, કોમલ અંગુલિ, કરતી ધીમેસ્વર;
હૈયાંતાર હલાવતી, વીણા-તારની સાથ. ૯
શો એ કોમલ કંઠ ? જાણે કોયલ કૂજતી;
સર્વે અંગે અંગ, રસ-સરિતા રેલાવતી. ૧૦
મીઠું ગાન થઈ રહે, વીણા મૂકી પાસ;
શ્રમિત થયેલી સુન્દરી, ધીમે લે છે શ્વાસ. ૧૧
કોમલ કરપર ટેકવી, નિજ શિર સુન્દરી ત્યાંહ;
કમલો સમ નયનો મિચે, ક્ષણમાં પોઢી જાય. ૧૨

મહાબલેશ્વર,
તા. ૧૯-૫-૨૧.

“ મધુકર. ”

—:o:—

## ગુ. બ્ર. ક્ષ. કો. સોસાયટીની વાર્ષિક સભા.

તારીખ ૨૪-૫-૧૯૨૧

આજરોજ ધી ગુજરાત બ્રહ્મક્ષત્રીય કોઑપરેટીવ સોસાયટીની જનરલ મીટીંગ રાવબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજીના ઑફીસમા મુલતવી રહેલી મલી તેમા નીચે મુજબના ઠરાવો થયા છે

ઠરાવ ૧ લો આજની સભાનુ પ્રમુખસ્થાન મી ત્રીકમલાલ બલવંતરાયની દરખાસ્તથી અને મી ઠાકોરલાલ ચુનીલાલના ટેકાથી રાવબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજીને આપવા ઠરાવ્યુ છે સર્વાનુમતે મંજુર

ઠરાવ ૨ જો સને ૧૯૨૦ ૨૧ નુ સરવાયુ તથા તે સરવાયુ આવ્યા પછી મે ઑડીટર સાહેબ તરફથી ના ૪૩૮ તા ૧૮-૫-૨૧ નો કાગળ રજુ થતા ઠરાવ્યુ કે સરવાયુ સુધરી આવ્યુ છે તે પ્રમાણેનુ મંજુર કરવુ અને ચાલુ સાલના નફાના રૂા ૫૩૯-૪-૧૧ અને પાછલા નફાના ખેચી આવેલા રૂા ૪-૧૫-૧૦ મલી રૂા ૫૪૪-૪-૯ ની વ્યવસ્થા નીચે મુજબ કરવી

૧૦૩—૦—૩ નફાના રૂા ૫૩૯-૪-૧૧ પૈકી પ્રવેશ ફીના રૂા ૧૨૫) રીઝર્વ ફંડ ખાતે જવાના બાદ કરતા રૂા ૪૧૪-૪-૧૧ રહે તેની ચોથાઈના રીઝર્વ ફંડ ખાતે લઈ જવા

૩૦—૦—૦ બોનસના મેનેજીંગ કમીટીના ઠરાવ મુજબ કામ કરનારાઓને આપ્યા તે

૨૭૫—૦—૯ સભાસદોને તેમને ભરેલી રકમ મુજબ દર વરસે દર સેંકડે તેરીખ ટકા ૫) પાચ લેખેનુ ડીવીડન્ડ આપવા માટે ડીવીડન્ડ ખાતે લઈ જવા

૧૧૦-૧૦ ચાલતા વર્ષ માટે ખેચી જવા

૧૨૫—૦—૦ પ્રવેશ ફીના રીઝર્વ ફંડ ખાતે લઈ જવાના તે

૫૪૪—૪—૯ સર્વાનુમતે મંજુર

ઠરાવ ૩ જો સન ૧૯૨૧ -૨૨ માટે રાવબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજીને પ્રમુખ તરીકે ચુંટી કહાડવામા આવ્યા છે

સર્વાનુમતે મંજુર

ઠરાવ ૪ થો નીચે લખેલા સભાસદોની મેનેજીંગ કમીટીમા નીમણુક કરીછે

મી. ત્રીકમલાલ બલવંતરાય ઠાકોર ચેરમેન
મી ઠાકોરલાલ ચુનીલાલ ઠાકોર
મી ચુનીલાલ ડાહ્યાભાઈ
મી સકરલાલ માણેકલાલ
મી કેશવલાલ અંબાશંકર મલજી સર્વાનુમતે મંજુર

——૦——

ઠરાવ ૫ મો. સેક્રેટરી તરીકે મી. છોટાલાલ લલુભાઇની તા ૧-૪-૨૧ થી મૅનેજીંગ કમીટીના ઠરાવ મુજબ રૂા. ૫)ના માસીક પગારથી નીમણુંક કાયમ રાખી છે. સર્વાનુંમતે મંજુર

ઠરાવ ૬ ઠો. સને ૧૯૨૧-૨૨ ના વરસ માટે કામકાજની ભંડોલની રકમ રૂા. ૪૦૦૦૦) સુધી મુકરર કરવા મંજુર કર્યું. સર્વાનુંમતે મંજુર

ઠરાવ ૭ મો. સન ૧૯૨૦-૨૧ ના ઑડીટ નોટ વાંચી દફતરે રાખી. ,,

ઠરાવ ૮ મો. પેટા કાયદાની કલમ ૧૪ કાઢી નાખી તેને બદલે નીચે પ્રમાણેની કલમ ૧૪ દાખલ કરવા મંજુર કર્યું છે આ ઠરાવની નકલ મે. રજીસ્ટ્રાર સાહેબ તરફ મોકલી આપવી દરેક સભાસદની જવાબદારી તેણે ધારણ કરેલા શેરના પુરી રકમ ભરેલી નહી હશે તો નહી ભરાયલી રકમ પુરતી છે. સર્વાનુંમતે મંજુર.

A. U. Malji,

પ્રમુખ.

# ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી લીમીટેડનું સરવાયુ સને ૧૯૨૦–૨૧ નું

પત્રક ૧.

જ

૧૫૫–૭–૩ ઉઘડતી સીલીક
  ૦–૧૦–૫ (અ) રોકડ
  ૧૫૪–૧૨–૧૦ (બ) બેન્કમા
૧૬૨૧૪–૭–૦ ઉછીના લીધેલા કરજ અને થાપણો
૧૧૯૧૨–૫–૦ કરજ વસુલ
૮૪૦ ૧૧ ૭ મંડળીને મળેલુ વ્યાજ
૧૨૫–૦–૦ દાખલ ફી
૩૫૪૫–૦–૦ સેર વેચાણ
૦–૬–૦ પરચુરણ

કુલ ૩૨૭૯૩–૪–૧૦

ઉ

૧૦૦–૦–૦ સેર લીધા તે
૧૧૨૦૦–૧૪–૩ સભાસદો અને બીન સભાસદોએ ઉપાડી લીધેલી થાપણો
૧૯૮૩૪–૯–૯ ધીરેલુ કરજ
૩૮૫–૯–૫ કરજ અને થાપણો ઉપર આપેલું વ્યાજ
૯૩–૧૦–૨ શેર ઉપર આપેલો ફાલો
૬૦–૩–૩ પગાર અને વહીવટનો ખર્ચ
૧૧૧૮–૬–૧ બંધ થતી સીલીક.
  ૦–૦–૦ રોકડ.
  ૧૧૧૮–૬–૧ બેંકમા

કુલ. ૩૨૭૯૩–૪–૧૦

## પત્રક ૨.

**જ** — પુંજી.

૧૧૧૮-૬-૧ હાથ ઉપર અને બેંકમાં રોકડ સીલીક.

૧૦૦-૦-૦ રોકેલી રકમની કીમત-શેર લીધા તે.

૧૭૦૫૨-૧૩-૮ સભાસદો પાસેનું લેણુ કરજ.

કુલ. ૧૮૨૭૧-૩-૯

**ઉ** — દેવું.

૧૦૨૧૪-૭-૬ સભાસદો અને બીન સભાસદોની થાપણો.

૭૨૦૫-૦-૦ વસુલ આવેલું શેરનું ભંડોળ.

૦-૯-૬ વર્ષ આખરે ડીવીડન્ડના આપવાના બાકી.

૪-૧૫-૧૦ ગયા વર્ષનો ખેંચાઈ આવેલો બચત નફો.

૩૦૬-૧૪-૦ અનામત ભંડોળ.

૬-૧૪-૦ (અ) મંડલીના કામકાજમાં

૩૦૦-૦-૦ (બ) ઈલાયદું.

૩૦૬-૧૪-૦ રોકેલુ.

૧૭૭૩૧-૧૪-૧૦

૫૩૯-૪-૧૧ બાકી નફો.

કુલ. ૧૮૨૭૧-૩-૯

## પત્રક ૩.

**જ** — જમા.

૮૫૦-૧૧-૭ રોકેલી રકમ અને કરજ ઉપર ખરેખર મળેલું વ્યાજ.

૧૨૫-૦-૦ દાખલ ફી.

૦-૬-૦ પરચુરણ

કુલ. ૯૬૬-૧-૭

**ઉ** — ખર્ચ.

૩૮૫-૯-૫ આપેલું વ્યાજ

૪૧-૩-૩ પગાર અને પરચુરણ ખર્ચ.

કુલ. ૪૨૬-૧૨-૮

૫૩૯-૪-૧૧ બાકી નફો.

કુલ. ૯૬૬-૧-૭

A. U. Malji ચેરમેન.

T. B. Thakore. મેમ્બર.

છોટાલાલ લલ્લુભાઈ. સેક્રેટરી.

## શ્રી સુરત બ્રહ્મક્ષત્રી જ્ઞાતિના પંચનો હિસાબ તા. ૧ જાન્યુઆરી ૧૯૨૦ થી તા. ૩૧ ડીસેમ્બર સુધી.

| ખાખત. | તા ૧-૧-૨૦ ને રોજ રહેલી શિલક | ચાલુ હિસાબ. જમા | કુલ. | ખર્ચ | શિલિક |
|---|---|---|---|---|---|
| | | | | | |
| વાસણ. | ૨૩૦-૧૦-૩ | ૩૫-૮-૦ | ૨૬૬-૨-૩ | ૧૦૩-૭-૦ | ૧૬૨-૧૧-૩ |
| વાડી. | ૭૨-૧૪-૧૦ | ૧૦૮-૧૨-૮ | ૧૮૧-૧૧ ૬ | ૨૮-૦-૯ | ૧૫૩-૧૦ ૮ |
| કેળવણી. | ૧૮૫૮-૦-૩ | ૧૪-૦-૦ | ૧૮૭૨-૦-૩ | | ૧૮૭૨-૦-.. |
| ટોટલ. | ૨૧૫૭-૮-૪ | ૧૬૨-૪-૮ | ૨૩૧૯ ૧૪ ૦ | ૧૩૧-૭-૯ | ૨૧૮૮-૬ ૩ |

શિલિકની તારીજ

૨૧૮૮-૬-૩ ૧૦૦૦-૦—૦ અમદાવાદ વર્નાક્યુલર સોસાયટીમા દેસાઈ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ તરફથી

૫૦૦-૦—૦ પંચની લોન

૪૦-૦—૪ મુંબઈ બેંકમા

૫૧૨-૨—૦ વડોદરા બેંકમા

૧૩૬-૩-૧૧ હાથ ઉપર (૧—૮-૧૧ રા શ્રીપતરાય (૧૩૪-૧૧—૦ રા નરસીલાલ હરદેરામ

———

૨૧૮૮-૬—૩

૩૬૬-૧૨-૦ ભાઈ નરસીલાલ હરદેરામ તરફ

૩૦૫-૧૧-૦ ગયે વરસે પ્રસિદ્ધ થયેલા હિસાબ મુજબ

૩૫—૦-૦ ન્યાતની લોન રૂા. ૫૦૦ની જે એમના તરફ છે તેનુ ચાર હપતાનુ વ્યાજ

૨૬—૧-૦ રૂા ૩૦૫) ઉપર ગણી લીધેલુ વ્યાજ

૩૧૮—૦-૦ ભાઉત હીરારાવ બુરાભાઈ તરફ

૨૮૦—૦-૦ ભાડાની રકમ રૂા ૨૦)પ્રમાણે ડીસેમ્બર ૧૯૨૦ સુધી માસ ૧૪ ના

૧૪—૦-૦ વોટર ટેક્સ માસ ૧૪ નો

૧૮—૦-૦ ગોઠવેલા મશીન બદલ આપવામા આવેલો વોટર ટેક્સ

૬—૦-૦ ઉપલી રકમ ઉપર ગણી લીધેલું વ્યાજ

તા ૩-૬-૨૧.

શ્રીપતરાય હકુમતરાય,
ઓ. સેક્રેટરી,
બ્ર. ક્ષ. પંચ-સુરત

# जसोदानी सेवाबुद्धि.



જસોદાનું દુર્ભાગ્યજ તેને ફળ્યું. પંદર વર્ષની ઉમરની તે થઈ તે વખતે ત્રણ માસમાં તેના માતા અને પિતા બે મૃત્યુ પામ્યા. ભાઈ તો તેને હતોજ નહિ. અને બહેન પણ નહોતી, તે કુટુંબમાં એકલીજ હતી. પિતા વીલથી એક ઘર અને સાઠ હજાર પુંજી તેને આપી ગયા હતા. ટ્રસ્ટી નિમાયા હતા અને તેમની સલાહ મુજબ વર્તવાનું પણ લખ્યું હતું, પણ વીલમાં લખ્યું હતું કે પૂંજી જસોદાને બિન શરતે આપવામાં આવે છે, અને તે એકવીસ વર્ષની થાય એટલે બધીજ મિલકત તેને સોંપવી, યા તો તેની વ્યવસ્થા તેની મરજી મુજબ કરવી

માતાનું મૃત્યુ થયું તે સમયે જસોદા મેટ્રીકમાં તરતજ આવી હતી. હવે તેને ભણતર બંધ કરાવી યોગ્ય વર મળતા પરણાવી દેવાના વિચારમાંજ તેના માતા પિતા હતા. પરંતુ આ પ્રમાણે તેઓ અકાળે મૃત્યુવશ થતાં જસોદાના વિવાહની વાત રહીજ ગઈ. જસોદા ડાહ્યી અને વિચારવંત હતી. તેણે પોતાનો અભ્યાસ ચાલુજ રાખ્યો; અને તે સાલ મેટ્રીકની પરીક્ષામાં પાસ પણ થઈ. તેના ટ્રસ્ટીઓની ઇચ્છા એમ હતી કે તે કોલેજમાં જાય નહિ તો સારૂં. પણ જસોદાયે તો બી. એ. થવાનો નિશ્ચય કરીજ દીધો હતો. એક સમયે દાક્તર થવાનો તેને વિચાર આવ્યો હતો, પણ સાહિત્ય તરફ એટલી બધી પ્રીતિ તેને હતી કે તે વિચાર લાંબો ટક્યો નહિ.

પ્રથમ વર્ષ તો તેણે અમદાવાદ કૉલેજમાં ગાળ્યું. પણ તેને ઘરમાં એકલા ગમતું હતું નહિ. બહેન નહિ, માશી નહિ, એટલે ખરા તનનું કોઈ નહિ. બીજા દુરના સગા ઘણા પણ તેમની જોડે જસોદાને ફાવેજ નહિ. ટ્રસ્ટીઓને ઘેર કોઈવાર જાય, પણ તેમની સ્ત્રીઓની વર્તણુક જસોદાને ગમતી નહોતી. તેઓ જાણે એના માલિક હોય તેમ વર્તતાં અને તેને ના ભણવા માટે હમેશાં કહેતાં. વળી તેની પૂંજીને લીધે એક તેમના સગાનો છોકરો હતો તેની જોડે પરણાવવા મથતાં. છોકરો ઉદરમાં ત્રણવાર નપાસ થઈ મીકેનીકલ ઇજનેર થયો હતો, અને બાર મહિને બે હજાર કુટી કાઢતો હતો. આ તજવીજ જોઈ જસોદા તો હસતી અને વાત ફેરવતી, પણ ઘણુંખરૂં તેમને ઘેર જતી નહિ. તેને હવે અમદાવાદમાં ગમતું નહિ. પણ કરવું શું?

પ્રીવિયસનુ પરિણામ આવ્યા પછી તેણે મુબઈ સેવાસદનના મત્રી સાથે પત્રવ્યવહાર ચલાવ્યો, અને છેવટે ત્યા એક જુદી ઓરડી પોતાને મળે તેમ તજવીજ કરી ત્યા નર્સ માટે કેળવાતી તથા મહેતી થવા મથતી પચીસેક બાઈઓ રહેતી હતી જસોદાએ પોતાનુ બધુ જ ખર્ચ આપવાની શરતે કોટડી મેળવી હતી તેને એમતો લાગતુજ હતુ કે જો કોઈ પણ કોલેજમા સ્ત્રીઓ માટે બોર્ડીંગ હોત તો તે ત્યા ખુશીથી જાત પણ તેવી બોર્ડીંગની ગેરહાજરીમા આ વ્યવસ્થા તેણે પોતે કરી હતી બધુ નક્કી કર્યા પછી તેણે ટ્રસ્ટીઓને વાત કરી તેઓને તો આ જરાયે ગમ્યુ નહિ પણ જસોદા કાઈ વિચાર ફેરવે તેવી નહોતી તે મુબઈ ગઈ, સેવાસદનમા રહી, અને વિલસન કોલેજમા દાખલ થઈ

ભણતરમા તેણે પ્રોફેસરોને સર્વ વાતે સતોષ આપ્યો. સેવાસદનમા તો કોઈ ક્વળ બોર્ડર તરીકે નહિ પણ એક કારભારી તરિકે તેણે ભાગ લેવા માડયો ત્યાના મત્રીના જમણા હાથરૂપ તે બની બધુ કામ ત્યા હાથે કરવાનુ હતુ વારાફરતી રસોઈ કરવી, અને પોતાના કપડા હાથે ધોઇ લેવા એ ક્રમ જસોદાયે સ્વીકાર્યો હતો ધારત તો પોતે જુદી ગોઠવણ કરી શક્ત પણ તે વાત તેને ગમી નહિ બધા જેમ રહેતા હોય તેમજ રહેવુ એ તેને ઠીક લાગ્યુ બધા બૉર્ડરોમા તે બુદ્ધિવતી હોવાથી સહજ તેમની આગેવાન થઈ પડી સેવાસદનમા તેને ખરી ધર્મભાવના પણ થઈ અત્યાર સુધી આ સબધી કાઈજ જ્ઞાન તેને નહોતુ ઘેર કોઈ નહિ, અને નિશાળમા તો ધર્મ કેવવણીનુ નામ નહિ પરતુ સેવાસદનની આખી ભાવનાજ ધર્મમય હતી વળી તેમા નિરાધારને મદદ કરનાર બાઈઓનુ મડળ પણ હતુ, ગરીબ દરદીઓની સારવાર કરનારૂ ખાતુ પણ હતુ, અને બધા કરતા ત્યાના મત્રી જે પોતાના કાર્યમા કેવળ તલ્લીન થયેલાજ રહેતા હતા તે હતા. આ સર્વની અસર જસોદા ઉપર જબરી થઈ, તેનુ મન પરોપકાર તરફ ઢળ્યુ વળી મત્રી પોતે તો પારસી હતા પણ તેમણે જસોદાને ખાસ આગ્રહ કર્યો કે હિદુધર્મના પુસ્તકો તેણે વાચવાજ જોઈયે જસોદાયે રામાયણ અને મહાભારત તેનાજ કહ્યાથી વાચ્યા વળી તેનાજ આગ્રહથી વિલસન કોલેજમા બાઈબલ શીખવાતુ હતુ તે તેણે ધ્યાનપૂર્વક વાચ્યુ અને બાઈબલ શીખવવાના સમયને પવિત્ર ગણી તે ખાસ લક્ષથી અધ્યાપકનુ વિવેચન તે સાભળતી હતી આ સર્વેથી જસોદાને બહુજ લાભ થયો બુદ્ધિ સાથે હૃદયની ખીલવણી પણ થઈ અહિ જસોદા સુખી હતી તે દુનિયામા એકલી છે, તે લાગણી તેના મનમાથી

નિકળીજ, ગઇ. કૉલેજની બીજા વર્ષની પરીક્ષામાં તે પસાર થઇ અને બી. એ. નો અભ્યાસ તેણે ચાલુ રાખ્યો.

સેવાસદનમાં બેએક વર્ષ રહ્યા પછી એકવાર તે મંત્રીની સાથે ઑફીસ રૂમમાં બેઠી હતી, તે વખતે એક અંગ્રેજી ઢબનો પહેરવેશ પહેરેલો ખુબસુરત યુવક પોતાનું કાર્ડ મોકલીને રજા મળતા અંદર આવ્યો; ઘણાએ માણસો વખતો વખત આ પરોપકારી ખાતું જોવા આવતા હતા. આ યુવકનુ નામ મી૦ ઠાકોર હતું અને તે અમેરિકામાં જઈ સમાજશાસ્ત્રનો અભ્યાસ કરી આવ્યો હતો. મુંબાઈ આવ્યા પછી સ્થાનિક સંજોગોનો અભ્યાસ કરવાની તેને ફરમાસ થઈ હતી, અને તેથી તેણે મુંબાઈની પરોપકારી સંસ્થાઓનો અભ્યાસ કરવાનું આદર્યું હતું; અને તેજ કારણથી સેવાસદનને જોવા તે આવ્યો હતો. આ હકીકત તેણે પોતેજ મંત્રીને કહી. આ ગૃહસ્થ પાસે ઘણું નવું જાણવાનું મળશે એમ જસોદાને લાગ્યું અને તેથી તેણે ઉલટથી તેની બધી વાતો સાંભળવા માંડી.

મંત્રીએ પ્રથમજ જસોદાની ઓળખ કરાવી દીધી, અને કહ્યું કે "જોકે બહેન જસોદા અમારા સદનમાં ફક્ત વિદ્યાર્થી તરિકેજ દાખલ થયાં છે તોપણ અત્યારે તો એ મારા જમણા હાથ સમાન છે. વળી સેવાસદનના કામને અંગે તેમણે અત્રેના ઘણા પરોપકારી ખાતાં પણ જોયાં છે. પછી તે ત્રણે જણાં સેવાસદનના આખા મકાનમાં ફર્યા તેને દરેક વીગતની માહિતી આપી અને દરેકમાં જે જે હેતુઓ રહેલા હતા તેની સમજ પાડી ફરતાં ફરતાં તેઓ રસોડા પાસે આવ્યા. રસોડાની સર્વ સોઈ જોઈ, અને પછી મી૦ ઠાકોરે જણ્યું કે મોટે ભાગે રસોઇ તો સર્વ વિદ્યાર્થીઓ અંદર અંદર વેહેંચણી કરીને હાથેજ કરી લે છે, એટલે તેમણે ટીકા કરીકે સેવાસદન જેવું ખાતું પણ સ્ત્રીઓને માથે આ કાર્ય નાંખીને તેમને અપમાન કરે છે તે ઠીક નહિ. આ ઉપરથી જસોદાયે કહ્યું ત્યારે તમે શું કહેવા માગો છો? શું સ્ત્રીઓએ રસોઇ ના કરવી?

મી૦ ઠાકોરઃ-રસોઈ કરતા તેને ભલે આવડે, પણ જે કામ પગારદાર ભાડુતી માણસો કરી શકે છે તે કામમાં કેલવણી લેતી અને કેળવાયલી સ્રીઓને શામાટે રોકવી તે હું સમજતો નથી; વળી જાણે સર્વ એમ ધારીજ લે છે કે સ્ત્રી કુટુંબમાં રસોઈ કરવા બંધાયલીજ છે, તે શું તેને અપમાન કારક નથી?

જસોદા —ના, જરાયે નહિ એમતો સર્વ કોઈ કુટુંબમા એમ ધારીજ લે છે કે પુરૂષ બ્હાર નોકરી ધંધો કરી સ્ત્રીનુ પોષણ કરવા બંધાયેલાજ છે, તે કાઈ પુરૂષોને ઓછુ અપમાનકારક છે ?

આ નરમ લાગતી છોકરીનો સામો ઘા જોઇને મી ઠાકોર ચૂપ થઈ ગયા, અને તેની તરફ આદર વધવા લાગ્યો

પછી જસોદાએ કહ્યુ કે રસોઈ તો શુ પણ દરેક કામ દરેક જણે હાથે કરવાની ટેવ પાડવી જોઈયે, ને કદાચ હુ લગ્ન કરવાનો વિચાર કરૂં તો મારા પતિને રસોઇ કરતા આવડે છે કે નહિ, તે પ્રશ્ન પહેલો પૂછુ

મી ઠાકોર—માફ કરજો મીસ જસોદા પણ તમે હજી લગ્ન નહિ કરેલુ હોય તેનો મને ખ્યાલજ નહિ આપણા હિંદુઓ પણ હવે કન્યા કેલવણીની કદર કરી તેમને મોટી ઉમર સુધી અવિવાહિત રાખતા શીખ્યા એ દેશને માટે ઘણ સારૂ ચિન્હ છે

જસોદાયે ઉત્તર આપ્યો કે મારૂ તો દુર્ભાગ્યજ મને ફળ્યુ છે મારા પિતા માતાનુ અચાનક અવસાન થયુ હોત નહિ તો કદાચ મને પણ કેલવણીનો લાભ કે સેવાસદનનો સંગ મળ્યો ના હોત પરંતુ હવે કાઈક કદર કેલવણીની થવા માડી છે ખરી

ત્યાર પછી તેઓ ઓફીસ રૂમમા પાછા ફર્યા અને મુબાઈની બીજી સંસ્થાઓની વાતો કરવા માંડી રખડતા ભીખારી છોકરાનુ આશ્રમ નવુ ઉઘડયુ હતુ તે સબંધી જસોદાયે વાત કરી, અને કહ્યુ કે જ્યા સુધી તે સર્વને માટે ઉદ્યોગ ગૃહો ઉઘડે નહિ, અને પછી કાયદાથી ભીખ માગવાનુ અટકાવવામા આવે નહિ ત્યા સુધી દેશનુ આ અઢળક મનુષ્યધન પરાવલબી જીવનજ ગાળશે. તે સાથે ગુનેગાર કન્યાઓને રાખનાર જુદુંજ ઉદ્યોગ ગૃહ અને તેમનુ ચારિત્ર્ય સુધારનાર ખાતુ પણ હોવુ જોઇયે પછી વાતમા અને વાતમા સ્ત્રી જાતિના પ્રશ્નો ઉપર તે ઉતરી પડી કાયદામા તેમને થતા અન્યાય, સમાજ તરફથી બંધન, કુટુંબમા તેમ હલકો દરજ્જો, વિધવાઓના સંકટ, કજોડાની કર્મ કથા, આ સર્વ સબંધી તેણે જરા જુસ્સાથી બોલવા માંડયુ

મી ઠાકોર બોલી ઉઠ્યા કે તુ તો કોઈ અમેરિકાની ઘણીજ આગળ વધેલી—કદાચ લડાયક મતાભિલાષી સ્ત્રી જોડે વાત કરતો હોઉં તેમ મને લાગે છે

જસોદા જરા અટકી, પ્રથમ ઓળખાણે આટલું બધું બોલી જવાયું તેથી જરા મનમાં શરમાઈ, અને કહ્યું " મી. ઠાકોર, માફ કરજો. મ્હેં તો તમને મોટું ભાષણ સંભળાવી દીધું. તેમ કરવાનો મ્હને જરાયે હક નથી. હું ધારૂંછું કે તમને પણ ઘણુંજ મોડું થયું હશે."

મંત્રીયે સેવાસદનમાં બનાવેલા કેક તથા ચ્હા મંગાવ્યા હતા તે પણ હવે પૂરાં થઈ ગયા હતા. મી. ઠાકોર ઉઠયા, અને રજા લેતા લેતા બોલ્યા કે મ્હારા ત્રણ વર્ષના અમેરિકાના વસવાટ પછી હિંદમાં આવી, આવી બુદ્ધિશાળી વાતચિત કરવાની મ્હને મળશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મ્હારે અહિં મિત્રોની સંખ્યા ઓછી છે, અને જો તમે રજા આપો તો કોઈ કોઈ વાર હું તમારી સંગતનો લાભ લઉં, અને મ્હારા કાર્યમાં પણ તમારી મદદ અને સલાહ લઉં.

આ વાત બન્ને બાઈઓએ આનંદ સહિત કબુલ કરી અને બધા હસી ખુશી છુટા પડયા.

ચકોર મંત્રીયે જસોદાની આંખમાં અજબ ચમક જોઈ તે મનમાં મલકાઈ, પણ કાંઈ બોલી નહિ.

ત્યાર પછી મી. ઠાકોર દર અઠવાડીયે સેવાસદનમાં આવવા લાગ્યા. તેઓ અમેરિકાથી ઘણું ઘણું જાણી લાવ્યા હતા, અને હિંદની સામાજિક પરિસ્થિતિ સુધારવા માટે બહુજ આતુરતા ધરાવતા હતા. તેમણે ટૂંક સમયમાં મુંબાઈની પરોપકારી સંસ્થાઓનોજ નહિ પણ ચાલુ સામાજિક સ્થિતિનો પણ અભ્યાસ કરી લીધો. આ બન્ને બાઈઓની તેમાં સહાયતા ઘણીજ હતી.

વાતમાં ખબર પડી કે મી. ઠાકોર જસોદાનીજ નાતના હતા. પણ તેઓ બાર વર્ષના હતા ત્યારે તેમના પિતા મરણ પામ્યા હતા. તેમને કાંઈ મિલકત નહોતી. પરંતુ કોઇક હિતૈશીયે તજવીજ કરીને ગોકળદાસ તેજપાળ બોર્ડીંગમાં તેમને દાખલ કરાવી આપ્યા હતા. ત્યાંથી આગળ વધતા તેઓ પ્રથમ વર્ગમાં બી. એ. પાસ થયા. અને પછી સમાજ શાસ્ત્રનો અભ્યાસ કરવા તેમને સ્કોલરશીપ મળી. અભ્યાસ કરી પાછા આવ્યા બાદ મુંબાઈમાંજ તેમને પ્રોફેસરની જગા મળી ગઈ, એટલે એક વખતનો આ ગરીબ યુવક અત્યારે સારી સ્થિતિમાં આવી ગયો.

જસોદાનો અભ્યાસ તેનું સેવાસદન અગનુ કાર્ય, અને તેનો ખાનગી આત્મવિકાસ વધતાજ જતા હતા યોગ્ય સમયે તેણે બી એ. ની પરીક્ષા પસાર કરી, ચારે તરફથી પુષ્કળ અભિનંદન મળ્યા અને સેવાસદનની બાળાઓએ તો મીજબાની પણ કરી, અને તેમા મી ઠાકોર માનીતા મહેમાન હતા

જસોદા અમદાવાદ ગઈ ટ્રસ્ટીઓએ તથા બીજા સગાંએ હવે લગ્ન કરી નાખવા બહુજ આગ્રહ કર્યો જસોદાયે કહ્યુ કે હુ તે વિચારમાજ છુ હવે આગળ શુ કરવુ તે સબધી વિચાર તેના મનમા ચાલ્યા કરતો હતો કોઈવાર સેવાસદનમાજ જીવન અર્પવા મન થતુ, કોઈવાર યુરોપ અમેરિકા વધુ અભ્યાસ કરવા જવા દિલ દોડતુ કોઈકવાર લગ્નના-અને તે સાથે મી ઠાકોરના વિચાર આવતા જ્યારે જ્યારે તે લગ્નના વિચાર કરતી ત્યારે તે સાથે મી ઠાકોર સંકળાઈ ગયેલાજ આવતા હતા એક વર્ષની તેમની ઓળખાણ દરમિયાન તેઓ લગ્ન સબધી એક શબ્દ પણ બોલ્યા નહોતા પણ એવા ખુલ્લા દિલથી તેઓ એક બીજા સાથે વાતો કરતા હતા કે એક બીજાની રગેરગ પારખી ગયા હતા અને જસોદાયે તો નક્કીજ કર્યું હતુ કે લગ્ન કરવુ તો મી ઠાકોર સાથેજ

મુબઈ આવી તેણે સેવાસદનના મત્રી સાથે ભવિષ્ય સબધી વિચાર કરવા માડયો તેમણે જણાવ્યુ કે તારા જેવી બાઈ સેવાસદનમા સમગ્ર જીવન અર્પે તેના જેવુ રૂડુ તો એકકે નહિ અને તેથી ઘણોજ સતોષ થાય પણ આ નિશ્ચય કરતા પહેલા દરેક વાતનો પૂર્ણ વિચાર કરવો જોઈએ તુ હજી તો જુવાનીમા હમણાજ પ્રવેશ પામીછુ અત્યાર સુધી તો તારૂં મન રોકાયલુ હતુ તારે અભ્યાસ આગળ જવાનુ હતુ પણ હવે તો વિશાળ દુનિયામા ફરવાનુ છે અનેક માણસોની સંગતમા આવવાનુ છે તે સમયે મનની સ્થિરતા જાળવવી કઠણ છે અને મ્હારો પોતાનો અનુભવ કહુ ? મારે મનતો સેવાસદન મ્હારૂ ઘર છે અદર રહેનારા મ્હારા કુટુબીઓ છે મ્હારૂ મન સદાય એને ચલાવવાના અને ખીલવવાના વિચારોથી રોકાયલુ રહે છે તો પણ ઘણીવાર મ્હને એમ થઈ આવે છે કે હુ આ વિશાળ દુનિયામા એકલીજ છુ મ્હારા અતરની ઉડી વાતો હુ કોને કહુ ? મ્હારી જાત જાતની લાગણીઓ કોની આગળ ખુલ્લી કરૂ ? મ્હને કોઈવાર અવનવા સ્વપ્ના આવે છે ભેદભરી ઉર્મિઓ આવે છે પણ ઈશ્વર કૃપાએ મનને સયમમા રાખતા હુ શીખીછું અને એ પ્રમાણે વારવાર મ્હારે મનદમન કરવુ પડે છે ઉર્મિઓ દબાવવી પડે છે અને ' મુગાને સ્વપ્નુ થયુ સમજ સમજ પસ્તાય " એવી મ્હારી

સ્થિતિ થઈ જાય છે. પરંતુ હવે એ સમય ચાલી ગયો છે અને તેવી અવસ્થા મારી પસાર થઈ ગઈ છે.

મ્હારી તો તને એમજ સલાહ છે કે, જો યોગ્ય પાત્ર હોય, સ્વાભાવિક પ્રેમ તેની પ્રત્યે થતો હોય, તો લગ્ન સમ સુખ નથી. વળી યોગ્ય વિવેકસાથે ગૃહસ્થાશ્રમમાં જવું તે પણ દેશને માટે જરૂરનું છે. ગૃહિણીનો અવતાર તો પરોપકારનોજ છે. અને જેમ કવિવર ટાગોર કહે છે તેમ દેશને અત્યારે જે જરૂર છે તે માતૃત્વની છે. એટલે કે માતૃત્વની સમાપ્તિ કેવળ કુટુંબમાં સમાપ્તિ ના કરવી પણ તે માતૃત્વ સમાજમાં પણ લંબાવવું, જાહેર કાર્યોમાં, પરોપકારી સંસ્થાઓમાં એક માતાની માફક રસ લેવો, અને તેમાં યોગ્ય સલાહ અને મદદ આપવા કેવળ પોતાના કુટુંબમાં દબાઈ જવું નહિ, કેવળ સ્વાર્થી ના થઈ જવું પણ અમુક સમય બહારનાં કાર્યને માટે જુદો કાઢવાનો નિશ્ચય કરવોજ. જો દરેક સુશિક્ષિત બાઈઓ આટલું પણ કરે તો દેશને અને દેશની સંસ્થાઓને ઘણોજ લાભ થાય."

જશોદા આ સર્વ સાંભળી રહી હતી. તેણે પૂછ્યું.

"ગૃહસ્થાશ્રમની ફરજો માથે લઈએ, એટલે પછી આપણે આપણી સ્વતંત્રતા વેચી નવા બંધન વ્હોરી નથી લેતા? અને તેમ કરીએ એટલે પછી પરોપકાર માટે આપણે સમય જુદો કાઢવા સ્વતંત્ર રહી શકતાં નથી, એમ તમને નથી લાગતું?

"ના, એમ નથી. સ્વતંત્રતા ઉપર અંકુશો તો હોયજ. પરોપકારી સંસ્થામાં જોડાવ તો ત્યાં પણ તમારી સ્વતંત્રતા ઉપર અંકુશ તો આવવાનોજ. વળી ગૃહસ્થાશ્રમ પણ દેશસેવા અર્થેજ છે એ ભાવનાથી જો કાર્ય થાય તો પછી કંઇ વાંધોજ ના આવે. ગૃહને ઉન્નત કરવું, સુખધામ બનાવવું, બાળકોને યોગ્ય ગૃહશિક્ષણ આપવું, ગૃહને દુઃખીયાના દિલાસારૂપ બનાવવું, પાડોશમાં આદર્શરૂપ થઈ જવું, એ પણ સેવા છે. અંગત પાર્થિવ મોજશોખમાં લપટાઈ ના જતાં સારાસાર વિવેક બુદ્ધિથી જો કાર્ય થાય તો કુટુંબ જીવન અને સેવા જીવનમાં કાંઇજ ભેદ નથી, પણ પતિપત્નીનો સહચાર યોગ્ય જોઈએ. વળી નિરંકુશ કુટુંબવૃદ્ધિ–બાળકો–ઉપર પણ પ્રતિબંધ જોઇયે. તેથી તબિયત સચવાયછે, બાળશિક્ષણ તરફ ધ્યાન દોરાયછે અને લોકસેવા માટે સમય મળી રહેછે. ઉપરાઉપરી બાળકોના જન્મથી માતાની તબિયત બગડે છે, બાળકો તરફ હંમેશ રહે છે, અને જરાય બીજો સમય મળતો નથી,

તેમ માતાનો આત્મવિકાસ પણ થતો નથી માટે તેમા પણ યોગ્ય વિવેક જોઇએ પણ આ સર્વ યોગ્ય પતિ હોય તોજ શક્ય છે હિંદુઓમા કેટલેક સ્થળે જે કજોડા જોવામા આવેછે તેનુ તો લગ્ન થઈ જાય એમ ધારીને કોઈ પણ સુશિક્ષિત સ્ત્રીએ નાજ કરવુ જોઈએ તુ હમણા થોડો સમય આ સર્વ બાબતોનો વિચાર કરી જો, પછી આપણે ફરી વાત કરીશુ?'

જસોદાએ આ સર્વ બાબતો ઉપર પૂરો વિચાર કર્યો પોતાના મનનુ પૃથક્કરણ કર્યુ અને તેને એમ લાગ્યુ કે મી ઠાકોર વિનાનુ જીવન ગાળવુ તેને અશક્યજ દેખાવા લાગ્યુ મી ઠાકોરનો વિચાર મનમાથી બાજુએ મૂકીને બધી બાબતોની તુલના કરતા પરોપકારી ગૃહસ્થાશ્રમની દલીલો તેને ઘણી વ્યાજબી લાગી પણ તેણે એક વાતનો મનમા નિશ્ચય કર્યો કે મી ઠાકોર સાથે બની શકે તો લગ્ન કરવુ પણ તેમાયે પોતાનુ વ્યક્તિત્વ તો નાજ ગુમાવવુ વળી પોતાની આખીયે ભાવના સંબધી મી ઠાકોર સાથે પ્રથમ સ્પષ્ટ ખુલાસાથી વાતચિત કરવાનો પ્રસંગ આણવો પણ એને ખાત્રીજ હતી કે મી ઠાકોર દરેક વાતમા એને સંપૂર્ણ રીતે મળતા થશેજ

એણે પોતાના નિશ્ચયની વાત મત્રીને જણાવી હતી અને તે નિશ્ચય જાણી તેમને ઘણોજ આનદ થયો હતો તેમણે કહ્યુ કે જો એક જસોદા સેવાસદનનુ કાર્ય ઉપાડી લે તો સદનને એકજ જસોદા મળે, પણ હવે તો મને લાગે છે કે જસોદા તો સદનના સિદ્ધાંતોનુ પ્રતિપાદન કરશે એટલુજ નહિ પણ પોતાની લાગવગથી સદનનુ કાર્ય કરવા માટે અનેક જસોદાઓ ઉભી કરશે એમના મનમા પણ મી ઠાકોર વિષે તો જરાયે સદેહ હતોજ નહિ

આ વાત થઈ ગયા પછી એકવાર મી ઠાકોર સદનમા આવ્યા જસોદા તે વખતે કાંઈ કામસર બહાર ગયેલી હતી મી ઠાકોર તો ઑફીસમાજ બેઠા અને મત્રીની સાથે વાતચીત કરવા લાગ્યા વાત ચાલતા વાત મી ઠાકોરના ભવિષ્ય સંબધી નિકળી લાગ જોઈને મત્રીએ વાત છેડી અને પૂછ્યુ "મી ઠાકોર તમે હવે કયા સુધી આમ એકલા અટૂલા રહેશો? એમ કાંઈ વિચાર કર્યો છે કે નહિ?

મી ઠાકોર—એમ કાંઇ વિચાર કરે કામ થાય પ્રેમ વિના લગ્નસંબધ કરવો અશક્યજ છે એ તો પરસ્પર પ્રેમની વાત છે અને મન તો જ્યા સુધી એ વાત દિલમા અશક્યજ લાગતી હતી હવે તો જે થાય તે ખરૂ

મત્રી—એટલે એમજ કહોને કે તમારા પ્રેમનુ પાત્ર નક્કી થયુ છે

મી. ઠાકોરઃ—થયું હોય તો પણ શું. એક બાજુનો પ્રેમ શા કામનો?

મંત્રીઃ—એમ ગોળ ગોળ શું કરવા બોલો છો? હરકત ના હોય તો બરોબરજ વાત કરોને?

મી. ઠાકોરઃ—તમને કહેવામાં હરકત શી હોય? તમારી મૈત્રીથી તો મને જે લાભ થયો છે તે હું વર્ણવી શકતો નથી. જુવો તમને કહું. મ્હારૂં દિલ જીતનાર જસોદાજ છે તેનું જ્ઞાન, તેનો બુદ્ધિ વિકાસ, અને બધા કરતાં વિશેષ તેના કોમળ પરોપકારી હૃદયથી હું ઘણોજ આકર્ષાયો છું પણ હું મ્હારી જવાબદારી સમજું છું. તમારી કૃપાથી હું તમારી મૈત્રિનો લાભ મેળવી શક્યો છું. તે મૈત્રિનો દુરૂપયોગ મ્હારાથી કરી શકાયજ નહિ. વળી કદાચ જસોદાનું વલણ પરોપકારી કાર્ય માટે કૌમારવ્રત ધારણ કરવાનું થાય તે પણ મ્હને સંભવિત લાગ્યું. અને તેથી મ્હારી પોતાની લાગણીઓ બહાર કાઢવીજ નહિ તેનો મ્હેં નિશ્ચય કર્યો છે. અને અહિં આવવાનું પણ હવે તો મ્હને ઘણું ભારે લાગે છે"

આ સાંભળી મંત્રીના મનમાં ઘણીજ નિરાંત વળી. એમને મી. ઠાકોરના વલણ વિષે લગભગ તો ખાત્રી હતીજ. પરંતુ હવે તો નિશ્ચય થયો. પછી તેમણે જસોદા સાથે થએલી બધી વાત મી. ઠાકોરને કહી. આ સાંભળી ઠાકોરના હર્ષનો તો પાર રહ્યો નહિ. પણ જસોદાના વ્યક્તિત્વ વિષેના ખ્યાલ તથા ગૃહસ્થાશ્રમમાં રહીને પણ સેવાજીવન ગાળવાની ભાવેના સંબંધી મંત્રીએ તેમને કહ્યું ત્યારે ઠાકોર બોલી ઉઠયા કે "મ્હને તે સર્વ કબુલ છે. જસોદા મ્હારી દેવી છે. તે જે કહેશે તે કરવા હું તૈયાર છું. હું તેનો દાસ છું હું તેની સેવા કરવા તત્પર છું તેના આદેશ ઉન્નત છે. મ્હારે તે સર્વે રીતે કબૂલ છે."

આ વાત ચાલતી હતી તેટલામાં જસોદા બહારથી આવી. તેને જોઈને ઠાકોર બંધ પડી ગયા. તેમની આંખમાં અજબ તેજ ચમકી રહ્યું અને તેની સામે જોઈજ રહ્યા. આ બધું શું છે તેની જસોદાને સમજ પડી નહિ. તે કાંઈ બોલવા જતી હતી એટલામાં મંત્રી બોલી ઉઠયાં. "જસોદા આજે તો મ્હારે તને અભિનંદન આપવાનું છે. તારા ઇચ્છિત મનોરથ સફળ થાવ, અને તું સુખે ગૃહસ્થાશ્રમને માર્ગે વિચર."

આટલું કહીને મી. ઠાકોર તથા જસોદાને પોતાના ખાનગી ઓરડામાં લઈ ગયાં, અને કહેતાં ગયાં કે "મ્હારે થોડું કામ આજે પૂરું કરી નાખવાનું છે

તે પુરૂ કરી અડધા પોણા કલાક પછી આવુ છુ, અને દરમિયાન સેવાસદનના રસોડામાથી થોડા પક્વાન અને ચહાની તૈયારી કરાવી નાખુ છુ આજે સાજે આપણે બધા સાથેજ જમીશુ '

એ પ્રણયીને એકના મુશ્રીને પોતાને કામે ચાલી ગયા

× × × × ×

સવનન કાળ પૂરો થયો હવે લગ્નની તૈયારી થવા લાગી છે તે લોકોએ લગ્ન અમદાવાદમાજ કરવાનુ નક્કી કર્યું અને ઠરાવ્યુ કે શાસ્ત્રીય લગ્ન ગી તેમાથી રૂઢીને રૂખસદ આપી લગ્ન સમને શુ શુ કરવુ જોઈએ તે સબધીના આપણા બધા વિચારો અમલમા મુકવા તેમણે અમદાવાદમા નાતની વાડી માજ લગ્નક્રીયા કરવાનુ નક્કી કર્યુ હતુ તેમણે લગ્ન માટે એક અનુકૂળ દિવસ નક્કી કર્યા, અને તે અગાઉ થોડા દિવસ પહેલા બન્ને જણા અમદાવાદ ગયા લગ્ન સમયે હાજર રહેવા તેમણે આમત્રણ પત્રિકા કાઢી હતી નાતના સર્વેને પણ આમત્રણ કર્યું હતુ વાડીના વિશાળ ચોકની મધ્યમા પ દરેક માણસો માઈ શકે એટલી એક ગજ ઉચી ઓટલી કરી તેની મ ધ્યમા લગ્ન વેદિ સ્થાપી હતી લગ્નક્રિયા કરાવવા માટે એક વિદ્વાન વેદાન્તિ બ્રાહ્મણને રોક્યા હતા પ્રથમથી તેમની સાથે નક્કી કર્યુ હતુ કે કેવળ ધાર્મિક ક્રિયાઓજ કરવાની છે જસોદાના એક દૂરના કાકા કન્યાદાન દેવા બેઠા હતા એક નજદીકના સગા એ તો આવા લોકચાલ પ્રમાણે નહિ થનારા લગ્નમા કન્યાદાન આપવા ના કરી હતી પણ આ બીજા કાકા જરા વધારે વિશાળ બુદ્ધિના હતા તેથી તેમને આ કાર્યમા કાઈ વાધા જેવુ જોયુ નહિ વેદીની ઓટલીની બન્ને બાજુયે બેચ તથા ખુરશીઓ ગોઠવી દીધા હતા તેમા એક બાજુએ પુરૂષો તથા બીજી બાજુએ સ્ત્રીઓને બેસવાની ગોઠવણ હતી એક ખુણામા વૃદ્ધ બાઈઓને નિરાતે ભોયમા બેસવુ હોય તો ગાલીચાની ગોઠવણ કરી હતી આખુ મકાનને ઘણી સારી રીતે શણગાર્યુ હતુ લગ્ન જીવનની પવિત્રતા સબધીના સુદ્રા લેખો ઠેર ઠેર લટકા વેલા હતા એક ખૂણે વાજગીનુ વાજુ ગોઠવાઈ ગયુ હતુ લગ્ન સમય પહેલા ત્રાએક કલાક ઉપર વાજાના સુદર રાગ વાગી રહ્યા હતા વર અને કન્યા બન્ને તરફથી આવનાર માણસો સ્ત્રી અને પુરૂષો બારણા આગળ ઉભા રહ્યા હતા જેમ જેમ પરોણા આવતા હતા, તેમ તેમ આ લોકો તેમને પાન ફુલ ગલાબ આપી યોગ્ય સ્થાને લઈ જઈને બેસાડતા હતા ત્યા પુરૂષ વિભાગના એક ખુણામા કેટલાએક મિત્રો સાથે ભા નદરાય ઠાકોર તથા સ્ત્રીવિભાગના એક ખુણામા બહેન જનોદા દેસાઈ બેઠા હતા તેઓ મેહમાનો સાથે હસી ખુશી વાતો કરતા હતા વખત થતા આચાર્ય પુરોહિતે સોટા ઉપર આચમની

વગાડી ઘંટનાદ કર્યો, એટલે નંદરાય તથા જસોદા તેમજ બાજઠ ઉપર બેઠા અને ધર્મ ક્રીયા શરૂ થઈ. અગ્નિ સમક્ષ જસોદાના કાકા કાશીએ જસોદાનું દાન દીધું અને નંદરાયે તે સ્વમુખે સ્વીકાર્યું. તેઓ મંગળ ફેરા ફર્યા, અને જસોદાએ સપ્તપદીની પ્રતિજ્ઞા પણ સ્વમુખેજ લીધી. પછી નંદરાયે એક નવીનતા દાખલ કરી, તેમણે પણ કેટલીએક પ્રતિજ્ઞાઓ લીધી. 'પત્ની પ્રત્યે પ્રેમ અને વફાદારીની, એક પત્નીવ્રતની, તથા તેને સમાન લેખવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. લગ્ન ક્રીયા આ રીતે લગભગ કલાક ચાલી. ક્રીયા પુરી થયા પછી દંપતી વડીલોને પગે લાગ્યાં. સેવાસદનના મંત્રી તથા નંદરાયની કૉલેજના અંગ્રેજ પ્રીન્સીપાલ પણ લગ્ન પ્રસંગે આવેલા હતા તેમને પણ તેઓ પગે લાગ્યાં. લગ્ન ક્રીયા પછી બધા મહેમાનો માટે ચહા અને સુકો મેવો આપવાની ગોઠવણ કરી હતી અને તે સાથે ગાયન તથા ગરબાનો ક્રમ હતો. ગાયનશાળાનાં બાળા બાળકોએ કેટલાંએક સુંદર ગાયનો ગાયા પછી નાતની સ્ત્રીઓને બધાએ આગ્રહ કર્યો કે વરઘોડાને બદલે અહિંતો ગીત ગાવ. આ ઉપરથી તેમણે થોડાં ગીત સુંદર કંઠે ગાયાં, તેમાં વિનોદના પણ આવ્યા પછી કેટલીએક છોકરીઓનાં ગરબાની યોજના કરવામાં આવી હતી. તેઓએ મધુર કંઠે, હાવભાવ સહિત, થોડી ગરબીઓ ગાઈ. આ સર્વ પૂરું થયા પછી કેટલાએક મિત્રોએ દંપતીને અભિનંદન આપવા માટે બે બોલ બોલવાની ઈચ્છા દર્શાવી, એટલે બધા મહેમાનો ગોઠવાઈને સભાના સ્વરૂપમાં બેસી ગયા. પછી એક વયોવૃદ્ધ વિદ્વાને દંપતીને આશીર્વાદ આપનારૂં ભાષણ કર્યું, અને તેમાં ગૃહસ્થાશ્રમનો પ્રભાવ, તથા પતિના ધર્મ વિષે બહુજ ઉત્તમ વિવેચન કર્યું. તે બોલી રહ્યા બાદ સેવાસદનના મંત્રીએ પત્નીના ધર્મ તથા સુગૃહિણી સમાજસેવા શી રીતે સાધી શકે તે વિષે બહુજ અસરકારક વિવેચન કર્યું. બીજા એક બે પ્રાસંગિક વિવેચન થયા પછી જ્ઞાતિની કોલેજમાં ભણતી બાળાઓએ દંપતીને આશીર્વાદ આપનારા સ્તોત્ર રચ્યાં હતાં તે સુમધુર કંઠે ગાયા; અને પછી "મહેમાનો વ્હાલા પુનઃ પધારજો"નું ગીત ગાઈ સર્વ વિસર્જન થયાં.

રાત્રે જમણવારની વ્યવસ્થા થઈ હતી. મી. ઠાકોર તથા જસોદાના ઓળખાણવાળા તથા મિત્રોને, જ્ઞાતિના તેમજ બીજાને આમંત્રણ હતાં. જ્ઞાતિવાળાને જ્ઞાતિના ધોરણે ઢીંગે આમંત્રણ નહોતાં તેથી ટીકા ઘણી થઈ હતી. પણ તેઓએ આ જમણને જ્ઞાતિભોજનનું નામ આપ્યું નહોતું પ્રથમ એક પાર્ટી કરવાનોજ તેમનો વિચાર હતો, પણ જસોદાએ કહ્યું કે ભોજન તો આપણી પદ્ધતિનુંજ કરવું જોઈયે. આમંત્રણ કોને આપવું તે આપણી મરજીની વાત છે. આમ નક્કી કરી નાતમાં પણ તેમણે અંદાજે હાથે ઈજ્જન આપ્યાં હતાં. જમ-

વાની વ્યવસ્થા એક ઘણીજ સુઘડ જગ્યાએ કરી હતી બે બે પાટલા, કુળની પત્રાવળ, અને વાટકાની વ્યવસ્થા કરી હતી એક બાજુએ પરનાતના મહેમાનો માટે ગોઠવણ હતી; બીજી બાજુએ નાતિલાને બેસાડવાના હતા, પરંતુ બધા પોતપોતાના મિત્રોમાજ જઈ બેઠા હતા, અને સ્ત્રી પુરૂષોના મંડળ પણ જુદા પડી ગયા નહોતા વચ્ચે વચ્ચે ઝાડના કુંડા, અગરબત્તી વગેરેથી સ્થળ શોભાયમાન અને સુગંધીદાર બનાવ્યુ હતુ બધાયે ઘણીજ શાંતિથી અને આનંદથી ભોજન કર્યું નાતના કેટલાએક માણસોએ તો દરેક વાત ઉપર ટીકા કરી પણ એકંદરે બધાને આ સર્વ વ્યવસ્થા ગમી હોય તેમ લાગ્યુ ખાસ કરી યુવાન વર્ગ બહુજ ઉત્સાહમા હતો છેવટે એમ પણ વાત જાહેર થઈ કે જસોદાએ પોતાની પૂંજીમાથી પાચ હજાર રૂપિયા આ પ્રસંગે ધર્માદામા આપવાનુ નક્કી કર્યુ છે તેમાથી નાતના હિતના ફંડમા પણ સારી રકમ આપવાની હતી

ત્રણ ચાર દિવસમા દંપતી મુબાઈ ચાલી ગયા જસોદાએ પોતાના નિશ્ચય અનુસાર ઘરમાજ પુરાઈ ન રહેતા જાહેર કામોમા પણ હલચાલ ચાલુ રાખી છે તેના પ્રયત્નથી સેવાસદનને અંગે કોલેજમા તથા શાળામા ભણતી બાળાઓ માટે નિવાસગૃહ ઉઘડયુ છે ઘણુ ખરૂ જસોદા ત્યા જાય છે ત્યા રહેતી બાળાઓની સંભાળ જાણે તેને માથેજ હોય તેમ લક્ષ આપે છે બીજી પણ ઘણી દિશાઓમા સેવાસદનની પ્રવૃત્તિ વધી છે મી ઠાકોરની સહાય દરેક બાબતમા તેને છે અને તે દંપતીએ સમાજ ઉન્નતિને ઘણી બાબતો સાથે મળી ઉપાડી છે અને પોતાનો જ્ઞાનનો સદુપયોગ તેઓ ઉત્તમ રીતે કરે છે.

—o— **કેશવ પ્રસાદ દેસાઈ.**

## જ્ઞાતિને ભેટ



માદગીના પ્રસંગમા જ્ઞાતિબંધુઓના વપરાશ સારૂ આઈસબેગ, હોટ વોટર બેગ, થર્મોમીટર, બેડ પેન યુરીન બોટલ્સ, ટુશ વગેરે મુબઇ, સુરત, ભરૂચ આમોદ વડોદરે અને જુનાગઢ મોકલ્યા છે મદદ નીચે નીચે લખેલા ગ્રહસ્થો પાસેથી મળી શકશે

**મુબઇ**—રા નટવરલાલ માધવલાલ દેસાઈ, સોલીસીટર
**સુરત**—રા ઠાકોરલાલ માણેકલાલ ઠાકોર, વકીલ
**ભરૂચ**—દીનકરરાવ નરભેરામ દેસાઈ, વકીલ
**આમોદ**—રા બળવંતરાય રતનરામ દેસાઈ
**વડોદરા**—રા શ્રીપતરાય જાદવરાય વકીલ
**જુનાગઢ**—રા. ઈશ્વરલાલ દુર્ગાદાસ દેસાઈ

—o—

# શ્રી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કોઓપરેટીવ સોસાયટી લીમીટેડનો ત્રિમાસિક હીસાબ.

| ભરાયલા શેરોની સંખ્યા. | તે ઉપર આવેલા કોલના રૂપીયા. | ડીપોઝીટની આવેલી રકમ. | | ડીપોઝીટ પરત કર્યું. | મુદત દરમ્યાન કેટલા સભાસદોને લોન આપી. | લોન તરીકે અપાએલી રકમ. | | તા. ૧-૪-૨૧થી તા.૩૦-૬-૨૧ સુધી વસુલ આવેલી કરજની એકંદર રકમ. | સભાસદની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | પાછલા ત્રિમાસિક પત્રકની બાકી. | તા. ૧-૪-૨૧થી તા.૩૦-૬-૨૧ સુધીમાં આવેલી. | | | પાછલા ત્રિમાસિક પત્રકની બાકી. | તારીખ ૧-૪-૨૧થી શરૂ. | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩૧૧ | ૭૭૩૫ | ૨૧૦૭૮-૧૨-૦ | ૪૧૭૫-૦-૦ | ૩૪૦૫-૦-૦ | ૯ | ૨૮૩૫૧-૯-૦ | ૫૭૦૦-૦-૦ | ૩૯૧૬-૧૧-૨ | ૮૦ |
| | | કુલ. | ૨૫૨૫૩-૧૨-૦ | | | કુલ. | ૩૪૦૫૧-૯-૦ | | |

પ્રવેશ ફીના રૂા. ૪૦૦)

તા. ૧૦-૮-૧૯૨૧.

T. B. Thakore.

ચેરમેન.

## सामार स्वीकार.



**આદર્શ ભૂત જીવન** ( લેખક રા. પ્રભાશંકર જયશંકર પાઠક. મુંબઈ પૃ. ૫ર મુલ્ય આઠ આના. ) સુરતની સાહિત્ય પરિષદે આ નિબંધને ઈનામ માટે પસંદ કર્યો હતો. સદ્દહુ પુસ્તકની પ્રથમાવૃત્તિ ખપી જવાથી આ દ્વિતિયાવૃત્તિ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના ઉપોદ્દઘાત સાથે હમણા બહાર પાડવામાં આવી છે. વડોદરા, ભાવનગર, જુનાગઢ વગેરે દેશી રાજ્યોમાં ઇનામ તથા લાયબ્રેરી માટે આ પુસ્તક મંજુર થયેલું છે. આ પુસ્તકની ભાષા ઘણી સરળ શુદ્ધ અને સાધારણ પ્રજા વર્ગ સ્હેલથી સમજી શકે તેવી રાખવામાં આવી છે. આ પુસ્તક વાંચનારને તેમાંથી ઘણું મનન કરવાનું અને જાણવાનું મળશે.

### સંસારનાં સુખ.

લેખક રા હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ. પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ક્રાઉન કીંમત પાકું પૂઠું આના બાર. પાનાં ૩૫૦

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ગુજરાતની એક સંગીન સંસ્થા છે. ઘણાં ઉપયોગી પુસ્તકો સસ્તે ભાવે ત્યાંથી પ્રસિદ્ધ થયાં છે. " સંસારનાં સુખ " પ્રસિદ્ધ થવાથી એક ઉપયોગી પુસ્તકનો તેમાં વધારો થયો છે.

અંગ્રેજીમાં પ્લેઝર્સ ઑફ લાઈફ નામે પુસ્તક છે તેનો આધાર લઈને આ પુસ્તક લખાયું છે. પરંતુ આખું પુસ્તક વાંચ્યા પછી અમે કહી શકીએ છીયે કે તે વાંચતાં તે ભાષાંતર હશે તેવો તો ખ્યાલ પણ આવતો નથી અંગ્રેજી લેખકોનાં કથન ઉતારેલાં છે તે ભાષાંતર છે, પરંતુ તેની ભાષા તરજુમીયા નથી. આપણા મધ્યમ વર્ગમાં-ખાસ કરીને સ્ત્રી વર્ગમાં-તેમજ કારીગર લોકોમાં એક જાતની નિરાશા પ્રસરેલી જણાય છે. આવી નિરાશા સાથે જગતમાં ઉન્નતિની આશા રાખી શકાય નહિ. આ લોકોમાં એવી ભાવના પ્રસારવી જોઈએ કે જીવન સુખમયું છે અને સંસારમાં વિધવિધ સુખો દરેક વર્ગ પ્રાપ્ત કરી શકે તેમ છે. આ ભાવના પ્રસારવામાં આ પુસ્તક ઘણુંજ ફતેહવતી થઈ

પડે તેમ છે તેનું પહેલું પ્રકરણ 'સુખી થવું એ કર્તવ્ય છે' તે દરેક જણે જીવનકલહના આ સમયમાં મનન કરવા યોગ્ય છે સંસારમાં સુખ કેમ પ્રાપ્ત કરવું તે માટે પુસ્તકમાં જુદા જુદા વિષયના પ્રકરણ લખાયા છે પુસ્તકોમાંથી મુસાફરીથી જુદીજુદી લલિત કલાઓથી, કેળવણી વિજ્ઞાન, અને ધર્મથી કેવો આનંદ મળે છે કેવા સુખ ઉદ્ભવે છે તે જુદાજુદા પ્રકરણોમાં બતાવેલું છે વળી દરેક મનુષ્યે મહત્ત્વાકાંક્ષા અને ઉન્નતિની આશા કેમ અને શા માટે રાખવા તે દર્શાવ્યું છે હતાશ ન થઈ જતા ઉન્નતિ માટે પ્રયત્ન કરવામાં ઘણું સુખ રહેલું છે તે દૃષ્ટાંતો સાથે બતાવ્યું છે, દરેકે દરેક પ્રકરણ ઉપયોગી છે અને રસીક છે

પુસ્તકની ભાષા સરકારી કે છતા સાની છે દરેક પ્રકરણમાં મૂળ અંગ્રેજી પુસ્તક કરતા ઘણો વધારો જોવામાં આવે છે વળી ગુજરાતી સાહિત્યમાંથી અનેક કાવ્યોના ઉતારા યોગ્ય સ્થળે આપીને પુસ્તકની રસીકતામાં ખરુંજ વધારો કરવામાં આવ્યો છે પુસ્તક ઉત્તમ છે લાભદાયી છે, અને સસ્તુ છે તેથી અમે દરેક જણને તે ખરીદી વાચવા ભલામણ કરીએ છીએ

વસંત બુદ્ધિપ્રકાશ સ્ત્રી બોધ સ્ત્રી હિતોપદેશ બાળશિક્ષક, સુંદરી સુબોધ મોઢ માતંડ ઉનેવાળ અભ્યુદય ગ્રામોદય, નાગર હૃદય ઔદિચ્ય પ્રકાશ ઓનાઇડિયા સારસ્વત, દશાનાગર પત્રિકા, કોળી સુબોધ, કોળી જીવન કપોળમિત્ર અને શ્રીમાળીઅભ્યુદય

કેશવપ્રસાદ દેશાઇ

---

## જ્ઞાતિના खबर अंतर.

### નિમણુકો ફેરબદલીઓ વગેરે

—રા હરરાય સુંદરરાય દેશાઈની બદલી પુનેથી પંચમહાલ એ ઈન્સ્પેકટર તરીકે થઈછે

—રા કાન્તિલાલ [illegible] ની બદલી [illegible] થી બદલી થઈ ત્યાંના થઈછે

—વાધરા સબજડજ કોર્ટ બંધ થતાં રા. કૃષ્ણલાલ જમીએતરામે ભરૂચ, રા. નરહરીલાલ બળવંતરામે અંકલેશ્વર અને રા. લલ્લુભાઈ લક્ષ્મીરામે જંબુસરમાં વકલાત કરવા માંડીછે.

—રા. વૈકુંઠલાલ શ્રીપતરામ ઠાકોર (મુંબઈ) ની નિમણુંક શેઠ નરોતમદાસ મોરારજી ગોકુળદાસની ઑફીસમાં થઈછે.

—રા. વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર (મુંબઈ) નો પગાર વધી રૂ. ૧૨૫ ગયોછે.

—રા. કાન્તિલાલ મોતીલાલ ઠાકોર (મુંબઈ) ની નીમણુંક શેઠ હાજીભાઈ લાલજીની કું.માં રૂ. ૧૨૫) ના પગારથી થઈછે.

—રા. રામલાલ માણેકલાલ ઠાકોર બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેના પે માસ્તરની ઑફીસમાં નિમાયા છે.

—રા. જ્યંતિલાલ માધવલાલ ઠાકોર નો (મુંબઈ) પગાર વધી રૂ. ૧૫૦) થયોછે.

—રા. મદનલાલ પ્રાણલાલ દેસાઈની મુંબઈની ધી મથુરદાસ મોરારજી કેમીકલ કું. લી. માં નિમણુંક થઈ છે.

—રા. જ્યંતિલાલ ભાઈલાલ દેસાઈની મુંબઈની કરંસી બેન્કની ઑફીસમાં નિમણુંક થઈ છે

—રા. જ્યંતિલાલ રતનરામ ઠાકોર બી. એ. ની વડોદરા હાઈસ્કુલમાં નિમણુંક થઈ છે.

—રા. મોતીલાલ સાકરલાલ ઠાકોર ભરૂચના કામચલાઉ સરકારી વકીલ નિમાયા છે.

—રા. નટવરલાલ અંબાલાલ લાખીયા નો પગાર વધી રૂ. ૮૦) થયો છે.

## जाहेर जीवन.

—રા. હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ દેસાઈને ભરૂચ જીલ્લાની લોકલબોર્ડના પ્રમુખપદને માટે સરકારે નિમવામાં આવ્યા છે.

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. શાંતાગૌરી નરહરીલાલ ભોગીલાલ | ને | પુત્ર | ભરૂચ |
| ,, કમળાગૌરી સુરજરામ રતનરામ | ,, | પુત્રી | ,, |
| ,, લીલાવતિ ચીમનલાલ કલ્યાણરાય | ,, | ,, | ,, |
| ,, ઇંદ્રગૌરી નનમનલાલ કલ્યાણરાય | ,, | પુત્ર | ,, |
| ,, નિર્મળગૌરી ઈશ્વરલાલ ગીરધરલાલ | ,, | પુત્રી | ,, |

## मरण.

| | ઉ | વ | રોગ | સ્થળ |
|---|---|---|---|---|
| ગ સ્વ કમળાગૌરી (માણેકલાલ ડાલાભાઈના વિધવા) | ૩૮ | | કંઠમાળ | અમદાવાદ |
| ગ સ્વ ધનલક્ષ્મી (સાકરલાલ હરકીસનદાસના વિધવા) | ૩૪ | | ક્ષય | ભરૂચ |

## સૂચના.

૧ ચર્ચાપત્રો ને લેખો માટે લેખકો જવાબદાર છે.

૨ નામ પ્રસિદ્ધ ન કરવાની ઈચ્છા રાખનાર લેખકે તંત્રીની ખાનગી જાણ માટે પોતાનું નામ જણાવવું વગર નામના લેખોપર જરા પણ ધ્યાન આપવામાં આવશે નહિ

૩. લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ, અથવા તેમા ફેરફાર કરવો વિગેરેનો પૂર્ણ અધિકાર તંત્રીને છે

૪ લેખો યથાવકાશે પ્રસિદ્ધ થઇ શકશે, અને તે સંબંધે પત્રવ્યવહાર કરવામા આવશે નહિ

૫. લેખો કાગળની એક બાજુ ઉપર અને શુદ્ધ અક્ષરે શાહીથી લખેલા હોવા જોઇએ અપૂર્ણ લેખો લઈ શકાશે નહિ

૬ શિરનામુ બદલના નવુ શિરનામુ તાકીદે લખી જણાવવુ

૭ લવાજમ વી. પી. થી વસુલ કરવામા આવે છે

**બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઓફીસ.**

કેશવ આશ્રમ, પારેખ સ્ટ્રીટ, ગીરગામ, મુંબાઈ.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિં સાધ્ય ન આશય થયાં સુધી.— ઉપનિષદ્.


વર્ષ ૧૫ મું.] જાન્યુઆરી ૧૯૨૨. [અંક ૧ લો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૮-૦.

તંત્રી:—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ, એલએલ. બી.

પ્રકાશક:—જીવનલાલ માધવલાલ ઠાકોર, કેશવાશ્રમ, પારેખ સ્ટ્રીટ, ગીરગામ, મુંબઈ.



| | | |
|---|---|---|
| શા કામનું... | રા. "મુનશી" ... | ૧ |
| આપણા સંસારના છુટા છવાયા ચિત્રો પર ઉડતી નજર... | પરીક્ષમા વાસી ... | ૨ |
| "નવ પ્રેમ સમુ જગ માંહિ કશું" ... | મુ. ચં. ઠાકોર ... | ૯ |
| આ તે વશીકરણ... | સેવાધર્મી ... | ૧૦ |
| મધુર રસ ઝીલને... | પદ્માવતી દેસાઈ ... | ૧૪ |
| પરણવાનો પ્રયોગ અને વિલક્ષણ અનુભવો | રા. ઠાકોરલાલ છ. દિવાન ... | ૧૫ |
| ધી બ્ર. ક્ષ. કો. સોસાયટીનો ત્રિમાસીક હિસાબ ... | ... | ૧૮ |
| જ્ઞાતિને આશીષ ... | ... | ૧૯ |
| ચર્ચાપત્ર... | બીજો અમદાવાદી ... | ૨૦ |
| સ્નેહ લગ્ન કે સ્વેચ્છાચાર ... | ખાડીઆવાસી ... | ૨૧ |
| પરનાતમાં પરણવું બાળાઓ ... | ત્રીજો અમદાવાદી ... | ૨૩ |
| વર્ણાંતર લગ્ન ... | મતીલાલ. અજીતરાય ... | ૨૫ |
| પરન્યાતના યુવકોને દસ્ત અર્પતી બાળાઓ | ગુચવાયલો, 'જ્ઞાતિબંધુ' .. | ૨૭ |
| તમામ બ્રહ્મક્ષત્રીય પંચને વિનંતી... | એસ. ઠાકોર ... | ૨૯ |
| પુસ્તક પરિચય ... | કેશવપ્રસાદ દેસાઈ ... | ૩૦ |
| જ્ઞાતિના ખબર અંતર વગેરે ... | ત્રિમાસિક ઓફીસ ... | ૩૧-૩૬ |



છાપનાર—શા. મગનલાલ જગજીવનદાસ. [૧૨૮૨x૭૮.

છાપખાનાનું નામ—શ્રી સરસ્વતી છાપખાનું, ૩૪૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર.

પ્રકટ કરવાનું ઠેકાણું—કેશવાશ્રમ, પારેખ સ્ટ્રીટ, ગીરગામ—મુંબઈ.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૫ મું ] જાન્યુઆરી ૧૯૨૨ [ અંક ૧ લો

## શા કામનું ?

( જે જ્ઞાનથી દુઃખ ના ગયું......એ રાહ )

જે જીવનમાં પ્રભુ ના ભજ્યા તે જીવન કહો શા કામનું?
જે જીવન પંખી ના ઉડયું તે પંખી કહો શા કામનું?
જે રત્નમાં અતિ મૂલ્યરત્ન રત્ન તેના તેજનું;
સંભાળથી ના સાચવ્યું તો રત્ન કહો શા કામનું?
જે બાળમુખ દીસે તે ચંદ્ર કાંતિ અર્પતું;
પ્રભુ તેજનું પ્રતિબિંબ નહિં તે બાળમુખ શા કામનું?
જે તેજ આકાશે પ્રકાશે પૂર્ણ તેજોમય બન્યું;
પ્રભુ પ્રેમ ચંદ્ર આત્મમાં નહિં તેજ કહો શા કામનું?
જે દિલમાં કંઈ દેશ દાઝો ને વળી કંઈ ત્યાગનું;
જો આત્મને જુદો ગણ્યો તો દિલ કહો શા કામનું?
જે પંચ ભુતિ બાગમાં વાવ્યું જીવન બીજ કાર્યનું;
જો ભક્તિ જળથી ના ઉગાડયું પંચ ભુત શા કામનું?
જઇ અરણ્યમાં ભુલા પડયા તો શોક કે આરામ શું;
પણ મુક્તિ માર્ગ ના જડયો તો અરણ્ય કહો શા કામનું?

× × × × ×

હા! ગુલામી[1] છેદીને સ્વરાજ્ય[2] જોના મેળવ્યું
જીવવું કહો શા કામનું? જીવવું કહો શા કામનું?

"મુનશી"

૧ કામ, ક્રોધ, મોહ વગેરે ૨ Self Mastery.

# આપણા સંસારના છુટા છવાયા ચિત્રો પર સરતી નજર.

દુનિઆનો ઈતિહાસ બતાવે છે કે માણસોની ગણત્રી સંખ્યાથી કરવાની નથી, પરંતુ તેમનામા રહેલી તીવ્ર ઈચ્છાઓના તાપ અને બળથી કરવાની છે, પ્રાચીન કીર્તિની યાદ, નવી કીર્તિ માટે આતુરતા, જીવન સમાપ્તિ કે કોઈ ખાસ વસ્તુ સપાદન કરવાનો તેમનો ચોખ્ખો અને દૃઢ ઠરાવ, કે જે એક વખત બંધાયો તો શૃંખલા અને બેડીઓને તોડી નાખે છે અને સઘળી સ્વર્ગીય અને મરદાનગીની લાગણીઓને સ્વતંત્ર કરે છે—સીટની સ્મીથ

દીપોત્સવીની ઝાકઝમાળ રોશનીથી આપણા જીવનના ઘણા પ્રદેશો ઉપર આપણા સંસારના નાના મોટા સ્ત્રી પુરૂષો અને જુદા જુદા પાત્રો ઉપર ઉડતી નજર નાખવાની ઉમદા તક મળી છે આપણા ત્રિમાસિકમા ઘણા ઉજળા અને કાળા એ સબંધીના ચિત્રો નાતના અને પરનાતના લેખકોને હાથે ગદ્ય અને પદ્યમા દોરાયા છે તેમણે જેજે દૃષ્ટીબિંદુઓનો ઉપયોગ ર્યો છે તેથી અલગ રહી આપણી સમાજ પોતાના જીવનમા શા શા દૃષ્ટીબિંદુઓનો ઉપયોગ કરે છે તે તારવવાનો આ સહજ પ્રયાસ છે આપણા ખાસ-, વિદ્યાર્થી, જુવાનીયા, માતાપિતા, સુધારકો અને રક્ષકો, સખાવત અને ધર્મ, જાહેર જીવન અને આનંદવિનોદ, ધંધારોજગાર, અને સાહિત્ય અને રસજ્ઞતાના જીવન અંશોનુ નિરીક્ષણ થાય અને તેમનો વેગ કઇ દિશામા વાળવો તેનો કંઈક ખ્યાલ હાલની પ્રગતિના અંગોની રોશનીમા થાય તો પ્રયાસ ઠીકકર છે કામ મુશ્કેલ છે, પણ હાલની સાહિત્યની શાસ્ત્રીય ચર્ચાની દૃષ્ટીએ ખગ ભોગ પાચ પચાસ ચિત્રો દોરાય એટલે મુદ્દાની વાતો એની મેળે હાથ લાગે છે

(૨) ૯

## આપણા બાળક અને વિદ્યાર્થીઓ.

આપણી આશાઓ નવી અને મોટી છે, પણ બાળકો અને વિદ્યાર્થીઓ તરફ આપણ કેટલુ લક્ષ છે? આપણા નિશાનો ગણ્યા ગાંઠ્યા છે, આપણા જુના નિશાનોમા હરીફાઈને લીધે વિશેષ અને ખાસ તાલીમ અને કાબેલીઅતની જરૂર છે. આને માટે આપણા ભણેલા અને કુશળ માબાપો બીજાઓને માટે નહી તો કવળ પોતાના બાળકોને માટે શુ કરે છે? બીજી જ્ઞાતિના બાળકો અને વિદ્યાર્થીઓ કરતા કંઈક ખાસ લક્ષ કે વિશેષ કાળજી તેમના ઉપર રખાય છે? ના બીજાઓ કરતા વિશેષ દુર્લક્ષ ખરૂ બાળક અને વિદ્યાર્થી એની મેળે

રડી ફ્રકળી પડી આથડી એશ આરામથી પોતાની બુદ્ધિ અને શરીરના વિકાસ ઉપર બની શકે તેટલી છીણી ફેરવી મોટાં થઇ જીવન યુદ્ધને માટે પોતાનું વ્હાણ હંકારે છે. નાતના બાળકો સિવાય તેને ભાગ્યેજ બીજા મિત્રો થાય છે. નાતના સંસાર અને આચાર વિચાર અને તે પણ પોતાના અને પોતાના સમયવયી-ઓના સ્વછંદ વિગેરેથી છિન્ન ભિન્ન થયેલા સિવાય તેને બીજી કશાનું ભાન નથી. નાત એ તેની દુનિયા છે, એજ હરીફાઈનું સ્થાન છે, અને એજ ગૌરવનું ગુમાન છે. નાતની બહાર મૂર્ખતા, અજ્ઞાન, અધર્મ વિગેરે છે એવી તેની દૃઢ માન્યતા છે. પોતાના જીવન વ્યાપારની ફત્તેહની કુંચી અને દુનિયા ત્યાંજ અને તેના સહવાસ, પરિચય અને પરનાતીલાઓ સાથે સંપ અને સમાધાનીથી સંસાર નિભાવવા, ચલાવવા અને ખિલવવાના સાધનો મેળવવાના તેનો સ્વીકાર સરખોએ કરવાને તેનું મન સાફ ના પાડે છે, વાહ વાહરે, કુવામાંનાં દેડકાં! છોકરા અને છોકરી સૌ તેવાં!

ઇંગ્રેજી સાહિત્યમાં છોકરાના જીવનને લગતાં Thomas Hughes's "Tom Brown at Rugby" અને Aldrich's "story of a bad boy" અને Kipling ના "Captains Courageous" અને "Stalky & Co." નામના લોકપ્રીય પુસ્તકો છે. આપણા સાહિત્યમાં એવાં પુસ્તકોની ગેરહાજરી દરમ્યાન આપણા વિદ્યાર્થીઓ અને તેમના લાગતા વલગતાઓને તેમાંથી ઘણું શીખવાનું છે. યુનાઈટેડ સ્ટેટસના માજી પ્રમુખ મી૦ રૂઝવેલ્ટે પોતાના દેશના ઉત્તમ છોકરામાં હોવા જોઈતા ગુણોમાં, કાયરતા, દુર્બળતા, ઠોઠીઆપણું અને ફાંકાનો ત્યાગ અને સૌ સાથે અને સૌ સંજોગોમાં કાયા, વાણી, કર્મ અને મનની શુદ્ધિનો સમાવેશ કર્યો છે. છોકરાઓને જીંદગીમાં ફુટબોલના નિયમનું પાલન કરવાનું કહેતાં કહે છે કે, "Hit the line hard: don't foul and don't shirk, but hit the line hard"

(૩)

## આપણો જુવાન.

"મ્હારા દેશી બંધુઓ, મ્હારી તમને સલાહ છે કે આપણા દેશની હમારી પાસે એશઆરામી જીવનની નહીં પણ સખ્ત પ્રયત્ન પૂર્ણ જીવનની માંગણી છે. વીસમો સૈકો ઘણી પ્રજાઓના ભવિષ્યથી ભરેલો આપણને દ્રષ્ટિ ગોચર થાય છે. આપણે જો આળસુ રહીશું, આપણે જો સુસ્તી, પ્રમાદથી ભરેલી એશઆરામી અને શરમ ભરેલી શાંતિ પસંદ કરીશું, આપણે જો જબરી હરીફાઈઓ—જેમાં માણસોએ પોતાની જીંદગી અને પોતાના વ્હાલા

સર્વસ્વના જોખમે જીતવુ જોઈએ-તેમાથી પાછા હઠીશુ તો બ્હાદુર અને જબરા લોકો આપણાથી આગળ વધી જશે અને દુનિયાનુ રાજ્ય જીતી લેશે "

અસ્તવ્યસ્ત અને સુસ્તી, એશઆરામી અને ઇશ્કી સાહિત્ય, રસજ્ઞતા કે એવા બુદ્ધિ ભૌતિક સસ્કારો વિહીન આપણો જુવાનીયો જોતા અને આપણા દેશની પરચાળપર આગળ વધતી કોમો અને નાતોની તિક્ષ્ણ હરીફાઇમા આપણા કરી મૂકેના આગળીને ટેરવે ગણાય એટલા જીવન રોજ ગારના સાધનોમા જોતા ફ્રસ્ટ્રેટેડના ઉપલા શબ્દો આપણુ હૈયુ કોરી નાખે છે

રગસીયા રાહે કેળવણી લેવી, ચાય, કૉફી, પાન, મેનમેન, સેન્ટ, લવેડર, કૉલર નૅકટાઈ, હૉટેલમા વિદ્યાભ્યાસ અને તે પછીનો કાળ ગુમાવવાની તાલીમવાળા જુવાનીયાઓ અડધી જીદગી અભ્યાસમા ગઈ અને અર્ધી એમજ જશે એમ માનતા ચાલ્યા જાય છે મમત્વ યાને આત્મ શ્રદ્ધાથી જે સારા ફળો અને મહદ્જીવન ઘડવાના બીજો રોપી શકાય એમ હોય છે તે એશ આરામમા માનસિક અને શારિરીક શક્તિઓને ખીલતી નષ્ટ કરી નાખેલી હોવાથી કઈપણ સારા પરિણામ નીપજાવી શકવાનુ મુશ્કેલ થાય છે

'અધ અહભાવ જે સઘળાઓમા વ્યક્તિત્વ જબરૂ હોય છે, પ્રબળ વિચારો અને ઈચ્છાઓ હોય છે, ચોખ્ખી ભાવનાઓ, જબરી પસદગીઓ, આતુર સ્વભાવ હોય છે તે કેવળ પોતાના અગત ધોરણો ઉપરજ પોતાની જીદગીનો કાર્યક્રમ રચવાને કુદરતી રીતે લલચાય છે અને છતા પણ આજ તે લોકો છે કે જેમની બીજાઓને ઘણી સહાય મળે છે, અને જેમનામા પ્રજાની આશાઓ રહેલી છે નમ્ર, વિનયશીલ, કાયર લોકો, જેઓ સઘળુ જેમ હોય છે તેમ કબુલ મજુર રાખે છે, જેઓ ઘરેડ અને ચીલાઓમાજ ચાલે છે, જેઓ સ્હેલાઈથી લલચાય છે, જેઓ સાવધ, હીતજીતપર, તાબે થઈ જનારા છે તેઓ મોટે ભાગે વસ્તુ સ્થિતી જેમ હોય છે, તેમજ છાની દેછે "

આ જમાનામા હસ્તી ટકાવવા માટે પ્રો૦ એનસનની સલાહ અધીરાઈના દોષ સાથે લડવાની અને બીજાઓના જીવન અને વિચારના દષ્ટિબિંદુઓની યોગ્ય તરફદારી કરવાની છે આ સલાહ જ્યા સુધી અમલમા ન મૂકાય ત્યા સુધી આપણા જુવાન વર્ગમા એવી માન્યતા રહેવાની કે આખી દુનિયા અવળી ચાલે છે, પોતે એક મહાન વ્યક્તિ હોવા છતા અયોગ્ય જગ્યાએ પડેલો હોવાથી દુખી છે તેમનામા કુવારા રહેવાની, અથવા તો મનસ્વી સસાર રહેણી

કરણીની ભાવનાઓ રચવાની અને તેમ કરી દુઃખી થઈ પોતાનો સંસાર દુઃખી કરવાની બાજી રચાયા કરશે

આપણી જુવાન સ્ત્રીઓનો સંસાર પણ મનસ્વી છે. તેમનામાં તો કેળવણીના ઉચા સંસ્કાર આપણા ઉપલકીયા જુવાનીમા કરતા ઘણા ઓછા છે એટલે તેમની વાંછનાઓ તો જુના આચાર વિચાર અને નવી રહેણી કરણી વચ્ચે અધર તાલ ઝોલાં ખાતી હોવાથી આપણા સંસારની સ્થિતિ તેમને હાથે બહુજ કફોડી થાય છે. જાનું ઘસાઈ ગયું છે, નવા દોષો દાખલ થયા છે, અને નવા જમાનામાં ઉંચા આશયો અને આચાર વિચાર હજી રૂચતા થયા નથી, તેમ થાય તેવા તરત વેળાના પ્રયાસો કે હોદ્દા-હજી કોઈએ કરવા માંડી નથી.

(૪)

## આપણા માબાપો.

ઉપલા સંસ્કારીવાળા જુવાનીયાઓ માબાપ થઈ પોતાના સંસારનું ગાડુ હાંકે તેને માટે હજી દાયકાની વાર છે. હાલતો તેમના માબાપોને તેમને નીવેડવા અને નભાવવાના છે. મોટે ભાગે તેમના માબાપો પાસે કેળવણી અને અનુભવમાં જુના જમાનાનું ભાથું છે અને તેનાથી ટકવાનું કામ મુશ્કેલ છે.

પિતાને પોતાના ધંધારોજગારના રોકાણને લીધે પોતાના પુત્ર કે પુત્રીની કેળવણી, ખીલવણી કે દેખરેખને માટે અવકાશ નથી, અને માતાને તે માટેની આવડ કે હુશિયારી નથી. જો જાતી હે ઓ તો ચલી જાયગી! પણ જો માબાપ કી પ્રજા ઉગતી હે તો તો આખીઆ ખોલો કે કયા જવાબદારી શીર પર ઘુમ રહી હે! દુનિયા ઝુકતી હે ઝુકાનેવાલા ચાહીયે!

"Awake arise or be for ever fallen!"

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्नि बोधत ।

उपनिषद्.

(૫)

## આમણા સુધારકો અને રક્ષકો.

"આપણે જે અધમ ચક્રમાં પડયા છીએ તેમાં આપણો ઉદ્ધાર આવવાને કંઈપણ થઈ શકે નહીં તે હું જાણતો નથી. હું નિર્ભય છું. હું ધારતો નથી કે હજી તેને માટે વખત આવી પહોંચ્યો છે. હું ધારતો નથી કે આડી હીલચાલો, મહાત્માઓ, પછી ભલે ગમે તેવા તેઓના વિચારો જ્ઞાનની રોશની વાળા હોય, તેમનો બાર ખોજ ગમે તેટલો બળવાન હોય, તોપણ કેરી શકે,

સિવાય કે તેને લગતી શક્તિ પ્રજાજનના અંતરમાં હોય કોઈપણ વ્યક્તિ જાહેર પ્રજામતનો જબરો વેગ ગતિમાં મૂકી શકે તે ઉપર કાણુ ધરાવી શકે હું નથી ધારતો કે તેને ઉત્પન્ન કરી શકે આપણા હાલના પરીણામોને માટે ખરેખર અસ્પષ્ટ અને બહોળા વિસ્તારમાં અસંતોષ ફેલાયેલો છે પરંતુ તે સઘળો અભિપ્રાય નકારનો છે જે થાય છે તેને માટે અસંતોષ છે કોઈપણ હીલ ચાલ હસ્તીમાં આવે ત્યાર પહેલા તેનુ સ્વરૂપ સ્પષ્ટ હોવુ જોઈએ બુદ્ધિ નૈતિક ચીજોને માટે ઈચ્છા અને માન ઉત્પન્ન થવા જોઈએ કે જે જાતના ચોક્કસ માનસિક વલણની ગેર હાજરી છે

સુધારો સુધારો આપણી નાતમાં અને દેશમાં અને ચૌટે ચકલે બોલાય છે પણ સુધારો શામાં રહેલો છે તે સમજવાનુ કામ મુશ્કેલ છે તે સ્ત્રી પુરૂષોના ઇંગ્રેજી ભાષાના પોપટીયા જ્ઞાનમાં ઇંગ્રેજી કટના પોષાકમાં, કે ઇંગ્રેજી આચાર વિચારમાં અને સઘળુ આપણુ દેશી હસી કહાડવામાં રહેલો છે? આપણા સુધારકો ઉપલકીયા છે બહુ કરવાની આશાવાળા છે, મિથ્યા બકવાદ કરનારા છે, જાતે કશુએ કરવાની ઈચ્છાવાળા નથી મે બીડીચ જણાવવાને ખાતર ઈપણ ભોગ આપવાનો નહીં હોવાથી "ચાહોમ" જપલાવે છે, પણ પાછા હઠવાને જરીએ ખચકાતા નથી બીજાઓને માટે માન નથી, વસ્તુસ્થિતીનો અભ્યાસ નથી કેળવણી કે સાહિત્યના ઉંચા સંસ્કારો નથી, અને નિષ્પક્ષપાતની ઈન્સાફની નજર નથી અને એવાઓની ધાધલ વિશેષ છે મુંગા ગુપચુપ કામ કરનારા, આગળ વધનારા અને આગળ બીજાઓને ખેંચનારાઓની સંખ્યા આપણા કેળવાયલા આધેડ ઉમરના માણસોમાં અડધો ડઝને હશે જો કે રા० **મણીલાલ અજીતરાયજી** અને રા **અંબાશંકર મલજી** જેવા ઠરેલ અને દૃષ્ટાંત રૂપ અને નૈતિક બળ આપે એવા સુધારક તો આપણા કમભાગ્યે આપણી નાતમાં વિરલ જ છે સંસાર સુધારક કેવા જોઈએ તેને માટે રૂઝવેલ્ટ કહે છે કે—

•

આપણી જાહેર જીંદગીમાં એવા માણસો જોઈએ છે કે જેઓ પોતાના પક્ષ સાથે અને તેની મારફતે કામ કરી શકે એટલુ જ નહીં પણ પ્રમાણીક, નિર્ભય અને ન્યાય પરાયણ સ્વાતંત્ર્યવાળા હોઈને સઘળા માણસો અને પક્ષોને નિષ્પક્ષપાત ન્યાય આપી શકે આપણે એવા માણસો જોઈએ છે કે જેઓ દુરદર્શી અને સ્થિર મનના હોઈ શકે, જેમનામાં સહૃદયતા સાથે ડહાપણ રહેલુ છે આપણે વિદ્વાન માણસો પણ જોઈએ છે કે જેઓ આપણા જીવ

નનું સઘળા મુશ્કેલ સવાલો વ્યવહાર અને સમાજ શાસ્ત્રના કાયદા, એકની દૃષ્ટીએ વિચારી શકે."

આપણા સુધારકોને માટે પોતાનું જીવન અનુકરણીય કરવા જેવું બીજું ઉત્તમ કામ નથી. પોતે ઉદ્યોગી, આનંદી, અને અવકાશનો સમય પોતાના જ્ઞાનમાં વધારો કરે અથવા બીજાને ઉપયોગી થઈ પડે એવી રીતે ગાળવાનું કામ કરતા રહે તો તે ઉત્તમ સુધારકની પંક્તિમાં મુકી શકાય અને બીજાઓ તેમનું અવશ્ય અનુકરણ કરે.

(૬)

## બીજી સામાન્ય બાબતો.

અવકાશનો વખત સારી રીતે ગાળવાને માટે જુદા જુદા આનંદ વિનોદ કે જ્ઞાનમાં વધારો કરવાની મંડળીઓની આપણા દેશમાં હસ્તી નથી અને આપણી મુઠીભર નાત તે સૌને માટે બહુજ નાની છે.

આપણી નાતની આવક છાછરી અને બાંધી છે. વેપાર વિના લક્ષ્મીની રેલ છેલ ક્યાંથી હોય ? છતાં આવકમાંથી કેળવણી પાછળ જે રકમ ખર્ચાય છે તે સ્તુત્ય છે અને હજી વિશેષ સખાવત એ દિશામાં જોઇએ છે.

શું ધર્મને નામે આપણી નાતમાં મીંડું છે? ના, અધર્મ નથી. ધર્મની વ્યાખ્યા એક વિદ્વાને ઘણી સુંદર અને બંધ બેસતી કરી છે.

"ધર્મ શબ્દનો અર્થ હું એવો કરૂં છું કે તે એક એવી પછી તે ગમે તે હોય, સત્તા છે કે જે માણસને સહેલા કરતાં કઠિન, અધમ અને સ્વાર્થ કરતાં ઉંચું અને ઉમદા પસંદ કરવાને દોરવે છે; જે કાયર હૃદયોમાં હિંમત અને દીલગીરીથી છવાયલા હૃદયમાં આનંદ મૂકે છે; જે દીલગીરી, આફત અને નિરાશામાં સપડાયલા માણસને દીલાસો આપે છે; જે તેમને આનંદથી બોલે ઉપટાવે છે; બે બોલમાં કહીએ તો જે માણસોને પદાર્થમય રાજ્યમાંથી ઉચકીને તેમના પગ શુદ્ધમાં શુદ્ધ, અને સાદામાં સાદા પ્રદેશમાં મૂકે છે."

પ્રો૦ એનસનની આ ધર્મની ઉંચી, છેવટની અને સર્વોપરી ભાવના છે. આવું ધાર્મિક જીવન આપણી નાતમાં પ્રસરે તો તેઓ દેશને માટે પણ ઘણું કરી શકે. નહીં તો આપણા માતાજીના કંસાર બકરા, દેવરીત, પગલાં પુજવા અને ચોક પુજવાના બૈરક ધર્મોથી કંઈ પણ ઉદ્ધાર થવાનો નથી. એટલુંજ નહિ પણ આર્થિક અને નૈતિક ગેર લાભ અને હાની એથી થાય છે, થયો છે

અને થશે આપ ી નાતમા આપણા કમનસીબે આવા ધર્મિષ્ઠ નામમો કેટલા છે ની૦ બા૦ અ બાલાલ મને રા માકરલાલ દુર્ગારામ થયા ૪, અને રા૦ અ બારા ક્ર મવછ અને મણીભાઈ અજીતરાય હયાત છે બીજા નજરયા અનજયા બેચાર સુભાગ્ય હોય તો તે

આ ઘણી નાનકડી ચર્ચા છે વિશેષને માટે હાલ અવકાશને ઉત્તમ સાહિત્ય નથી ભાષાની ખુબી ૮ શૈલીની સિદ્ધિ કો નૂકી છે ચર્ચા રતા અભ્યાસના કઈક સાધનોના સ ગ્રહનો ભવિષ્ય માટે આ પ્રયાસ કહીએ તો ચાલે આપણી ઉન્નતિ અને પ્રગતિને માટે પારસીઓની માફક આપણા સાધનો સ ખ્યા અ ગત પ્રયાસ કરવા માટે મોટા કે પુરતા નથી આપણા ગુજરાતની બીજી નાતો અને કોમો સાથે આપણા સ સારિક અને આર્થિક સવાલો વિચારવા અને ઉત્સવાન ભાઈચ રા સહનસીલતા અને ધીરજથી આ ાણે સો જોઈએ તો તેવી સહચારિતાથીજ ૬ સ ગીત લાભ થાય તેમ છે

—પરીક્રમાવાસી—

---

# "નવ પ્રેમ સમુ જગ માંહિ કશું."



## મૂળ ત્રોટક છંદ.

અહ! દીપક જ્યોત રહી ઝળકી.
નિજ જાત પતંગ દીએ પટકી;
થઈ ભસ્મ જંતુ, સુખથી મરવું,
નવ પ્રેમ સમું અહિં અન્ય કશું.
મરે છે પ્રેમને માટે પતંગો, રે! મુંગા પ્રાણિ,
(પરંતુ) કરે છે દેશના દુઃખે સુખોમાં માનવી માનીઃ—૧

અલિ કોરી શકે ઘન વાંસ ઘણા, અલિ-ભમરો
કમળો મંહિ મુગ્ધ થઈ મરતા.
કુસી પ્રેમ મંહિ મરવુંજ મીઠું,
નવ પ્રેમ સમું અહિં અન્ય કશું..
મરે બળવાન્ ભ્રમરો હાં, કમળના પ્રેમને માટે,
હરી ધનવાન્ બહુ લોકો, ઝુરે ના દેશની દાઝેઃ—૨

ઘન નાદ સુણી મયુરો હસરો,
ઘન નાદથી દાદુર હા! મળકે. દાદુરા-દેડકા.
કંઈ નૃત્ય અનુપમ કેકિ તણું! કેકિ-મોર.
નવ પ્રેમ સમું અહિં અન્ય કશું.
હસે છે પ્રેમીને જોતાં, મુંઝાયે પ્રેમીવિણ પ્રાણિ,
ન પ્રેમી દેશના તોએ, કુલાએ જન અભિમાનીઃ—૩

રવિ દર્શનથી કમળો ખીલતા,
રવિ અસ્ત થતાં ચિમળાઈ જતા,
સુખ પ્રેમીતણું, સુખ તે નિજનું, દિવાકર-સૂર્ય.
નવ પ્રેમ સમું અહિં અન્ય કશું.
દિવાકર ક્ષીણ થઈ જતાં, કમળ નવ હોય આનંદે,
રીએ છે દેશ નિજ તો એ, અતિ આનંદ માનવીનેઃ—૪

બહુ ચાતક હોય તૃષિત ભલે!
નવ સ્વાતિ વિના જળબિંદુ ગ્રહે.

બહુ માસ તૃષાતર એ સુરત,
નવ પ્રેમ સમુ અહિ અન્ય કશુ
સહન શક્તિ અજબ તારી, શકે ! છે દિવ્ય પ્રેમી તુ, (ચાતક)
મળે ના સ્વાતિ બિંદુ જો, તજે તુ તો સલિલ સંતુ સલિલ પાણી
શીખાવે સ્વાર્થી હિંદીને, ખરે ! તુ પખીડા પ્યારા સંતુ-બધુ
ધીરજ ને ત્યાગના પાઠો, સ્વદેશ પ્રેમ-ભક્તિના

ખુ ચં. ઠાકોર



## आ ते वशीकरण !

( ૧ )

વૈકુંઠરાય શેઠ વેપારમા હવે ઠીક જામ્યા હતા કામ સર્વ ધીરે ચઢી ગયુ હતુ અને બાર મહિને દરેક હજારની આવક પણ થઈ ગઈ હતી પહેલા તો સર્વ સમય ધ્યાન વેપારમાને વેપારમાજ રહેતુ હતુ પરતુ હવે બીજી બાબતોમા લક્ષ પરોવતા હતા તેઓ એમ માનતા હતા કે શરૂઆતમા એકાગ્ર ચિત્ત કાર્ય કરવુ જોઈએ પરતુ કમાણી મોજશોખ અને આરામ માટે છે જન્મારો ગદ્ધાવૈતરુ કરવુ જોઇયે નહિ તેથી હવે તેઓ પોતાની સ્ત્રી સાથે વધુ વખત ગાળતા હતા ઘર શણગારવા તરફ ધ્યાન આપતા હતા અને સમાર વ્યવહારમા પણ રસ લેતા હતા હાલમા તેઓ ચોપાટી ઉપર આવેલા એક મકાનના સૌથી ઉપરના માળમા રહેતા હતા દીવાનખાનુ હમણાહમણા તેમણે સારુ શોભાયમાન કર્યું હતુ ફરનીચર ઉચી જાતનો ગોઠવી દીધો હતો ખુરશીઓ તથા કોચ ઉપર કીમતી રાતી મુખમલ જડાવી દીધી હતી

પોતાની પત્ની જયાગૌરી ફેશનના કપડા પહેરે તેવી એમને બહુજ હોશ હતી, અને હવે તો તેઓ વધારે સમય આવી બાબતોમા ધ્યાન આપી શકતા હતા, એટલે જયાગૌરીના કપડા વગેરેની ખરીદી પણ પોતે સાથે જઈને કરતા હતા વળી તેઓ પોતે એમ સમજતા હતા કે કયો રગ કોને બધ બેસશે તે બાબતમા તેમની પોતાની સમજ બહુજ સારી છે

સાજની ચ્હા પીવાનુ કામ હમણાજ પુરુ થયુ હતુ શેઠ તથા શેઠાણીના મોમા હજી પાનની બીડી ચવાતીજ હતી ધીમે રહીને જયાગૌરી બોલ્યા "ત્યારે પછી નવી સાડી કેવા રગની લઈશુ ?" જયાગૌરીએ મનમા તો નિશ્ચયજ કર્યો હતો કે સારી પીરોજી રગનીજ લેવી છે પણ એ વૈકુંઠરાયની

રીત જાણતા હતા. રંગની પસંદગીમાં તેઓ પોતાને ઉસ્તાદ સમજતા હતા અને કોઈનો પણ વિરોધ સાંખી શકતા નહિ. જયાગૌરી જાણી જોઈને તો વિરોધ કરે તેવા હતાંજ નહિ.

વેકુંઠરાયે ઉત્તર આપ્યોઃ—"તમારે ગમે તે રંગની સાડી લ્યોને. પહેરવી તો તમારે છે ને પણ મને પીરોજી રંગ જરાયે ગમતો નથી. માટે તે સીવાય ગમે તે રંગ લેજો."

જયાગૌરી કંઈ એકદમ ઘુંટડો ગળી જાય તેવાં ન હોતાં. ધીમે રહીને તે બોલ્યાંઃ—"પણ તમને કયો રંગ ગમે છે. મને તો તમને ગમતા રંગનીજ સાડીઓ પહેરવી ગમે છે." "ભૂરો રંગ લ્યો." શેઠ બોલ્યા. "મને ભૂરો રંગ બહુજ ગમે છે. તમને શોભશે પણ સારો."

"હા, એ રંગ બહુ સારો છે. તમારી પસંદગી હમેશાં સરસજ હોય છે. વળી મને પણ એ રંગ બહુ ગમે છે. પણઅણ લોક શું જાણશે કે મેં નવી સાડી લીધી! મારી પાસે એક ભૂરી સાડી છે."

"હા, હા, હું ભૂલ્યો. તે રંગ ના લેશો. તમે રાતી સાડીજ લ્યો" શેઠ બોલ્યા. "કેવો સારો રંગ અને પાછો શુકનીયાળ. મને ઘણીવાર એમ થાય છે કે ફરનીચરની મૂખમલ રાતા રંગની ના નંખાવી હોત તો બહુ સારૂં થાત આ તો બધે એકનો એક રંગજ આવી જાય છે."

"અરરરર હું કેવો મૂર્ખ છું. ના એકનો એક રંગ તો ના લેવાય કાળો રંગ લ્યો."

"અરે તમે એ શું બોલ્યા! આ નાની ઉમરમાં એ શોકનો રંગ શોભે ?" "હા, એ પણ ખરૂં." શેઠ બોલ્યા. "જવાદો એ રંગ. પીળો લ્યો."

"તમે વળી એ ઘડીયા જેવો રંગ શું કહો છો ? જાણે સત્તરમી સદીની સ્ત્રી." "હા, જૂના જમાનાનો રંગતો ખરો તમારી ઉમરને તો ખુલ્લા રંગજ શોભે તમે સફેદ સાડીજ લ્યો."

"હાઆઆ, સફેદ સાડી પહેરવાનું મન તો મને કેટલું બધું છે. પણ એકવાર પહેરી એટલે ખલાસ. મેલીજ થઈ જાય; અને એકવાર ધોવાઈ એટલે સાડીનો આવરદા અડધો."

"એ વાત પણ ખરી છે. ત્યારે ક્રીમ લ્યો."

"અરે ક્રીમનું પણ એમજ છે. જેવો ધોળો તેવો ક્રીમ એને પણ ડાઘો ઝટ પડી જાય." "ત્યારે લીલો લ્યો." "લીલો પણ મને તો બહુજ ગમે છે,

હમણા એક સારી ફાડી પણ મારી બેન પણીઓ કહેશે કે આને કાંઈ રગ પસદ કરતાજ નથી આવડતા છતાયે તમે કહેતા હો તો ."

"ના ના પહેરવી છે તમારેને ત્યારે લીવાશ ઉપરનો આછો રગ કાઈક લ્યો"

"એ તો પીરોજી રંગ થાય, તમે કહો તો તે લઉ મારે વાંધો નથી

"હા, હા, એજ રગ લ્યો" "ઓહો તમારી પસદગી કેવી સરસ છે હું તો તમને ગમતીજ ચીજ લઈશ તેમ કરવાથીજ મને તો આનદ થાય છે તમારૂ કહ્યુ કરવાથી હુ બહુજ સુખી રહુ છુ બસ હુ પીરોજી સાડીજ લઈશ" ગાડી જોડાઈ બે જણ ચાલ્યા કોટમાને પીરોજી સાડી લેવાઈ બોલો આ પસદગી કોની? એ તે વશીકરણ

( ૨ )

ઉપરના બનાવને કેટલોએક સમય થઈ ગયો છે, વેકુઠરાયની કમાઈ પણ વધી છે. દેશનુ વાતાવરણ બદલાઈ ગયુ છે સ્વદેશી અને ખાદીનો પ્રચાર વધતો જાય છે પણ વેકુઠરાય તે તરફ કેવળ બેદરકાર છે જયાગૌરી તો રાષ્ટ્રીય સ્ત્રી સમાજના સભાસદ છે આગેવાનોના વ્યાખ્યાનો સાભળી તેમને તો ખાત્રી થઇ છે કે સ્વદેશી માલતો વાપરવોજ જોઇયે ખાદી પહેરાય કે ના પહેરાય તે જુદો સવાલ છે, પણ દેશમાજ બનેલો માલ વાપરવાથી દેશ સેવા થઈ શકે છે વળી નવરાશના સમયમા રેંટીયા ઉપર થોડુ થોડુ કતાય તો પણ સારૂં એમ પણ એમને લાગતુ હતુ પરતુ રેંટીયો જો ઘરમા આવે તો વેકુઠરાય બહુજ ગુસ્સે થઈ જાય તેમ હતુ

એકવાર જયાગૌરી આ બાબતનો વિચાર કરતા હતા તેવામા એની એક ઉત્સાહી બહેનપણી ખાદીનાજ પોષાકમા એને મળવા આવી આ બહેનપણીને પીરોજી સાડીવાળો બનાવ ખબર હતો વાતમાને વાતમા રેંટીયા સબધી અને સ્વદેશી પહેરવેશ સબધી વાત નિકળી જયાગૌરીએ તે બાબતોમા પોતાની સંમતિ તથા ઉત્સાહ બતાવ્યા પણ વેકુઠરાયના ડરને લીધે કાંઈ કરી શકાતુ નથી એમ કહ્યુ તેમના બહેનપણીયે કહ્યુ "જયાબેન, પીરોજી સાડીવાળો બનાવ મને હજી યાદ છે મીઠાશથી વેકુઠભાઈના વિચાર તમે અનુકૂળ બનાવી શકો છો અને એક પત્નીમા આ એક ખરેખરો સદ્ગુણ છે કડવાશ વિના, તકરાર વિના પતિને અનુકુળ બનાવવા એ એક સુદર કળા છે તમે તે કળાના જાણકાર છો દલીલથી, વાગયુદ્ધથી, જકથી, જે કાર્ય નહિ થઈ શકે, તે જો તમે ધારશો

તો સહેજમાં, ભીડામાંથી કરી શકશો. મારે પીરોજ સાડીવાળો વશીકરણ મંત્ર તમે આ બાબતમાં પણ અજમાવો અને દેશ સેવામાં તમારો ફાળો આપો. હું જાણું છું કે તમે ખાદી તથા દેશી મીલના કાપડને એક સરખાં ગણો છો. તમારૂં માનવું એમ છે કે સાંચા કામ વિના આપણને ચાલે તેમ નથી. ભલે, તેમ તો તેમ. હું પોતે તો માનુંજ છું કે મોટા સાંચા કામના કારખાનાં તે અન્યાય અને અનીતિનાં ધામ છે. રોગનાં કારણ છે. મનુષ્યોને પણ યંત્રવત્ બનાવનાર છે. અત્યારે દેશની જરૂર ઘરગતુ ઉદ્યોગોની છે. અને તેમાં રેંટીયો અને શાળ બહુજ ઉત્તમ ભાગ ભજવી શકે તેમ છે. પરંતુ તે સબંધી તકરાર હું તમારી સાથે નહિ. કરૂં. ભલે તમે મીલનું પણ સ્વદેશી કાપડ પહેરો. તથા નવરાશના સમયમાં દેશને વધારે કાપડ અને સુતર આપવા માટે રેંટીયો ચાલુ કરી કાંતવાનું કાર્ય કરો. બોલો તમારો વશીકરણનો ઉપયોગ દેશ માટે કરશો કે નહિ?"

બેહેનપણીના આગ્રહની અસર જયાગૌરી ઉપર ઘણી થઈ. તમણે એમ તો કહ્યુંજ કે કેવળ કાંતવા કરતાં હું વધારે ઉપયોગી કામ કરી શકતી હોઉં તો મારે શા માટે કાંતવામાંજ કાળ ગાળવો જોઈયે. મને વેતરતા આવડે છે તો હું વેતરવાનો વર્ગ કેમ ના ચલાવું. અથવા તો શિક્ષણ વર્ગમાં કલાક કેમ ના આપું? પરંતુ હું પણ તમારી સાથે વિવાદમાં નહિ ઉતરૂં. રેંટીયાની હું પણ વિરૂદ્ધ તો નથીજ. તમે મને માર્ગ સુઝાડ્યો છે. પ્રભુકૃપા હશે તો તમે આઠ દિવસમાં મારે ઘેર રેંટીયો જોશો.

બરોબર આઠ દિવસે ફરીથી બે બેનપણીઓ મળી, તે વખતે એક નાજુક, સુંદર, પૉલીશ કરેલા રેંટીયા ઉપર જયાગૌરી બેઠાં બેઠાં કાંતતાં હતાં. બહેનપણીએ પૂછ્યું. "બહેન વશીકરણ મંત્ર ચાલ્યો કે?" "હા. પણ સુંદરતા પૉલીશવાળો રેંટીયો લેવો પડ્યો. અને હાથો રૂપાનો આપવાનો છે. પણ બહેન બીજી વધાઈ કહું કે શેઠ પોતે પણ રોજ એક કલાક કાંતવા બેસે છે. પણ એમને માટે તો મેં કેવળ રૂપાનોજ રેંટીયો કરવા આપ્યો છે,' અને બીજી વાત ખબર છે? હવે વિલાયતી કાપડનો વેપાર પણ તેમણે તદ્દન બંધ કર્યો છે. દેશી કાપડનું વેચાણ હાથ ધર્યું છે. અને ઈશ્વર ઈચ્છા હશે તો હાથની શાળોનું એક કારખાનું થોડા સમયમાં નિકળશે. દેખરેખ બધી મારીજ રહેવાની છે થં ભલે છે કે વખતોતો મને સરસ આવડેજ છે."

"ધન્ય છે બહેન તારા વશીકરણ મંત્રને. આ મંત્ર એકેએક આર્યબાળા જાણે છે. જો આર્યબાળાઓ નિશ્ચય કરે તો દેશોદ્ધાર સહેજમાં કરી શકાય."

સેવા ધર્મી.

# મધુર રસ ઝીલજો.

(ગરબો)

હારે કોઈ ઝીલોરે કોઈ ઝીલો મધુર રસ ઝીલજો
હારે કોઈ ચુટોરે કોઈ ચુટો અમર કળી ચુટજો
હારે માળી મોટો દીસે છે જગ બાગનો
હારે રસીયો રસ ભર્યો છે રૂડા રાગનો
હારે વેષ ભજવે વિવિધ વિરાગનો રે કોઈ—(૧)

હારે એના બાગે વિવિધ ફુલ બહેકતા
હારે નિજ પથે અમરતા વિલોકતા
હારે નિર્ઝરણો ઝરે છે રસ રેલના રે કોઈ—(૨)

હારે જોખ વિલસી રહી છે સખી સાથમા
હારે ચદા ઘેલી ફરે છે રસ લાભમા
હારે અમૃત કુંજો ભર્યો છે નિજ નાભમા રે કોઈ—(૩)

હારે રસઝારી લીયોની રસ ઝીલવા
હારે ક્યારી ક્યારી ફેરોની નીર નીરવા
હારે અમરવેલી ચઢાવો ફુલ ખીલવા રે કોઈ—(૪)

હારે ભમર ગુંજી રહ્યા છે પ્રીતિ ગાનમા
હારે કોયલ ટહુકી રહી છે એના તાનમા
હારે રમ ઝીને ઝીલાવે સાનમા રે કોઈ—(૫)

હારે માળી રસ સીંચે છે રૂડી રાતમા
હારે બાગ રચના રચે છે ઝળી આતમા
હારે એની કળાની કિમ્મત આ-મા રે કોઈ—(૬)

પદ્માવતી દેસાઈ.

—o—

# પરભાષાનો પ્રયોગ અને વિલક્ષણ અનુભવો.

## કારાગૃહની મોજ.

એક વખત, હું અને મ્હારો પંજાબી મિત્ર રાત્રિની ગાડીમાં પેરીસથી દક્ષિણ તરફ આવતા હતા. ગાડી ઉપડવાની સીસોટી વાગતાજ એક ફ્રેન્ચ ગૃહસ્થ ઉતાવળો ઉતાવળો અમારા ડબ્બામાં આવ્યો. તેનું કદ લાંબુ હતું અને તેનો પોષાક આદિ જોઈ અમને એ એક સદ્‌ગૃહસ્થ હશે કે કેમ એમાં પણ કંઈ સન્દેહ પડયો.

સ્ટેશનથી ગાડી ઉપડી કે તુરતજ તે માણસ અમારી પાસે આવી બેઠો અને ફ્રેન્ચ ભાષામાં કોણ જાણે શું બડબડવા લાગ્યો. અમે તેની સાથે અંગ્રેજીમાં વાત કરવા માંડી પરંતુ તે ગૃહસ્થને અંગ્રેજી આવડતું નહોતું. એ તો ફ્રેન્ચ ભાષામાંજ પંજાબ મેલની ઝડપે ભાષણ આપ્યા કરતો હતો. ફક્ત એકવાર તેની વાતમાં અમે 'હિન્દુ' શબ્દસાંભળ્યો.

હું અને મ્હારો મિત્ર વિચાર કરવા મંડી પડયા! અમને જણાયું કે તેનો બકવાટ આખી રાત ચાલુ રહેવાનો! મ્હારા પંજાબી મિત્ર રાધાકાંતે તેની સામે જોયા વિના પુસ્તક ઉઘાડી વાંચવાની સુચના કરી! અમે પુસ્તક ઉઘાડયું પરંતુ તેના ભાષણનો તો છેડોજ ન આવ્યો! 'ચીરુટ' સળગાવી તેણે તો પુનઃ પોતાનું ભાષણ ચલાવ્યું! આ મોટી બલાને દૂર કરવા ઉપાય શોધવા માંડયો! મ્હને કંઈ એવો ખ્યાલ હતો કે કોસોં (cochon) નો અર્થ ફ્રેચ ભાષામાં 'સુઈ જાઓ' એમ થાય છે. આથી મ્હેં તેનો હાથ પકડી ફ્રેંચ ભાષામાં મોટો ઘાંટો પાડી કહ્યું—કોસોં, કોસોં, કોસોં.

મ્હારી ફ્રેંચ ભાષા સાંભળી તેની હાલત વિચિત્ર બની ગઈ! તેનું મુખ લાલ થઈ ગયું. તેની આંખોમાં આગની ચીણગારીઓ નીકળવા લાગી; ફ્રાન્સની રાજ્યક્રાંતિ વખતે મેરટ આદિ દેશભક્તોએ જેવી જોસભરી ભાષામાં ભાષણો નહિં આપ્યા હોય તેના કરતાં પણ વધુ આવેશમાં આ અમારો ફ્રેન્ચ સાથી હાથ ઉંચા નીચા કરી બોલવા લાગ્યો. આ સ્થિતિમાં તેને જોઇ મ્હેં પુનઃ વિનંતિ કરી ધીમે સ્વરે કહ્યું "કોસોં"

આ વખતે તો તેણે કોટ ઉતારી નાંખી દીધો. અને બાંહ્ય ખેંચી લડવાને મ્હારી સામે ઉભો થયો. અમે તો માની લીધું કે આ માણસ નક્કી ગાંડો છે.

'રાધાકાન્ત! આ તો જરૂર ચસ્કેલા ભેજાનો લાગે છે!' મ્હેં મ્હારા મિત્રને કહ્યુ રાધાકાન્તે પુન. 'ફ્રાંસો' કહ્યુ આ સમયે તો તે લડવાને તૈયારજ હતો! અમે ધાર્યું કે વાયુના રોગથી આ માણસ પીડાતો હશે! શેષ રાત્રી આરામમા વીતાડવા અમે બેઉએ તેને ખૂબ મજબુતીથી બાધ્યો અને તે પછી નીરાતે નિદ્રા દેવીનો આશ્રય લીધો

૪

સુષુપ્તિ અને જાગૃત એ બેઉ અવસ્થાઓની વચ્ચેની અવસ્થાનો તો ઘણાને અનુભવ હશે. તે સમયે આગળ પાછળ ચાલતી વાતો આપણે સાંભળી શકીએ છીએ પરન્તુ આપણાથી નક્કી કહી શકાતુ નથી કે આ શબ્દો સ્વપ્ન સૃષ્ટિના છે કે વાસ્તવિક જગતના! આવી સ્થિતિમાં મ્હને એમ જણાયું કે ટ્રેન કોઈ સ્ટેશન પર ઉભેલી છે ઘણા લોકો ફ્રેન્ચ ભાષામા વાત કરતા હતા વળી મેં અમારા પેલા ઉન્માદ ગ્રસ્ત ગાડા સાથીનો અવાજ પણ સાંભળ્યો. કોઈ વ્યક્તિનો સ્પર્શ મ્હારા શરીરને થતા તુરતજ મ્હારી ઉંઘ ઉડી ગઈ અને આંખો ખુલી ગઈ!

મ્હેં તુરતજ અમારા ગાડા સાથીને જે સ્થાને બાધ્યો હતો તે તરફ નજર કરી પરન્તુ એ અમારો સાથી–અમારો કેદી મુક્ત થઈ અમારી સામે ઉભેલો જણાયો; તે ત્યાં એકત્રિત થએલા લોકોને પોતાની ભાષામા અમારો પરિચય આપતો હતો વળી, બીજી બાજુ દૃષ્ટિ દોડાવી તો સાત ફીટ લાંબા બે પોલીસ કોન્સ્ટેબલો અમારી સામે ઘુરકયા કરતા હતા! રાધાકાન્ત તો હજુ ઉંઘતો હતો એક કોન્સ્ટેબલે તેને જગાડયો; વિસ્મિત વદને આંખો ચોળતો ચોળતો તે બોલી ઉઠયો 'આ શુ છે?

મ્હેં કહ્યુ રાધાકાન્ત! આ હેરત પમાડે તેવા દેખાવનું કારણ તો હવે સમજી શકાય છે. પેલા ગાડા ફ્રેન્ચ સાથીને બાધવાના અપરાધને માટે ફ્રાન્સના પ્રજાતંત્રના થોડાક દિવસ મહેમાન બનવું પડશે. એમ લાગે છે! આ કોન્સ્ટેબલો ત્યાં લઈ જવાની તૈયારીમાં છે!

૫

અમારું અંતર શરમને માર્યે બળી રહ્યું હતું. તુરત તો કાંઈ અંગ્રેજી જાણનાર ગૃહસ્થ ન મળવાથી પોલીસ અમારે માટે કાંઈ પણ નિર્ણય પર ના આવી શકી. પરદેશમાં કેદ ભોગવવા કરતાં મૃત્યુ થાય તો સારૂ એમ લાગ્યું. સુભાગ્યે સંધ્યા સમયે એક અંગ્રેજી જાણનાર ગૃહસ્થ આવી પહોંચ્યો. તેને અમે અમારી બધી વાત સંભળાવી. એ સાંભળીને તેણે પ્રશ્ન કર્યો કેઃ-

"આપે કયી ભાષામાં તેને સુઈ જવાનું કહ્યું હતું?"

"ફ્રેન્ચ ભાષામાં" મ્હેં જણાવ્યું-

"શું કહ્યું હતું"? મ્હેં કહ્યુ 'કો'સોં'

એ ગૃહસ્થે ભવાં ચઢાવી અમારી સામે જોયુ. આથી તો અમારા હૃદયમાં હોળી ચેતી. ફ્રેન્ચ પ્રજા આટલી બધી અસભ્ય હશે એમ સ્વપ્ને પણ ન હોતું ધાર્યું પેલો ગાંડો ફ્રેન્ચ સાથી 'કોસો' સાંભળી સમજ્યો કે અમે અમારો દોષ કબુલ કર્યો છે!

પેલા ગૃહસ્થે અમારી કથા ફ્રેન્ચ ભાષામાં તેને અને પોલીસોને સમજાવી તે વાત પૂરી થઈ ના થઈ તેટલામાં તો એ સઘળા ખડખડ હસી પડ્યા! કેદી થવાનું અપમાન, પેટમાં ભૂખ લાગેલી તેની પીડા અને તેમાં આ પિશાચોનું હસવું એ સઘળી વાતોથી અમે તો ગાંડા જેવા દિંગમૂઢ બની ગયા! અધીરા બની અમે પેલા ગૃહસ્થને પૂછ્યું!-"મહાશય! આપના સભ્ય પ્રદેશમાં અપરિચિત વ્યક્તિઓ સાથે આવું નિષ્ઠુર વર્તન ચલાવવામાં આવે છે કે?" તે ગૃહસ્થે ક્ષમા માંગી કહ્યું-"આપે સંબંધ સમજ્યા વિના શબ્દનો ઉચ્ચાર ગમે તેવો કરવાથી નજીવા કારણને માટે આટલી મુશ્કેલીમાં ઉતરવું પડ્યું છે. 'કોસોં'નો અર્થ તો 'સુવર' થાય છે, સાહેબ!"

આ જાણી મ્હારૂં માથું ધુમવા લાગ્યું. એક ગૃહસ્થનું અમે વિના કારણે અપમાન કર્યું! આ શબ્દ સાંભળી તે એજ અર્થને લીધે અમને મારવાને તૈયાર થયો હશે! અમે તેની ક્ષમા માંગી અંગ્રેજી ભાષાથી પરિચિત ગૃહસ્થે કહ્યું કે તે તમારા પર કામ નહિં ચલાવે! કોસોં (Couchons) નો અર્થ સુઈ જાવો પણ છે અને કોસો (Cochon) નો અર્થ સૂવર પણ છે! ભલા ભગવાન! કોને ખબર હતી કે ફ્રેન્ચ ભાષામાં શયન કરવાના શબ્દ સાથે 'સુવર' ને પણ ગાઢ સંબંધ છે! એટલા માટે કેદની મઝા! બળતા ઉચ્ચાર માટે કારાગૃહની મોજ! ફ્રેન્ચ કારાગૃહમાંથી મુક્ત થઈ હસતા હસતા પ્રતિજ્ઞા લીધી કે શબ્દનો યોગ્ય અર્થ જાણ્યા વિના તેનો કદી ઉપયોગ ના કરવો.*

ઠાકોરલાલ જી. દિવાન.

* હિંદીના આધારે

## ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કોઓપરેટીવ સોસાયટી લીમીટેડનો ત્રિમાસિક હીસાબ.

| ભરાયલા શેરોની સંખ્યા | તે પેટે આવેલા કોવના રૂપીયા | ડીપોઝીટની આવેલી રકમ | | ડીપોઝીટ પરત કર્યું | મુદત દર મ્યાન કેટલા સભાસદોને લોન આપી | લોન તરીકે અપાયેલી રકમ | | તા ૧ ૧૦ ૨૧ થી તા ૩૧ ૧૨ ૨૧ સુધી વસુલ આવેલી કરજની એક દર રકમ | સભાસદની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | પાછલા ત્રિમાસિક પત્રની બાકી | તા ૧ ૧૦ ૨૧ થી તા ૩૧ ૧૨ ૨૧ સુધીમા આવેલી | | | પાછલી ત્રિમાસિક પત્રકની બાકી | તારીખ ૧ ૧૦–૨૧થી શરૂ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩૨૩ | ૮૯૭૫ | ૨૮૬૧૨ ૧૨ ૦ | ૪૧૨૫ ૦–૦ | ૩૨૪૧–૦–૦ | ૧૧ | ૩૪૮૫૧ ૮ ૦ | ૬૯૭૫–૦ ૦ | ૪૫૭૫–૮–૩ | ૮૩ |
| | | કુલ | ૩૨૭૩૭ ૧૨ ૦ | | | કુલ | ૪૧૮૨૬ ૯–૦ | | |

પ્રવેશ ફીના રૂા ૪૧૫)

તા ૨–૧–૧૯૨૨

T B Thakore
ચેરમેન

# જ્ઞાતિને બક્ષીસ.

**ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કો. ક્રે. સો. લી. ના સેક્રેટરી સાહેબ.**

સલામ જત મારા ધણીઆણી અ. સૌ. માહાલક્ષ્મી તા. ૯-૭-૨૦ ને રોજ સ્વર્ગવાસ થયા છે તેમના પુણ્યઅર્થે આ મંડલીમાં રૂ. ૫૦૦) દરવર્ષે દરસેંકડે તેરીખ ટકા ૫) ના વ્યાજે જમે કરાવવા છે. એવી શરતે કે એ રૂપિઆ બાઈ માહાલક્ષ્મી અંબારાંકર મલજી ભરૂચ બ્રહ્મક્ષત્રિય વિધવા સહાયકફંડ એ નામનું ખાતું ખોલી આ રૂપીઆ મંડળીને દફતરે જમે કરવા. અને તેનો વહીવટ મંડળીની વખતો વખતની મેનેજીંગ કમીટીના ડુ મતને અનુસરીને ભરૂચમાં રહેનાર ન્યાતની કોઈપણ વિધવા સ્ત્રીના નીભાવ અર્થે બની શકે ત્યાં સુધી વિધવાઓના ખરના ઉધમની મદદ અર્થે આપવા અગર એવા ઉધમના ખરના સાધન અમારી સમત્તીથી ખરીદવા અને આ પ્રમાણે અપાયલી રકમ પૈકી કોઈ રકમ પરત થાય તો તે અને બીજી જે કાંઈ બક્ષીસો કે મદદ આ ખાતાના અર્થે મળે તે એ ખાતામાં જમે કરવી.

ઉપલી શરતોથી મંડળી ડીપોઝીટ સ્વિકારી શકે તેમ હશે તો કમીટીના ઠરાવની નકલ સાથે લખાઈ આવેથી શદરહુ રૂ. ૫૦૦) ની રકમ હું મંડલીને સ્વાધીન કરીશ. તા. ૧૩-૯-૨૦ (Sd.) A. U. Malji,

ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કો. ઓ. ક્રેડીટ સોસાયટીની તા. ૨૪-૧૦-૨૦ની મેનેજીંગ કમીટીમાં થએલા ઠરાવ નં. ૧ની નકલઃ—

ઠરાવ ૧ લો—રા. બા. અંબારાંકર ઉત્તમરામ મલજી તરફથી તા. ૧૩-૯-૨૦ નો આવેલો પત્ર રજુ થતાં ઠરાવ્યું કે, આ બાબત મે. રજીસ્ટ્રાર સાહેબની પ્રથમ સંમતી મેળવવી જોઈએ. માટે તેમની સંમતી મળેથી આ કામ કમીટીમાં રજુ કરવું.

× × × ×

(Sd.) A. U. Malji,
ચેરમેન.

ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કો. ઓ. ક્રેડીટ સોસાયટીની તા. ૭-૧૧-૨૦ની મેનેજીંગ કમીટીમાં થએલા ઠરાવ નં. ૭ ની નકલઃ—

× × × ×

ઠરાવ ૭ મો—રા. બા. અંબારાંકર ઉત્તમરામ મલજી તરફથી તા. ૧૩-૯-૨૦ના આવેલા પત્ર બાબત મે. રજીસ્ટ્રાર સાહેબનો અંગ્રેજી પત્ર નં.

૨૨૦૨/૨ નો ગઈ કાલે મળ્યો રૂ ૫૦૦ નું બક્ષીસ અને તેની વ્યવસ્થા બદલ સંમતી દર્શાવનારો આવ્યો તે દફતરે રાખવો, અને રા બા મવજીના આવેલા પત્રની તથા મે રજીસ્ટ્રાર સાહેબ તરફથી આવેલા પત્રની નકલ તેમની તરફ મોકલી રૂ ૫૦૦) મેળવી લઈ અરજીમા લખ્યા પ્રમાણેનું ખાતું ખોલવા ઠરાવ્યુ

× × × ×

(Sd) A U. Malji,
ચેરમેન

ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કો ઓ ક્રેડીટ સોસાયટીની તા ૩૧-૧૨-૧૯૨૦ ની મેનેજીગ કમીટીમા થએલા ઠરાવ ન ૧ ની નકલ—

ઠરાવ ૧ લો—ધી ઈગતપુરી કો ઓપરેટીવ સોસાઈટીનો સને ૧૯૧૮-૧૯ ૧૯૧૯-૨૦ નો આવેલો રીપોર્ટ રજુ થતાં ઠરાવ્યું કે વિધવાઓના લાભને માટે જે ખાતુ મ ડળીના દફતરે મે રજીસ્ટ્રાર સાહેબની મંજુરીથી ખોલેલું છે તેમા દરેક લોનની રકમ ધીરતી વખતે દર સેંકડે અથવા ગે કડાના કોઈ ભાગે રૂ. ૧) એક ધી ઈગતપુરી કો ઓ. ક્રેડીટ સોસાયટીના ફ્રી રીડીંગ રૂમના ફંડના ધોરણે લેવા ઠરાવ્યુ

× × × ×

(Sd) A U. Malji,
ચેરમેન



## चर्चापत्र.

મહેરબાન 'બ્રહ્મક્ષત્રિય' ત્રિમાસિકના તંત્રી જોગ,

સાહેબ,

નીચેના લખાણને આપણી જ્ઞાતિના ત્રિમાસિકમા છાપી ઉપકૃત કરશોજી

અમદાવાદની આપણી 'જ્ઞાતીના પંચના વાસણો ઘણાજ ઓછા છે, અને જે છે તેમાંનો મોટો ભાગ ભાંગી તુટી હાલતમા છે, અને તેમાંના ઘણા ખરાની કલાઈ પણ ઉતરી ગઇ છે તો તે બાબતમા તાકીદે પગલાં લેવા અમદાવાદની જ્ઞાતીના મહેરબાન સેક્રેટરી સાહેબ તસ્દી લેશે ? ?

બીજું આપણી જ્ઞાતીના બંગલાને સમારકામ કરવાની પણ ઘણીજ અગત્યની જરૂર છે, તો તે બાબતમાં પગલાં ભરવા મહેરબાન સેક્રેટરી સાહેબ ન્યાત બોલાવવા તસ્દી લેશે કે?

છેવટે અત્યાર આગમજ આપણી જ્ઞાતીના એક ગૃહસ્થે દશામાં લગ્ન કર્યા હતાં તે વખતે જ્ઞાતી બોલાવવામાં આવી હતી અને તેમને ન્યાત બહાર મુકવામાં આવ્યા હતા તો હાલમાં આપણી જ્ઞાતીમાં વર્ણાંતર લગ્ન થયુ છે તો તે બાબતમાં તેઓ સાહેબ શું પગલાં લેવા ઈચ્છે છે તે જણાવશે કે?

લી. બીજો અમદાવાદી.

———:o:———

## स्नेह लग्न के स्वेच्छाचार!

"સિંહણ ભૂખે જો મરે
ઘાસ કદિ નવ ખાય."

જ્યારે દેશમાં ચાલી રહેલી રાજકિય પ્રવૃત્તિ તરફ સઘળાઓનું ધ્યાન ખેંચાઈ રહ્યું છે તેવા સમયમાં સામાજીક પ્રશ્નો તરફ દુર્લક્ષ કરવું જોઈતું નથી. રાજકિય પ્રવૃત્તિની સાથે સાથે સામાજીક સુધારણાના સવાલો ધર્મ અને નિતિ-શાસ્ત્રને અનુસરી હાથ ઉપર લેવાય અને તેને કાંઈક વ્યવહારૂ સ્વરૂપ અપાય તેં શ્રેયસ્કર છે પરંતુ હાલમાં આપણી નાતમાં એક નાગર યુવક સાથે સુશિક્ષિત ક્ષત્રિય બાળાના—અરે ભૂતકાળની ઉપમા પામેલી વીરબાળાના—જે લગ્ન થવાનો દુઃખદ બનાવ બન્યો છે તેને આપણે સ્નેહલગ્ન કહેવાં કે સ્વેચ્છાચાર કહેવો એ જ્ઞાતિબંધુઓની તુલનાશક્તિ ઉપરજ મુકું છું. સંસાર સુધારકો ભલે આવાં લગ્નને પોતાની પ્રવૃત્તિનું શુભ ફળ માની ફુલાઈ ફાલકાં બને પરંતુ ધર્મ અને નિતિની દષ્ટિએ આ લગ્ન અનિષ્ટ પરીણામ લાવનાર અને નાતના યુવાન બાળક બાળકીઓને આડે માર્ગે દોરવનારૂં ગણાયા વીના રહેનારૂં નથી. મારા જ્ઞાતિબંધુઓને આ એક ચેતવણીનું રણશિંગડું છે અને જો જ્ઞાતિ બંધુઓના કાન બ્હેર મારી નહીં ગયા હશે તો તેમાંથી એવો નાદ નિકળે છે કે ભવિષ્યમાં એવા પ્રસંગો ના બને તે ઉપર સચોટ ઇલાજો લેવામાં નહીં આવશે તો તમારી આખી નાતનું નામ નિશાન પણ ભવિષ્યમાં જળવાઈ રહેવું દુર્લભ છે. મને લખતાં દુઃખ ઉપજે છે કે આપણા શુરા ભાઈ

બ્હેનો વાતો કરવામા-કથલી કે નિંદા કરવામા જેટલુ લક્ષ આપે છે તેટલુ લક્ષ જો પોતાના બાળકોને ધાર્મિક અને નૈતિક કેળવણી આપવા પાછળ આપે તો બાળકોના નિતિ અને ચારિત્ર બળ ઉપર એવી તો સચોટ અસર થવા પામે કે આવા હાનીકારક પ્રસંગો ભવિષ્યમા ઉપસ્થીત થાય જ નહી પાશ્ચિમાત્ય રૂઢીને કે ઇંગ્રેજી કેળવણીને દોષ દેવો તે કરતા આપણે જાતેજ વધારે દોષપાત્ર છીએ એમ કબુલ કરવુ જોઈએ આ લગ્ન જો કે ચર્ચાનો વિષય થઈ પડયો છે તોપણુ જ્ઞાતિ બધુઓ અને બ્હેનો શા કારણથી તે જોયા કરે છે તે મારા જેવાની સમજ શક્તિમા ઉતરતુ નથી ! જે જ્ઞાતિ દશા-વિશાના સવાલ વખતે ભારે ઝુબેશ ઉઠાવે તે જ્ઞાતિ પરકોમ સાથેના લગ્ન જેવા અતિ મહત્વના સવાલમા કાઈ બોલે કે હીલચાલ કરે નહીં તે એક ઉખ્ખાણા સમાન છે સ્વતત્રતા જો સ્વેચ્છાચારમા ફેરવાઈ જાય તો એવી સ્વતત્રતા આપણને ઈષ્ટ નથી તેથી એ બાળાને આપણે કાઈ પણ દોષ દઈયે તે પહેલા આપણે જ્ઞાતીની સ્થિતીનુ અવલોકન કરવુ જોઈયે મહાત્મા ગાધીજી ને કદાચીત જાણીને ખુશી ઉપજશે કે આપણી બ્રહ્મક્ષત્રિય કોમમા તો ઘરેઘર સ્વરાજ્ય સ્થપાઈ ચુકેલુ છે નથી નાતના ધારા ધોરણ કે નથી નાતનુ કોઈ આગેવાન, જેથી જેને જેમ ફાવતુ આવે તેમ તે વર્તે છે, અને તેનુ પ્રત્યક્ષ દ્રષ્ટાત થયેલુ ક્ષત્રિય નાગર લગ્ન છે આ લગ્નના સબધમા કાઈ નહિ તો આપણી નાત જે જે ગામે વસે છે તે તે ગામના લોકોએ પોત પોતાની પચો બોલાવી તે દ્વારા આ લગ્ન તરફ નાપસદગી દર્શાવનારો ઠરાવ તો પસાર કરવો જ જોઈયે એટલી પણ શિક્ષા જો આપણી નાત ના કરી શકે તો પછી નાતનુ આવીજ બન્યુ સમજવુ **જ્ઞાતમા પ્રચલીત વરવિક્રયને અગે આ લગ્ન થયુ છે એવી કલ્પના સરખી પણ કરવી વાસ્તવીક નથી** માત્ર અન્યોન્ય સ્નેહ સબધનુજ આ પરીણામ જોવુ પડે છે મારી કુવારી બ્હેનોને છેવટમા મારી એટલી જ સલાહ છે કે તમે ઉપર ટાંકેલી "**સીંહણ ભૂખે જો મરે ઘાસ કદિ નવ ખાય**" એ પ્રસિદ્ધ કહેવત ધ્યાનમા રાખજો અને તમારી નાતની આગલી કિર્તિ જાળવજો તમારી કેળવણીને લાછન લાગે એવુ પગલુ ભરશો મા નહીં તો તમારી દેહ અને નાત જનસમાજમા હલકા પડશે અને કલકીત બનશે

અમદાવાદ **ખાડીયાવાસી**

---

# परनातमां परणती बाळाओ.



આ વિષયમાં એક ચર્ચાપત્ર ગયા અંકમાં પ્રસિદ્ધ કરવાની ઉદારતા વ્યવસ્થાપકોએ દર્શાવી છે. આશા રાખું છું કે તેવીજ ઉદારતા મારી બાબતમાં પણ દર્શાવવામાં આવશે.

બે બાળાઓ પરનાતમાં પરણવાની છે. એ વાત સાંભળીને બે ભાઈ ધર્મના અને જ્ઞાતિના બચાવ અર્થે પરણનારને અને તેમના માબાપને નાત તરફથી સજા કરાવવાની હિમાયત કરવા નિકળી પડયા છે. સુભાગ્યે હું આ લખું છું ત્યાં સુધી તો તે સંબંધી કાંઇપણ પગલાં ભરવાની ભૂલ નાત તરફથી થઈ નથી, અને આશા રાખું છું કે થશે પણ નહિ.

બે દાખલા બાબત ફરીયાદ છે. તેમાં એક તો કેવળ ગપ હોય તેમ લાગે છે, કારણ કે વધુ તપાસ કરતાં આ લેખકને તો તે સંબંધી કાંઇ માહિતી મળી શકી નથી. બીજી બાબત ખરી છે, અને તે ચર્ચાપત્ર પ્રસિદ્ધ થયા બાદ લગ્ન પણ થઈ ગયાં છે, એમ જાણ્યું છે. આ દાખલામાં એક બ્રહ્મક્ષત્રિય કન્યાએ, એક વડનગરા નાગર બ્રાહ્મણ સાથે લગ્ન કર્યા છે.

આમાં પ્રશ્ન એ ઉભો થાય છે કે નાત કયા હેતુથી વચ્ચે પડે. બે હેતુ હોઈ શકે. એક તો નાતનો ગઢ તોડવા માટે સજા કરવાનો. લગ્ન વ્યવહાર માટે જે કુંડાળું બંધાઈ ગયું છે તે કુંડાળાની બહાર જો કોઈ જશે તો તેને નાત સજા કરશે એવી ધમકી સાબિત કરી આપવાનો હેતુ હોઈ શકે. આમાં ધર્મને સંબંધ નથી. કારણ કે બ્રહ્મક્ષત્રિયો જે પંજાબ, સંયુક્ત પ્રાંત અને સિંધમાં રહે છે તેમની સાથે પણ કોઈ લગ્ન કરે તો આ વાંધો ઉઠાવી શકાય એટલે કેવળ રૂઢી સાથે આ બાબતને સંબંધ છે. જે કુંડાળું આપણે બાંધ્યું છે, અથવા તો બંધાઈ ગયું છે, તેની બહાર જનારને અમે સજા કરીશું. આ એક હેતુ. બીજો હેતુ વટાળનો હોઈ શકે એટલે કે જે નાત સાથે ખાનપાનનો સંબંધ બાંધતાં આપણે વટલાઇયે તેની સાથે લગ્ન કરવામાં વટાળ થાય.

આ વટાળની બાબત પણ ખ્યાલી છે. ખાનપાનની બાબતમાં ખુલ્લી રીતે મનમોજી વર્તન થાય છે. હોટલો જૂવો. કોંગ્રેસ કૉન્ફરન્સની ડેલીગેટ કેંપના રસોડા જૂવો. પ્રીતિભોજનો જૂવો. પાર્ટીઓ જૂવો. ગવર્નર અને કલેકટરને ત્યાંના ખાણાના મેળાવડા જૂવો. આ સર્વ સ્થળે વટાળનો ખ્યાલ

કોઈ રાખતુ નથી, અને નાત તે વાત જાણે છે તોપણ તે બાબત કાંઈ પ્રગલા લેવાતા પણ નથી વળી વિલાયત આદિ પરદેશોમા પણ આપણી નાતના ઘણા જણ જઈ આવ્યા છે અને તેમને પણ પ્રાયશ્ચિત્ત સુદ્ધા કરાવવાની ફરજ પાડવામા આવતી નથી એટલે વટાળની બાબતમા આપણી નાતને કાંઈજ દરકાર નથી તે વાતતો સિદ્ધ છે

એક દાખલો જે ચર્ચાપત્રીએ આપ્યો છે તે તો નાગર બ્રાહ્મણ સાથે લગ્ન કરવાનો આમા વટાળનો સવાલ નથી ઘણા વર્ષો ઉપર આવા ગૃહસ્થોને આપણી નાતમા દાખલ કરવા સંબધી ચર્ચાપત્રો છાપાઓમા આવ્યા પણ હતા અને હવે આવા એક ગૃહસ્થે આ પ્રમાણે લગ્ન કર્યું છે તો તેમને જો આવવુ હોય તો આપણે આપણી નાતમા લઈ લેવા જોઇયે આમા તો ગમે તેવા જૂના મતવાળાઓને પણ વટાળનો વાંધો આવે તેમ નથી એટલે આ દાખલામા તો મુશ્કેલી છે જ નહિ

બીજો દાખલો વણિકનો કહેવાય છે તે તો હજી ગપાટો જ લાગે છે એટલે તેની ચર્ચામા અત્યારે નહિ ઉતરીયે

પરંતુ આ સમયે મોટી અને સામાન્ય બાબતોનો વિચાર પણ થવો જોઈયે છે નાતનુ કુંડાળુ લગ્ન માટે-પસંદગી માટે-શુ ખરેખર નાનુ પડતુ નથી ? છોકરાઓ પચીસ ત્રીસ વર્ષ સુધી કુમારા રહે છે તે સાથે કન્યાઓ પણ વીસ વર્ષ સુધી કુમારી હોય છે આટલી મોટી વય થાય એટલે સ્નેહ લગ્નના તેમને વિચાર આવે, એટલે આપણા કૃત્રિમ સાંકડા કુંડાળા લાંબો સમય ટકશે કે કેમ તે શક પડતું છે તે સમંધી વિચાર સુધારકોએ ખાસ કરવાનો છે આપણી નાતે આવી બાબતોમા પહેલેથી દૂર અંદેશી રાખેલી છે સમયાનુસાર જૂનાગઢ અને હૈદ્રાબાદ સાથે સબંધ બાંધી દીધો છે સગોત્રી લગ્ન થયા છે તે સામે કોઈએ વાંધો લીધો નથી એટલે આપણે હમણા પણ આશા રાખીયે કે આવી બાબતોમા નાત દૂરઅંદેશીથી કામ લેશે દસાઓ સાથે પણ જેમણે લગ્ન વ્યવહાર કર્યો છે તેમને અને દસાઓને પણ હવે નાતમાજ સમાવી લેવા જોઈયે એક દરે બધુ કામ દૂરઅંદેશીથી લેવાશે એમ આશા રાખીશુ પણ નાતના સુધારકોએ બેદરકાર રહેવુ જોઈયે નહિજ

લી૦ ત્રીજો અમદાવાદી.

—·o—

# વર્ણાંતર લગ્નો.

આપણી નાતની કન્યાઓ બીજી નાતમાં વરે અથવા બ્રહ્મક્ષત્રિય નાતનો વર બીજી નાતની કન્યા લાવે તેમાં હાલના દેશકાલ પ્રમાણે મને કંઈ અયોગ્ય લાગતું નથી. હિંદુ સમાજ સ્થાપનારા મહાજનોનો લક્ષ્ય ધર્મ એટલે આત્મસંયમ Ragultaion ધારણા હતો. પશ્ચિમ દિશાની પ્રજાઓ જેમને ઈશ્વરે હિંદુસ્થાનમાં મોકલી, જેમની બધી સમાજોનો લક્ષ્ય સ્વતંત્રતા અને સમતા છે; અને આપણે ધર્મને બ્હાને સત્તાનો ગેરઉપયોગ વિગેરે કરી સમાજની ઉન્નતિ માટે અયોગ્ય ગણાયા ત્યારેજ ઈશ્વરે ઠેઠ યુરોપના પશ્ચિમ ખુણાના લોકો જેવા કે પોર્ટુગીઝ, ડચ, ફ્રેંચ, ઇગ્લીશ વિગેરેને આપણને નવી કેળવણી આપી સુધારવા તથા આપણામાં નવા વિચારો દાખલ કરવા અહિં મોકલ્યા તેમાં જે ખરા લાયક હતા તે રાજ્ય મેળવી તથા ટકાવી શકયા. અને આપણને પશ્ચિમ તરફના વિચારોનો સંસ્કાર કરાવ્યો. હાલના સમયમાં ત્યાં તેમજ અહિં વ્યક્તિ સ્વાતંત્ર્ય તથા આત્મનિર્ણય આ બે લક્ષ્યો રાજ્યપદ ભોગવે છે. તેના પરિણામમાં કોઈ કન્યા પોતાની સ્વતંત્રતા ભોગવી બીજી નાતના વર સાથે લગ્ન કરે તેમાં આપણે આશ્ચર્ય પામવા જેવું નથી

સ્વતંત્રતા તથા આત્મનિર્ણયથી રશીયા પાયમાલ થયું છે. પોર્ટુગાલને હજી નિશ્ચય થતો નથી કે કઈ રાજ્યપદ્ધતી સારી તથા શ્રેય કરનાર છે. ફ્રાંસને દોઢસો વર્ષ શાંતિ ન હતી અને હજી પણ અમુક રાજ્ય બંધારણ ઉત્તમ તે નિર્ણય ત્યાં સંશયાત્મક છે. એકલી બ્રીટીશ પ્રજા પોતાના બંધારણને ધીમે ધીમે સુધારી શકી છે. બાકી બધી પ્રજાઓમાં સ્વતંત્રતા દેવીએ તોફાન મચાવ્યું છે. તથા દ્વેશ, મારામારી કરાવ્યા બાદ કંઈ બંધારણ નક્કી કરાવ્યું છે. તેજ અવસ્થામાં હવે આપણે આવ્યા છીએ.

આર્યન પ્રજાઓમાં પહેલી પ્રજા હિંદુ છે. તથા તેમના નેતાઓએ સમાજનું બંધારણ એવું સ્થાપ્યું છે કે જેટલા આપણે આગળ વધ્યા હોઈએ તેમાંથી પાછા પડવાનો સંભવ ઓછો બને. તે બંધારણ સ્થાપવામાં ઉતાવળી ગતિથી આગળ જવાશે નહિ એમ તેઓએ જોયું હશે. પણ હાલના પશ્ચિમના વિચારોના સામ્રાજ્યમાં તેમાં થોડો ઘણો ફેરફાર થવો જોઈએ અને થશેજ. અને આવાં લગ્નો તે તેનો એક ભાગ છે. થોડાં વર્ષા પછી આપણને સમજાશે કે આપણામાં વરવિક્રય વિગેરેનો બગાડ પેઠો છે તે કહાડી નાતમાં

૪

લગ્ન કરવાં તે સારૂં છે કે ઘણી નાની નાતો એક કરવી તે સારૂં છે. અનુભવ થયા પછી નાત આવા વિષય ઉપર ઠરાવ કરી શકે.

હું પોતે ધર્મના સામ્રાજ્યને સ્વતંત્રતાના સામ્રાજ્ય કરતાં બહુજ વધારે શ્રેયસ્કર ગણું છું. અને અજાણે માર્ગે ઝંપલાવવા કરતાં ધીમે ધીમે આગળ વધવું એજ ઉત્તમ છે એમ માનું છું આવાં લગ્નો તે એક જાતનું સાહસ છે, એમ મને લાગે છે આજથી ચાલીસ વર્ષ ઉપર ઉંચી જાતના હિંદુઓ ક્રીસ્તી થવામાં સુધારો માનતા અને ક્રીસ્તી થઈ નાત બહાર લગ્નો કરતા. સુરત, બોરસદ, આણંદમા તેવા ઉંચી નાતના માણસો ક્રીસ્તી થયા હતા. અત્યારે તેમાના કોઈ કુટુંબને હુ આપણા કરતા વધારે સંસ્કારી, સુખી કે સંતોષી જોતો નથી પણ ખરા તો નીચી નાતમાં લગ્નો કરીને આચાર, વિચારમાં બહુજ ઉતરી ગયેલા જણાય છે બુદ્ધ ધર્મે નાતો નાશ કરી હતી અને તે ધર્મનુ સામ્રાજ્ય એક હજાર વર્ષ સુધી હતું. પણ હિંદુ લોકોને તે વાત પસંદ પડી નહિ અને અનુભવથી નાતો કાયમ રાખવાનું ઠીક લાગ્યુ માટે બુદ્ધધર્મમાથી પાછા નાતોના બંધનમા લોકો આવ્યા.



નાતોના બધનમા ગેરલાભ કરતા લાભ મને વધારે જણાય છે. પણ જ્યા ઈશ્વરની આજ્ઞા પૃથ્વી ઉપર મ્હોટા ફેરફારો કરવાની જણાય છે, જ્યારે નાના કુમળા વિદ્યાર્થિઓને શાળાઓ છોડી દેવા તથા કેદમાં જવામાં માન ગણવા આપણા નેતાઓ શીખવે છે, છતા મહાત્મા પદ ભોગવે છે જ્યારે સ્વધર્મ (Self restraint) ને બદલે સ્વરાજ્ય (Rule of Self) ન્હાના મ્હોટા અજ્ઞાની તથા જ્ઞાનીને અમુક મુદતમાં મળવાનું મહાત્માઓ વચન આપે છે ત્યારે ક્ષુલ્લક નાતના બધનને માન આપવાનું કહેનાર માણસ ગાંડો ગણાવો જોઈએ દરેક વ્યક્તિને સ્વરાજ્યનો હક હોવાથી પોતાની મરજી પ્રમાણે પરણવાનો હક છેજ. અને ક્યા પરણવું તેનો નિર્ણય પોતે કરી લેવાનો પણ હક છે નહિ તો આત્મનિર્ણય. સ્વ એટલે પોતાનો આત્મા પોતાનો રાજા એ લક્ષ્યે ખોટા પડે છે.

મારા પોતાના વિચાર પ્રમાણે નાની નાની નાતોમાં લગ્ન માટે સંકોચ પામ્યા કરવો તે હાલના વખતને અનુકુલ લાગતું નથી. પણ આચાર વિચાર જાણ્યા બાદ પર નાતિમાં લગ્ન કરવાં જોઈએ, નહિ તો તેવાં લગ્નો થોડાજ વખતમાં દુઃખી નીવડે છે કારણ કે પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનો સ્વભાવ બનેલો હોય છે. નાતમાં પણ સારાં કુટુંબો, મધ્યમ કુટુંબો વિગેરે વર્ગ તે તે ઘરના સ્વભાવ પ્રમાણે પડે છે. તો વળી બીજી નાતની વ્યક્તિ જેની ઓળખ કમી હોય જેનો ખરો સ્વભાવ કુલ પરંપરા વિગેરે અજાણ્યાં હોય ત્યાં સાહસ કરી લગ્ન કરવાં તેમાં કંઈ સુધારો કે ઉન્નતિ નથી. પણ અંતઃકરણની એક ઉર્મિનુંજ તે ફળ છે. અને આવી વૃત્તિઓનું બળ ત્રણ પાંચ વર્ષે સંસારના સપાટામાં ધોવાઈ જાય છે, ત્યારે તેવી વ્યક્તિઓ સુખી થતી નથી.

થાણા
તા. ૧૪-૧-૨૨

લી॰
મણીલાલ અજીતરાય.

---

## परन्यातना युवकोने हस्त अर्पती बाळाओ.

સાહેબ,

ઓક્ટોબરના 'ત્રિમાસિક'ના અંકમાં 'પરનાતમાં પરણતી બાળાઓનું ચર્ચાપત્ર પ્રગટ થયા બાદ આખરે તે વધઈ ખરી પડેલી જણાય છે; નાગર યુવકને હસ્ત અર્પનાર ગ્રેજ્યુએટ શ્રીમતીની વિગત જાહેર પત્રોમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે. નાગરી નાતના ભાગ્યે તે નાગર યુવકનું કુટુંબ નાત બહાર જણાય છે એટલે નાગરી કોમને તેની પરવા કરવાની ના રહી. તેમ ન્યાત બહાર રહેલા નાગર યુવકનેજ હસ્ત લેવા ગ્રેજ્યુએટ ક્ષત્રાણી ભાગ્યશાળી થયા છે બીજાને નહિં, એમ ટકોર સાથે નાગરી નાત હસે એમાં નવાઈ પણ શેની ? બીજાં પણ એક લગ્ન પરનાતના કોઈ યુવક સાથે થવાની વાત બહાર આવી છે. દશામાં લગ્ન કરનાર વીશા સામે ખફગી દર્શાવનાર શૂરવીર ક્ષત્રાણીઓના 'પાટનગર' અમદાવાદનેજ આ બે બાળાઓની જન્મભૂમિ હોવાનું મોટું માન મળેલું છે. સ્વેચ્છાચારી ભલે હસે ! પણ સ્વતંત્રતાનો વાસ્તવિક અર્થ સમજનારાં વિનયશીલ હૃદયો તો જરૂર આ બનાવોને કમનસીબ લેખશે આ લગ્ન થોયાં કે ખરાં તે સંબંધમાં શાસ્ત્રીય સિદ્ધાંતની તકરારમાં નહિં પડતા એટલું તો સર્વ કોઈ કબુલ કરશે કે આમાં યોગ્ય બંધારણને પણ સ્થાન નથી ! Liberty (સ્વતંત્રતા) માંથી license (સ્વચ્છંદતા)માં

પ્રવેશ થયો! એ રસ્તે તો કોમનું નામ નિશાન પણ નહિ રહે એ પથે પળતા જે ડામાડોળ સામાજીક સ્થિતિમા પારસી કોમ સપડાઈ છે, **તેજ ડામાડોળ પરિસ્થિતિમાં એજ કાંટાની વાડમાં-આપણી નાત પણ સપડાશે.** એ ભયાનક દુર્દશામા સપડાતા પહેલા તે સ્થિતિ અટકાવવાના ઉપાયો નાતના આગેવાનો નહિ લે? એ ભાવિ ભયંકર ચિત્ર એ યોગ્ય બંધારણ વિનાની બેદરકાર જ્ઞાતિનુ-ચિત્ર-અત્યારે તો કલ્પીજ ન શકાય તે સ્થિતિમા આપણી નાતના યુવકો અને યુવાન કન્યાઓની શી દશા? આપણી નાતની નૈતિક અવનતિની પરિસીમા પણ રહેશે ખરી કે? પુરૂષો ભલે પ્રમાદી રહે સેંકડો વર્ષથી પ્રાણ ભોગે પણ અયોગ્ય રસ્તે નહિં વળનારી નિપુણ ક્ષત્રાણીઓ પોતાની ફરજ બજાવવામા પાછી પડશે? દશા-વિશા લગ્નનો પ્રશ્ન ઉંચકનાર આ સમયે સુસ્ત શાને? તે પ્રશ્ન વખતથી રણક્ષેત્રમા પડેલી ક્ષત્રાણીઓ પીઠ બતાવી પાછી ફરશે? અને ક્ષત્રિય પુરૂષો પ્રાચીન ખ્યાતિને કુવામા નાખશે? કંઇ નહિ તો જ્ઞાતિની યુવાન પ્રજાના હિતાર્થે, ભયાનક નૈતિક નુકસાન અટકાવવા માટે, ભવિષ્યની પ્રજાના દુઃખદ શ્રાપમાથી મુક્ત થવા માટે જ્ઞાતિના વિનયશીળ વિદ્વાનો આ પ્રકારના બનાવો અટકાવશે? નહિ તો પછી ભવિષ્યના ઇતિહાસમા એટલુંજ લખાશે કે કોઈ બ્રહ્મક્ષત્રિય નામક ન્યાત ગુજરાતમા વસતી તો હતી પરન્તુ યોગ્ય અંકુશ મુકવા તે ન્યાતના વિદ્વાન્ સ્રી પુરૂષો પછાત પડતા ભયાનક નૈતિક અવદશાને પામી તે જ્ઞાતિના ચુરેચુરા થઇ ગયા! પ્રભુ! એ પરીણામ ના લાવે! પરન્તુ એ પરીણામ પર ખેંચી જતો આ વિચિત્ર લગ્ન પ્રકાર અને કમનશીબ ગુંચવારો ક્ષત્રિય કોમ મુંગે મોઢે જોયા કરશે? અમદાવાદ આ સાખી રહેશે?

લી૦ ગુંચવાયલો 'જ્ઞાતિબંધુ.'

## तमाम ब्र. क्षत्रीय पंचने विनंति.



આપણી કોમમાં શાસ્રીય રૂઢી પ્રમાણે લગ્ન થવા સાથે કન્યાનાં નિર્વાહ માટે પલ્લુ આપવાનો રીવાજ છે. તે રીવાજ સંબંધમાં "મુંબઈ ગેઝીટીઅરોમાં" તથા વખતોવખત આપણી ન્યાતનાં પંચો ભેગા થઈ ઠરાવો કરેલ છે. છેલ્લામાં છેલ્લો ઠરાવ અમદાવાદ પંચે ૧૮૯૧ અને શ્રી ભરૂચ પંચે ૧૮૯૨ની સાલમાં કરી મુકેલ છે. તે ઠરાવ ફરીથી શોધી કાઢી અમલમાં મુકવાની ખાસ જરૂર જણાય છે: જેથી કરીને હાલમાં થતો "વર-વિક્રય" બંધ થવા પગલાં લેવાને માટે વિદ્વાન યુવકોનાં ધ્યાન ઉપર આવે સંભવ ઘણોજ વિકટ છે. અને તેથી કરીને જુના વિચારો જો કે વૃદ્ધ થએલ જણાય તો પણ તેમાં કાંઇક ફેરફાર સાથે જો અમલમાં મુકાય તો વર તથા કન્યાવાળા બેઉ પક્ષોમાં સુગમ પડે. દહીઆણાની રીત હજુ ચાલુ છે, પણ તે પ્રમાણે "આપલે"ની રીતમાં ઘણીજ ફેરબદલી થઈ ગએલી છે. કહેવત છે કે "આપ ઘેર દીકરી તે પર ઘેર વહુ અને પર ઘેર દીકરી તે આપ ઘેર વહુ" થયા વિના રહેતું નથી. તેથી કરીને કેટલાક એમ સમજે છે કે આપવું તેવું લેવું. આપણી દિકરી બ્હેન માટે આપવું અને દિકરા ભાઈ માટે લેવું. પણ તે મ્હારી ધ્યાન મુજબ સમજ ફેર થાય છે. જો કે અમુક અંશે અંકુશ મુકવા સારૂ નીયમ બંધાય અને તે નીયમ વિરૂદ્ધ ચાલનારને શીક્ષા થતી હોય તો આવા દાખલા વધુ બનવા સંભવ નથી. આ શીક્ષા પીનલકોડનાં ગુન્હાની નથી. કે જેથી મ્હારા યુવાન ભાઈઓ પોતાને દંડાયલા સમજે. પણ અંકુશ રૂપે જે શીક્ષા હુકમ થાય તેનો અમલ થાય અને તે રકમો ગમે તે જાતનાં કેળવણી ફંડમાં જાય અને મ્હારા લખ્યા પ્રમાણે જો બને તો હું એક ભવિષ્યને માટે ઘણુંજ સારૂ પરિણામ આવશે એમ હુમેદ રાખુંછું.

એસ. ઠાકોર.



## પુસ્તક પરિચય.

**સંવાદ સંગ્રહ.**

(સંયોજક અને પ્રકાશકો–રા હરિલાલ ચંદુલાલ ઠાકોર હેડ મસ્તર સ્કૉટ કૉલેજ સાદ્રા અને રા ભાઈચંદ પુંજાદાસ શાહ કીંમત, પાકું પુઠું રૂા. ૨-૦-૦ કાચું પુઠું રૂા ૧-૧૨-૦)

સંયોજકો કહે છે તેમ શાળાઓ અને કૉલેજોમાં થતા ઈનામ કે અન્ય સમારંભ પ્રસંગે વિદ્યાર્થીઓને વાલીઓ તથા સંભાવિત જનોને નિમંત્રણ કરવામા આવે છે, અને તે પ્રસંગ અતિ આનંદદાયક નિવડે તેવો કાર્યક્રમ ગોઠવાય છે આવે પ્રસગે નાટકરૂપે નીતિમય, (કૉમિક) હાસ્યપુર્ણ અને હાર્દિક સવાદો ભાવપુર્ણ ભજવાય તો અતિ આનદદાયક થઈ પડે છે; પરંતુ આપણી ભાષામા આવા સવાદો ખોળવાનુ કામ મુશ્કેલ થઈ પડે છે આ મુશ્કેલી દુર કરવાનો સફળ પ્રયત્ન આ પુસ્તકમા થયો છે સયોજકોએ આપણા સાહિત્યમાથી પસદ કરીને, તેમજ જાણીતા લેખકોને વિનતિ કરીને તેમની પાસે ખાસ લખાવીને, આ પુસ્તકમા પચાવન સવાદો આપ્યા છે કેટલાએક સવાદો કેવળ છોકરાઓથી, તેમજ કેવળ છોકરીઓથી ભજવી બતાવાય તેવા પણ છે હજી છોકરા છોકરીઓથી બેગા ભજવી બતાવાય તેવા સવાદો ઉપયોગમા આવશે કે કેમ તે શક પડતુ છે અમારા મતે તો આવે પ્રસગે બાળક બાળકીઓ સાથે ભાગ લે તે ઘણુ ઇચ્છવા યોગ્ય છે એકંદરે સંવાદો ઉત્તમ અને ઉપયોગી છે, અને આવો સગ્રહ બહાર પાડવા માટે અમે સંયોજકોને ધન્યવાદ આપીએ છીયે દરેક પ્રાથમિક તેમજ માધ્યમિક શાળામાં રાખવા યોગ્ય આ પુસ્તક છે

કેશવપ્રસાદ દેશાઈ.

---

## જ્ઞાતિને ભેટ.

માંદગીના પ્રસગમા જ્ઞાતિબધુઓના વપરાશ સારૂ આઈસબેગ, હોટ વૉટર બેગ, થર્મોમીટર, બેડ પેન, યુરીન બોટલ્સ, ડુશ વગેરે મુબઈ, સુરત, ભરૂચ, આમોદ, વડોદરે અને જુનાગઢ મોકલ્યા છે સરહુ ચીજો નીચે લખેલા ગૃહસ્થો પાસેથી મળી શકશે

મુંબઈ—રા. નટવરલાલ માધવલાલ દેસાઈ, સોલીસીટર.
સુરત—રા. ઠાકોરલાલ માણેકલાલ ઠાકોર, વકીલ.
ભરૂચ—દીનકરરાવ નરભેરામ દેસાઈ, વકીલ.
આમોદ—રા. બલવંતરાય રતનરામ દેસાઈ.
વડોદરા—રા. શ્રીપતરાય જાદવરાય, વકીલ.
જુનાગઢ—રા. ઈશ્વરલાલ દુર્ગાદાસ દેસાઈ.

—:o:—

## સૂચના.

૧. ચર્ચાપત્રો ને લેખો માટે લેખકો જવાબદાર છે.
૨. નામ પ્રસિદ્ધ ન કરવાની ઈચ્છા રાખનાર લેખકે તંત્રીની ખાનગી જાણ માટે પોતાનું નામ જણાવવું. વગર નામના લેખોપર જરા પણ ધ્યાન આપવામાં આવશે નહિ.
૩. લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ અથવા તેમાં ફેરફાર કરવો વિગેરેનો પૂર્ણ અધિકાર તંત્રીને છે.
૪. લેખો યથાવકાશે પ્રસિદ્ધ થઈ શકશે, અને તે સંબંધે પત્રવ્યવહાર કરવામાં આવશે નહિ.
૫ લેખો કાગળની એક બાજુ ઉપર અને શુદ્ધ અક્ષરે શાહીથી લખેલા હોવા જોઇએ. અપૂર્ણ લેખો લઈ શકાશે નહિ.
૬ શિરનામું બદલતાં નવું શિરનામું તાકીદે લખી જણાવવું.
૭. લવાજમ વી. પી. થી પ્રથમથી વસુલ કરવામાં આવે છે.

**બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઓફીસ,**
કેશવ આશ્રમ, પારેખ સ્ટ્રીટ, ગીરગામ મુંબઈ.

—:o:—

## વિનંતિ.

જે ગ્રાહકોના લવાજમના પૈસા ચાલુ વર્ષના આવ્યા નથી તેમને ત્રિમાસિકનો આવતો અંક એટલે એપ્રીલ માસનો અંક વી. પી. થી મોકલવામાં આવશે જે સ્વીકારી લેવા વિનંતિ છે.

**બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઓફીસ.**

—:o:—

# જ્ઞાતિના ખબર અંતર.

## નિમણુક ફેરબદલીઓ વગેરે

—રા નગીનલાલ વેણીલાલ દેસાઈની બદલી અમદાવાદથી થાણા જડજ તરીકે થઇ છે

—રા ત્રીકમલાલ પ્રાણજીવનદાસ લાખીયાની બદલી અમદાવાદથી સુરત સ્પેશીયલ મેજીસ્ટ્રેટ તરીકે થઈ છે

—રા નૌતમલાલ ભગવાનલાલ છત્રપતિની બદલી રૂ ૧૪૦) ના પગારથી કુલીયાણે થઈ છે

—રા રતીલાલ દુર્ગાદાસ દેસાઈની બદલી રૂ ૧૧૦) ના પગારથી ઉને થઇ છે

—રા ઈશ્વરલાલ નરભેરામ દેસાઈ રતલામ રે’વે ઓફીસમા રૂ ૪૦) ના પગારથી નિમાયા છે

—રા ચુનીલાલ નગીનલાલ દેસાઈની બદલી ખારાઘોડાથી ભરૂચ કસ્ટમ ખાતામા થઈ છે

—રા ધનવતરાય સાકરલાલ ઠાકોરની નિમણુક મુબઈની તાતા ઑઈલ મીલની ઓફીસમા રૂ ૧૦૦) ના પગારથી થઈ છે

—રા ગુણવતરાય માણેકલાલ દેસાઈ (ન્હાનો સાથ) અમદાવાદ જ્યુડીશીયલ કોર્ટમા રૂ ૭૦) ના પગારથી નિમાયા છે

—રા માણેકલાલ ગુલાબરાય દેસાઈ (ન્હાનો સાથ) જબુસરના સબ રજીસ્ટ્રારનો પગાર વધી રૂ ૯૦) થયો છે અને દર વર્ષે રૂ ૫ નો વધારો મળી રૂ ૧૨૦) ની ગ્રેડમા મુકવામા આવ્યા છે

—રા છોટાલાલ માણેકલાલ ઠાકોર (પુનાની રજીસ્ટ્રેશન ખાતાની હેડ ઓફીસમા) નો પગાર વધી રૂ ૮૦) ને થયો છે

—રા સુરજરામ પ્રાણશકરરાય ઠાકોરની બદલી કુબજ્થી વીરમગામ ફોજદાર તરીકે થઈ છે

—રા ચીમનલાલ કલ્યાણરાય ઠાકોર (નડીયાદ કેળવણીખાતામા) નો પગાર વધી રૂ ૮૫) થયો છે

—રા હર્ષભીરામ દરીલાલ દેસાઈ અકલેશ્વર ફોજદારની બદલી ભરૂચ સી આઈ ડી ખાતામા થઈ છે

—રા જયન્તિલાલ સુરજરામ દિવાનનો પગાર (ભરૂચ મ્યુનિસિપાલીટીના સેનીટરી ખાતામા) વધી રૂ ૨૦) થયો છે

—રા કૃષ્ણલાલ ચંદુલાલ દેસાઈની બદલી આણંદથી નડીયાદની બ્રાન્ચ પોસ્ટ ઓફીસમા પોસ્ટ માસ્તર તરીકે થઇ છે
—રા હરરાય અમુલખરાય દેસાઈની બદલી ગોધરાથી સુરત આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે થઈ છે
—રા મગનલાલ દયાશંકર મુનશી (રાજકોટ એજન્સીમા) નો પગાર વધી રૂા ૬૦) થયો છે
—રા ઈશ્વરલાલ આણંદરાય દેસાઈની મુબઈમા બી બી એન્ડ સી આઈ રેલ્વેની હેડ ઓફીસમા નિમણુંક થઈ છે
—રા ચંદ્રકાન્ત ધીરજલાલ ઠાકોરની નિમણુંક "ધી ઈન્ડીયન ઈન્ડસ્ટ્રીયલ કંપનીની" ટાઇલ્ઝ ફેકટરીમા રૂા ૧૦૦) ના પગારથી થઇ છે
—રા ઈશ્વરલાલ ચુનીલાલ હકુમતરાય મેસર્સ મોરારજી ગોકળદાસની કંપની ના કોટન ખાતામા રૂા ૬૦) ના પગારથી નિમાયા હતા
—રા કૃષ્ણલાલ નરભેરામ દેસાઈને નેધરલેન્ડ બેંકમા રૂા ૫૦) નુ પ્રમોશન મળ્યું છે
—રા ઈશ્વરલાલ ગોવિંદલાલ લાખીયાની બદલી મુબઈથી અજમેર ટેલીગ્રાફ ડીપાર્ટમેન્ટમા થઈ છે
—રા ચંદ્રકાન્ત માણેકલાલ દેસાઈ અભ્યાસ અર્થે અમેરિકા ગયા છે

—— ० ——

## जाहेर जीवन



—૩૬ મી હિંદી મહાસભાની સાથે મળનાર સમાજ સુધારા પરીષદના સ્વાગત કમીટીના ચેરમેન તરીકે તથા સંસાર સુધારા કોનફરસના ઉપપ્રમુખ તરીકે ડૉ કાનુગા ચુંટાયા હતા
—ઓન સર ચિમનલાલ સેતલવાડે ગુજરાત કોલેજના અંગનો કૉંગ્રેગેશન્ (?) ધી રીફ્થ લેક્ચર હોલ ખુલ્લો મુકવાની ક્રીયા કરી હતી. આ પ્રસંગે આપણી નાતના ગુજરાત કોલેજમા ભણતા વિદ્યાર્થીઓએ તેમને ટીપાર્ટી આપી હતી
—રા બા અંબારાકર ઉત્તમરામ મનજી તથા ગ. પ્રાણલાલ મોરધારીમ દેસાઈએ ના મુબઈ સરકાર તરફથી ફરજીયાત કેળવણી દાખલ કરવા વિષે નીમેલી કમીટી સમક્ષ કમીટીની અમદાવાદની બેઠકમા શાક્ષીઓ આપી હતી

—સુરત મુકામે ઉત્તર વિભાગની સહકારી પરિષદ્‌મા રા બા અબારાકર ઉત્તમરામ મવજી, રા ચુનીલાલ હકુમતરાય, રા. નરભેરામ ફીરપારામ અને રા કેશવલાલ અબાગકર મલજીએ ભાગ લીધો હતો

—પંડિત મોતિલાલ નેહેરૂ, લાલા લજપતરાય વગેરે નેતાઓ પકડાયા તેમને અભિનંદન આપવા સારૂ ભરૂચમા મળેલી જાહેર સભામા રા ચંદુલાલ મણીલાલ દેસાઈ અને રા ખુશવદન ચંદુનાથ ઠાકોરે પ્રસગોપાત વિવેચન કર્યા હતા

—અમદાવાદ મુકામે મળેલી ૩૬ મી રાષ્ટ્રીય મહાસભામા ભરૂચ તાલુકા તરફથી રા ચંદુલાલ મણીલાલ દેસાઈ પ્રતિનિધી તરીકે ચુટાયા હતા

—આમોદમા રા ભાઈલાલ વ્રજરાય દેસાઈએ "દેશી વનસ્પતી" નુ ધરમાદા દવાખાનુ ઉઘાડયુ છે

—નામદાર પ્રીન્સ ઓફ વેલ્સના આગમન પ્રસગે મુબઈ યુનિવર્સિટી તરફનુ આવકારનુ માનપત્ર સર ચીમનલાલ સેતલવાડે વાચ્યુ હતુ

—અમદાવાદ જીલ્લાના શિક્ષકોના યુનીયનના પ્રમુખ તરિકે રા પ્રાણલાલ ફીરપારામ દેસાઈને ચુટવામા આવ્યા છે

—નડીયાદ ખાતે ગુજરાત કોઓપરેટીવ કોન્ફરન્સ મળી હતી તેમા રા બા અબારાકર મનજીએ ભાષણ આપ્યુ હતુ

—રા સાકરલાલ ડાહ્યાભાઈએ–"યુરોપ અમેરીકાનો પ્રવાસ' નામનું પુસ્તક લખી પ્રસિદ્ધ કર્યુ છે

—રા પ્રાણલાલ ફીરપારામ દેસાઈ માધ્યમિક શિક્ષકો તથા આસી ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેકટરોના અમદાવાદ જીલ્લાના યુનીયનના પ્રમુખ તથા સંસાર સુધારા કોનફરસના સેક્રેટરી તરીકે નીમાયા છે

—રા બાબુરાવ ગણપતરામ ઠાકોરે અરેબીઅન નાઇટસમાંથી "અલાઉદ્દીન અને દેવતાઇ દીવો" નામની વાર્તા ન્હાના બાળકો માટે સરળ ભાષામા લખી પ્રગટ કરી છે

અમદાવાદ મુકામે મળેલી ૩૬ મી રાષ્ટ્રીય મહાસભામા આપણી જ્ઞાતીના નીચે જણાવેલા ભાઈઓ તથા બ્હેનોએ સ્વયસેવક, સ્વયસેવીકાઓ તથા વર્કર્સ તરીકે કામ કર્યુ હતુ –

હેડ કેપ્ટન.

રા જીવણલાલ હરીપ્રસાદ દિવાન

## સ્વયંસેવકો.

બાઈ ઈશ્વરલાલ ચીમનલાલ ઠાકોર,
,, ભગવંતરાય અમુલખરાય દેસાઈ,
,, અરવીંદ ઠાકોરલાલ દેસાઈ,
,, ઇંદ્રપ્રસાદ હરીપ્રસાદ દેસાઈ,
,, દેવીપ્રસાદ હરીપ્રસાદ દેસાઈ,
,, વીષ્ણુપ્રસાદ હરીપ્રસાદ દેસાઈ,
,, પ્રલ્હાદ મણીલાલ દેસાઈ,
,, મધુસુદન મણીલાલ દેસાઈ,
,, હીરાલાલ નગીનલાલ દેસાઈ,
,, નટવરલાલ લલ્લુભાઈ ઠાકોર,
,, કૃષ્ણલાલ લક્ષ્મીલાલ ઠાકોર,
,, ઇંદ્રવદન બલવંતરામ ઠાકોર,
,, પ્રાણલાલ આપાજી ઠાકોર,
,, વામનરાવ કૃષ્ણલાલ દેસાઈ,
,, હરીવદન મણીલાલ ઠાકોર,
,, રમણીકલાલ અંબાલાલ લાખીઆ,
,, પાન્ડુરાવ છોટાલાલ ઠાકોર,
,, રાજેન્દ્ર શંભુપ્રસાદ ઠાકોર,

## સ્વયંસેવિકાઓ.

સૌ. હીરાલક્ષ્મી વીષ્ણુપ્રસાદ દેસાઈ,
,, મંગળાગવરી કનૈયાલાલ ઠાકોર,
,, વીમળાગવરી ઈશ્વરલાલ ઠાકોર,
,, નંદગવરી કાન્તીલાલ ઠાકોર,
,, કાન્તાગવરી ગીરધરલાલ દેસાઈ,
,, નેત્રમણી દીનકરરાવ દેસાઈ,
,, અશ્રુમતી વૈકુંઠરાય દેસાઈ,
,, કુમુદગવરી બલવંતરાય શ્રીપતરાય ઠાકોર,
,, મણીગવરી મોતીલાલ કાનુગા,
,, મંગળાગવરી રામપ્રસાદ (નાનો સાથ)
,, સાવીત્રી નટવરલાલ દેસાઈ,

" સુમીત્રા બળવંતરાય કાનુગા,
" નીર્મળગવરી હરીપ્રસાદ દેસાઈ,
" મંગળા હરીકૃષ્ણ દીવાન,
" ન્હાની હરીકૃષ્ણ દીવાન,
" મધુમતિ અંબાલાલ લાખીયા,
" તનમનગવરી " "
" શાંતાગવરી ત્રીકમલાલ "
" કુમુદગવરી ત્રીકમલાલ ઠાકોર,
" શાંતાગવરી " "
" મનહરગવરી અમૃતલાલ દેસાઇ,
" વસુમતી કૂલશંકર દેસાઈ,
" નીર્મળગવરી જીવણલાલ દેસાઈ,
" દમનગવરી ચીમનલાલ ઠાકોર,
" તનમનગવરી ચીમનલાલ ઠાકોર
" કળાવતી કલ્યાણરાય ઠાકોર
" પદ્માગવરી " "
" વીમળાગવરી બચુભાઈ દેસાઈ
" સુમતી ઠાકોરલાલ ઠાકોર
" જયાગવરી ચંદુલાલ ઠાકોર
ગં સ્વ બ્હેન પદ્માવતી ચીમનલાલ દેસાઈ,

કાર્યવાહકો.

રા બલવંતરાય પરમોદરાય ઠાકોર
" નગીનલાલ હરીલાલ સેતલવડ
" ત્રીકમલાલ નરસીલાલ દેસાઈ
" સાકરલાલ ભુલાખીદાસ ઠાકોર
" ચીમનલાલ શંભુપ્રસાદ ઠાકોર.
" પ્રાણલાલ નરભેરામ ઠાકોર
" હરિપ્રસાદ જીવણલાલ લાખીયા
" ચંદુલાલ મણીલાલ દેસાઈ
" હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
" બલવંતરાય નરસીલાલ કાનુગા

| | | | |
|---|---|---|---|
| સૌ. કુમુદા ઈશ્વરલાલ નરસીલાલ | ને | પુત્રી | ભરૂચ |
| ,, મંગળાગૌરી સત્યેન્દ્રલાલ ચંદુલાલ | ,, | પુત્ર | ,, |
| ,, શાંતાગૌરી નરહરીલાલ ભોગીલાલ | ,, | ,, | ,, |
| ,, મંગળાગૌરી ત્રીકમલાલ બળવંતરાય | ,, | ,, | ,, |
| ,, કાંતાગૌરી છોટાલાલ સુંદરરાય | ,, | ,, | ,, |
| ,, પદ્માવતિ ભોગીલાલ રણછોડરાય | ,, | પુત્રી | આમોદ |
| ,, શીવલક્ષ્મી લક્ષ્મીરામ હરીનાથ | ,, | ,, | , |
| ,, ધનવિદ્યા નટવરલાલ પ્રાણશંકર | ,, | ,, | અમદાવાદ |
| ,, કાન્તાગૌરી નટવરલાલ લાખીયા | ,, | ,, | ,, |
| ,, કાન્તાગૌરી પ્રાણલાલ નરભેરામ | ,, | ,, | ,, |
| ,, તનમનગૌરી પાડુરાવ દેસાઈ | ,, | પુત્ર | અમદાવાદ |
| ,, પાખળી હરિપ્રસાદ વજરાય | ,, | ,, | ,, |
| ,, ચતુરલક્ષ્મી ઠા હરિ ઠાકોરલાલ | ,, | ,, | ,, |
| ,, ચંદ્રમણી ઇંદ્રપ્રસાદ ઠાકોર | ,, | ,, | ,, |
| ,, કાંતાગૌરી વૈકુંઠલાલ ભગવાનલાલ | ,, | ,, | ,, |
| ,, હેતુ માણીપ્રસાદ કહાનદાસ | ,, | પુત્રી | જુનાગઢ |
| ,, મણી ગુલાબશંકર છોટાલાલ | ,, | બેપુત્રી | જુનાગઢ |

## मरण.

| | ઉ વ | રોગ | સ્થળ |
|---|---|---|---|
| ત્રીકમલાલ બળવંતરાય નો બાળકપુત્ર | | | ભરૂચ |
| સૌ. ચંદ્રમતી બળવંતરાય શ્રીપતરાય | ૨૮ | તાવ | વડોદરા |
| ,, તનમનગૌરી પાડુરાવ દેસાઈ | ૨૧ | સુવાવડ | અમદાવાદ |
| કુસુમગૌરી હરિપ્રસાદ વજરાય | ૧૨ | વરસોલી | ,, |
| ચીમનલાલ કલ્યાણરાય ઠાકોરની બાળક પુત્રી | | | ,, |
| ઈચ્છાશંકર વ્રજદાસની ,, | , | | જુનાગઢ |
| મણીપ્રસાદ કહાનદાસની ,, | ,, | | ,, |
| હરીલાલ ચંદુલાલ દેસાઈ | ૨૨ | ક્ષય | ,, |